# सिकंदर नामु

एटले

# महान् सिकंदर बादशाहनुं चरित्र.



રચનાર


## ચુનીલાલ બાપુજી મોદી

સરસની સરકારી ગુજરાતી નિશાળના મેહેતાજી.


દોહરો.

મૂરતસેં કીરત બડી, બીન પંખ ઉડ જાય;<br>
મૂરત તો જાતી રહી, કીરત કભી ન જાય.

(કબીર)




અમદાવાદ

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ એજન્સી કંપની લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૩૯. સને ૧૮૮૩.




કિમ્મત ૧-૪-૦

૧૮૮૩

# LIFE OF ALEXANDER THE GREAT


COMPILED BY

## CHUNILAL BAPUJI,

MASTER OF THE GOVERNMENT VERNACULAR

SCHOOL AT SARASA IN THE SURAT DISTRICT.



AHMEDABAD:

Printed by Ranchodlal Gungaram at the Ahmedabad United Printing and General Agency Co.'s Press, Mama's Haveli.

1883.

*Price* 1—4—0

# અનુક્રમણિકા.

## ભાગ સાતમો.



## ભાગ આઠમો.





# પ્રસ્તાવના.

ચરિત્રો અને ઇતિહાસ માણસના અનુભવરૂપી ખજાનાછે. તે, આગલાને ઠેસ વાગે તો પાછળનો ચેતીને ચાલે, એ સાધારણ કેહેણી પ્રમાણે સર્વને અત્યંત ફાયદાકારકછે.

આ ભવરૂપી સાગરમાં માણસને તરીને પાર જવું પડે છે, વાસ્તે જનસમુહમાં માણસે કેમ વર્તવું એ જાણવું જોઇએ. ને તે જાણવા સારૂ જન સ્વભાવની સારી પેઠે માહિતી જોઇએ. નહિ તો તેમાં સુખ શાન્તિથી રહી શકાય નહિ. માટે પૃથ્વી ઉપરનાં અનંત માણસોના અનંત સ્વભાવનાં અનંત પ્રસંગે જે તરેહવાર રૂપો નજરે પડેછે, તે ચરિત્રો અને ઇતિહાસ ઉપરથી ઓળખાય છે.

આગળ કોણ કેમ ચાલ્યું, તેનો પરિણામ શા થયો, નવાં રાજ્યો કેવી રીતે પ્રકાશ પામ્યાં, શા કારણથી લય પામ્યાં, સદાચરણનું ફળ શું અને દુરાચરણનું પરિણામ શું, અતિ લોભથી શું થાય છે, ચતુર ને નીતિમાન માણસો સંકટમાંથી કેમ પાર પડે છે, વિષયાંધ, મદાંધ અને રાજ્યાંધ પોતાનાં પ્રાણ ને પ્રતિષ્ઠા કેવાં જોખમાવેછે, અહંકારીની કેવી અવસ્થા થાય છે, તથા સંપત્તિ કેવી નાશવંત છે, એ સર્વે ચરિત્રો કે ઇતિહાસ ઉપરથી, માલમ પડે છે.

પ્લિની નામે એક નામાંકિત ગ્રંથકાર થઈ ગયો છે, તેણે એક ઠેકાણે એવું લખ્યું છે કે, "પોતાની કીર્તિ અચળ રેહેવાની જો કોઈ ઇચ્છા રાખતો હોય, તો તેણે ગ્રંથમાં લખાવા સરખાં કામો કરવાં જોઇએ." એ કહેવું બીલકુલ ખરૂં છે. જેનાં નામો આજ હજારો વરસ થયાં આ દુનિઆમાં ગાજી રહ્યાં છે, તેમના હાથથી એવાંજ વર્ણન કરવા જોગ કૃત્યો બન્યાં છે. જેમ રામ રાવણ, કૃષ્ણ કંસ, પાંડવ કૌરવ, વગેરે નામો જગ જાહેર છે, તેમ સિકંદર બાદશાહનું નામ પણ અમર છે. દુનિઆ પેદા થઈ ત્યારથી આજ સુધી તેના જેટલું રાજ્ય અને વૈભવ બીજા કોઈ રાજાએ મેળવ્યાં નથી. ફકત ત્રીશ બત્રીશ વર્ષની ઉમરમાંજ તેના હાથથી જે કામો થયાં છે, તે ખરેખરાં આશ્ચર્યકારક છે. એ બીનાને બીજી કેટલી એક વાતનો આધાર જો પ્રમાણ સહિત ન હોત તો સિકંદર બાદશાહની હકીકતના ખરાપણા વિષે ખચિત્ત સંશય રેહેત. દુનિઆના પ્રાચિન ઇતિહાસમાં એની હકીકત જાણવા જોગ છે. વાસ્તે રેવરેંડ જોન વિલિયમના સને ૧૮૨૯ના છપાવેલા ઇંગ્રેજી પુસ્તકનો મુખ્ય આધાર લઈ, તેની સાથે રાજેશ્રી વિનાયક કોંડદેવ ઓકનું મરેઠી પુસ્તક તથા માન સ્ટુઅર્ટ એલફીસ્ટન સાહેબનો હિંદુસ્તાનનો ઇતિહાસ, અને ફારશી સિકંદર નામું વગેરે ગ્રંથોને આધારે આ પુસ્તક તૈયાર કરીને સ્વદેશની સેવામાં રજુ કર્યું છે.

આ ગાજી મરદનો દાખલો આ દેશના રાજાઓનેજ માત્ર ફાયદાકારક છે, એમ નથી. પણ એથી સઘળા સંસારી માણસોનેએ પોત પોતાના કુટુંબનું હિત સાધવાને બન-

શે. માટે આ મનોરંજક ચરિત્ર સર્વે જણે ધ્યાન દઈને વાંચવું અને તેમાંથી સદ્બોધ લઈને પોતે પોતાના વર્તન સાથે મુકાબલો કરવો એવી ગ્રંથ કરતાનો મનઃ પૂર્વક અભિલાષ છે, તે જગન્નિયંતા વિશ્વંભર સફળ કરો.

આપણા દેશમાં આવાં પુસ્તકોની મીઠાશ ઘણા જણાને લાગેલી જણાતી નથી, તેથી મેં વિદ્યા ખાતાના મુખ્ય અધિકારી મેહેરબાન ચ્યાટફીલ્ડ સાહેબ પાસે આશ્રય માગ્યો. તે તેમણે આ પુસ્તકની ગૂજરાતી બૂક કમેટી મારફત યોગ્ય તપાસ કરીને આપ્યો, માટે હું તેમનો ઘણો આભારીછું.

વળી આ વિષય સંબંધી તથા ભાષા સંબંધી કેટલીએક સૂચના અને સલાહ મેહેરબાન રાવસાહેબ મહીપતરામ રૂપરામ તથા મેહેરબાન રાવસાહેબ મોહનલાલ રણછોડદાસ તથા સુરતની સર જમશેદજીની ઈંગ્રેજી સ્કૂલના આસિસ્ટંટ માસ્તર રાજેશ્રી લલીતાશંકર લાલશંકરે આપી માટે હું તેમનો કૃતજ્ઞતા પૂર્વક ઉપકાર માનુંછું.

આજ બે હજાર વરસ ઉપરના શેહેરોનો નાશ થયો કે નામો બદલાઈ ગયાં હશે. તેથી વાંચનારની અડચણ દૂર કરવા સારૂ મૂળ ઈંગ્રેજી પુસ્તક પ્રમાણે સિકંદર બાદશાહે જીતેલા યુરોપ અને એશિઆખંડના મુલકના બે નકશા મૂક્યા છે, તે વાંચતી વેળાએ આવેલા દેશ કે જગા જોવાને કામ લાગશે.

સુરત ખપાટીઆ ચકલો
તારીખ ૧લી જુલાઈ સને ૧૮૮૩ } લી० ચુનીલાલ બાપુજી મોદી.



# सिकंदर बादशाहनुं चारित्र.

## भाग पेहेलो.

ગ્રીસ દેશમાં પ્રાચીનકાળે નાનાં નાનાં અનેક સંસ્થાનો હતાં. તે હમેશાં સ્વતંત્ર રેહેવા માટે અને વખત આવે એક બીજાને જીતી લેવા સારૂ પ્રયત્ન કરતાં હતાં. ગ્રીસના ઉત્તરે ભાગમાં માસિડોન નામનું એક સંસ્થાન હતું. તે પેહેલાંથી ઘણું બળવાન હતું. ત્યાંના રાજા પોતાને હર્કેયુલસ જે મહાપરાક્રમી પુરૂષ પેહેલાં થઈ ગયો, તેની ઓલાદના કેહેવડાવતા હતા. હમે ફલાણા મોટા પુરૂષના વંશના છીએ, એમ માનીને ગર્વ કરવો ઘણો સેહેલછે; પરંતુ તેવા પરાક્રમનાં કામ કરીને, તે વાત લોકો પાસે કબુલ કરાવવી ઘણી કઠણછે. માસિડોનના રાજકુલમાં તેવો એક મહાન્ પરાક્રમી પુરૂષ નિપજ્યો, તેણે પોતાના વિલક્ષણ મહત્વ કૃત્યથી આખી દુનિઆને અજાયબીમાં નાંખી, પોતાના કુળની આગલો અભિમાન ખરો કરી દેખડાવ્યો. તેને યુરોપના લોકો અલેકઝાંડર ધી ગ્રેટ કહેછે; અને એશિઆખંડના લોકો સિકંદર કહેછે. તેનું ચરિત્ર અત્યંત મનોરંજકછે. તે ઘણા ગ્રંથકારોએ પોત પોતાને ફાવતી અનેક રીતે લખેલુંછે. તેને ટુંકામાં લખવાનો અત્રે આરંભ કરીએ છીએ.

સિકંદર બાદશાહની કથા આરંભ્યા પેહેલાં, તેના બાપ ફિલિપરાજાની થોડીએક હકીકત કહેવી જોઇએ, એમ લાગેછે. ફિલિપ ઈ૦ સ૦ પૂ૦ ૩૬૦ મે વરસે માસિડોન દેશની રાજગાદીએ બેઠો ત્યારે તે ફકત ચોવીસ વર્ષનો હતો. કોઇપણ કામ દૃઢ નિશ્ચયથી અને નિયમિત રીતે કીધા વગર તેમાં જશ મળવાનો નથી, એવી તેની પક્કી ખાત્રી થઇ હતી. તેણે કરીને લશ્કરની વ્યવસ્થામાં ઘણી સખત નજર રાખતો હતો. તેણે પોતાના લશ્કરનો ઉત્તમ સુધારો કરીને તેને જોરે આથેન્સ વગેરે સંસ્થાનોને આજ્ઞાંકિત કર્યાં હતાં. દિમાસ્થનીસે* એક ઠેકાણે એવું લખેલુંછે કે, ફિલિપરાજાના વખત સુધી સોનું રૂપું વ્યવહારમાં કોઇએ હાથમાં પકડવું નહિ એવો કાયદો હતો; તે એણે રદ કર્યો, "દ્રવ્યરૂપી શસ્ત્ર તું હાથમાં લઈશ એટલે તને જે જોઇશું તે જીતાશે" એવું દેલફાય† ગામ દેવતાએ મને સ્વપ્નામાં પ્રગટ થઇ કહ્યુંછે, એવું તે સર્વને કેહેવા લાગ્યો. એમાં ખરૂ કેટલુંછે તેતો આપણે સેહેજ સમજી શકીશું, તથાપિ હું જે કરૂંછું તે દોષિત નથી, એવું લોકોના મનમાં ઠસાવવા સારૂ કોઈ યુક્તિ કાઢવી જોઇએ, એવું તે સારી પેઠે સમજતો હતો, એમાં તો સંશય નહિ.

---

* એ સખસ ગ્રીસદેશની રાજધાની આથેન્સમાં જગતપ્રસિદ્ધ વક્તા અને ગ્રંથકાર થઇ ગયોછે.

† એજ નામના ગામડામાં એ ગામદેવ ગ્રીસ દેશમાં હતો, તેને લોકો મોટો દેવ સમજીને તેના સ્વપ્નામાં આવેલાં દર્શન કે કેહેણ ઉપર ઘણો વિશ્વાસ રાખતા હતા.

ફિલિપ રાજાએ ઓલિંપિઆસ નામે સ્ત્રી સાથે લગ્ન કર્યા હતાં; તેને પેટે સિકંદર ઇ૦ સ૦ પૂ૦ ૩૫૬ મે વર્ષે માસિડોનની રાજધાની પેલ્લામાં જન્મ્યો. છોકરાનાં લક્ષણો ગર્ભવાસમાંથીજ જણાઈ આવેછે, એવું પ્રાચીનકાળના લોકોનું મત હોવાથી ઓલિંપિઆ સના ભારેવાયાપણાની વખતની તરેહવાર ચમત્કારિક વાતો પુસ્તકોમાં લખેલી મળી આવેછે. ખુદ ફિલિપરાજાને એકવાર એવું સ્વપ્નું આવ્યું કે, પોતે પોતાની ધણીઆણીના ઉપર મોહોર કરતાં તેમાં એકા એક સિંહનું ચિત્ર પડ્યું; તેમજ પછી એમ દીઠામાં આવ્યું કે એક મોટો સાપ તેની પથારીમાં તેની સોડમાં નિરાંતે સુતેલોછે, એ સ્વપ્ના ઉપરથી ઓલિંપિઆસ કોઈ ડાકેણ હોવી જોઈએ, એવા વહેમ રાજાના મનમાં ઉભા થવાથી તે તેની ભણી સુધાં ન લાગ્યો એવું કહેછે.

ઓલિંપિઆસને છેલ્લા દહાડાની વેળાએ ફિલિપ પોતાના લશ્કર સાથે દેશ જીતવા સારૂ સ્વારીએ ગયો હતો. આાણીમેર ઇ૦ સ૦ પૂ૦ ૩૫૬ ના વર્ષમાં માસિડોનની રાજધાની પેલ્લામાં સિકંદરનો જન્મ થયો. એ વધામણી પોતિદિયા નામે મોટું શેહેર જીત્યું તેજ વેળા ફિલિપને મળી. તેજ તેના સરદાર પાર્મિનિઓએ ઇલિરિયન લોકોને હરાવ્યાની એક અને પોતાના ઘોડાએ મોટી આબરની એક સરત જીત્યાની બીજી એવી ઉપરા ઉપરી ખુશ ખબરો સાંભળવાથી તેને પરમ સંતોષ થયો. તેણે મોટો ઓચ્છવ કર્યો, તોપણ તે આનંદના ઉભરાની વેળાએ તેના મનમાં એમ આવ્યું કે, સુખની પાછળ માણસને તેના પ્રમાણમાં દુઃખ આવેછે, તેવું આપણે વેઠવું ન પડે, માટે તે પોતાંના દેવની પ્રાર્થના કરીને બોલ્યો, "હે પરમેશ્વર, મને આટલું સુખ મળ્યુંછે. તેની લાગ લાગટ એવડું મોટું જ દુઃખ નાખીશ નહિ; મારાપર નાનું સંકટ નાંખ, અને તે ઉતાવળું નાખ એટલીજ મારી વિનંતીછે." કવિએ એક ઠેકાણે એવું કહ્યું છે કે, આ દુનિઆમાં માણસ મોટા ઘડીઆળના આદોલક જેવુછે; એટલે તેની એક બાજુએ સુખ અને બીજી બાજુએ દુઃખછે; તે તેણે ભોગવવાં જોઇએ. એ વાત ખરીછે. એવા અનેક દાખલા અનેક વાર આપણી નજરે પડેછે. તથાપિ તે ધ્યાનમાં રાખીને વર્તનારા લોક ઘણા થોડા હોયછે.

જે રાતે સિકંદરનો જન્મ થયો,તેજ રાતે એશિઆ માઇનરમાંનાં એફિસસ શેહેરનું ડાયાના દેવીનું દેવળ એરોસ્ટ્રેટસ નામના માણસે બાળી નાખ્યું. એ ઇમારત ઘણી મોટી અને ઊંચી કારીગરીથી બાંધેલી હતી. અને આખા એશિઆખંડમાં પ્રખ્યાત હતી. આાણીમેર સિકંદરનો જન્મ થતાંની સાથેજ તે ઇમારત બળવા લાગી, એ પરથી એને હાથે આખા એશિખંડનો નાશ થવાના ચિન્હો જણાયા, એવું ઇતિહાસકારોએ લખેલુંછે. તેમજ એ દેવાલય બાળવાની એરોસ્ટ્રેટસની મતલબ પણ ઘણી નવાઈ જેવીછે. તે ફક્ત એટલીજ કે નામ પ્રસિદ્ધ થાય. એટલે તેણે તે ગુન્હો કબૂલ કરતી વેળા એમ ખુલ્લું કહ્યું કે, સારૂં અથવા નઠારૂં કોઈપણ પ્રકારનું એકાદ મોટું કામ ન કરતાં મચ્છર મગત્રાની માફક પેદા થવું અને મરવું, તેના કરતાં સારૂં કામ નહિતો નહિ, પણ માઠા કામથી એ મારૂં નામ મારી પાછળ રેહેવા સારૂ મેં એ દેવાલય બાળી નાખ્યું! એરોસ્ટ્રેટસનું આ કામ ઘણું ધિક્કારવા જોગ હતું, એતો નિઃસંશયછે; પરંતુ ચમત્કાર જુઓ કે, તેની મતલબ આવા નિ

ધ કર્મેથી પાર પડી! આપણામાં પણ કહેવત ચાલેછે કે, "ભલે નામ કે ભુંડે નામ" કોઇ માણસને કયારે કેવી બુદ્ધિ સૂઝશે, અને તેથી ભવિષ્ય કઇ વેળાએ શું કરશે એ નકી નથી.

ફિલિપ રાજાના દરબારમાં અરિસ્ટાટલ નામનો એક મહા તત્વજ્ઞાની હતો, તેની શિક્ષણમાં પોતાના પુત્રને મૂકીને ગાદીને લાયક કરવાનું તેના મનમાં આવીને, સિકંદર જન્મ્યા પછી થોડે દહાડે તેણે તેને એક કાગળ લખ્યો. તે ઉપરથી તે પોતાના છોકરાના વિદ્યાભ્યાસને માટે કેટલી કાળજી રાખતો હતો, તે સ્પષ્ટ જણાય છે. એ કાગળની મતલબ:—"મને પુત્ર થયો, એ આપે સાંભળ્યું હશે. પરમેશ્વરે મને દીકરો આપ્યો તે માટે તેનો આભાર માનુંછું, એ ખરૂં છે; પણ આપની હયાતીમાં એ દીકરો આપ્યો એ તેની મોટી કૃપા છે, અને ઘણું કરીને તેને માટેજ હું તેનો વધારે પાડ માનુંછું. મારા એ દીકરા (આપના શિષ્ય) ને જગતમાં શોભે એવા જ્ઞાનપ્રવીણ કરશો, એમાં મને લગાર પણ સંશય નથી." આ કાગળ વાંચીને દરેક સમજુ પિતાને આનંદ થયા વગર રહેશે નહિ. ફિલિપ સરખા રાજા, એટલે જેના છોકરાં ગમે તેવાં નિવડ્યાં તોપણ તેને કશી વાતનું ઊણું પડવાની બીક નથી તે સરખાએ જ્યારે પોતાના દીકરાના વિદ્યાભ્યાસ સારૂ આટલી કાળજી રાખીછે ત્યારે સાધારણ માણસે એ માટે કેટલી મેહેનત કરવી જોઇએ, તે આ ઉપરથી ઝટ સમજાશે. રાલિનનામે નામાંકિત ગ્રંથકાર એવું કહેછે કે, "દરેક દીકરો પોતાના બાપનો સિકંદર છે." એ ખરી વાતછે, પરંતુ દરેક છોકરાનો બાપ ફિલિપ નથી હોતો એટલુંજ ઊણું છે.

સિકંદર થોડું થોડું સમજવા લાગ્યો ત્યારથીજ તેના અંતઃકરણમાં મોટાઈ મેળવવાનો લોભ ઉત્પન્ન થઇને વધવા લાગી. છેક બાળપણમાં તે છોકરાંમાં રમતો હતો ત્યાં પણ પોતે બીજા કરતાં સર્વ સારી વાતમાં શ્રેષ્ઠ છે, એવું દેખડાવવાને ખંતી રહેતો હતો. તેને અધુરો જવાબ તલમાત્ર પણ ગમતો નહિ. હું રાજકુંવાર, બીજા લોકો કરતાં મોટો એમ જાણી બીજા કોઇને પોતાની બરાબર કરવાનો સમય આવવા દેતો નહિ. તે ઘણો ચપળ હતો. તેને તેના મિત્રોએ એકવાર એવું પૂછ્યું કે, "ઘોડાઓ અને રથની શરતમાં તમે પોતે ઇનામ મેળવવા સારૂ પ્રયત્ન કરશો કે નહિ?" "હા; હું કરીશ; પણ જ્યારે મારી બરાબરીના તે ઇનામને માટે પ્રયત્ન કરનારા મારા જેવા રાજપુત્રો હશે તો; સિવાય નહિ." તેમજ ફિલિપરાજા, સઘળા નાના મોટા લોકોના મેળામાં જઇને ચઢાચઢીના ઇનામો લઇને તેઓના નિશાનોમાં પોતાનું નિશાન ભેળી દેતો તે સિકંદરને બિલકુલ ગમતું નહિ.

ફિલિપરાજા મોટો પરાક્રમી હતો. તેની પાસે લશ્કર પુષ્કળ હતું, ને તે હમેશાં નવા નવા દેશ જીતવા સારૂ લડાઇમાં ગુંથાયલો હતો. આજે આ પ્રાંત લીધો, કાલે તે શેહેર સર કર્યું, પરમદહાડે અમુક લોકોને મહા પરાક્રમ કરીને જીત્યા. એવા આનંદની વધામણીઓ પેલ્લામાં વારેવારે આવતી ત્યારે સર્વ લોકો મોટો ઓચ્છવ કરતા હતા. તથાપિ તે વેળાએ સિકંદરનું મોઢું છેકજ ફીકું પડી જતું. એનું કારણ પેહેલાં કોઇથી સમજાયું નહિ. પણ એક વખત તેના મિત્રોએ તેને પૂછ્યું, ત્યારે તેણે મોકળા મનથી એવો સ્પષ્ટ ઉ-

ત્તર આપ્યો કે, “અરે મિત્રો, જે કાંઈ કરવાનું અને મેળવવાનું છે. તે બધુંજ પિતાએ કર્યું અને મેળવ્યું, ત્યારે પછી હું શું કરીશ?” આ જવાબથી સિકંદરનું ધીટપણ અને દુનિઆમાં પરાક્રમ કરવાની ઉત્કંઠા જણાઇ આવેછે. તે પ્રમાણેજ પિતા વિષે અદેખાઈ પણ જણાઈ આવેછે. તથાપિ એવા પ્રકારનું દીકરાનું બોલવું સાંભળીને બાપને આનંદ થશે. સંતાપ નહિ થાય. જુવો પોતાના ઉપર બીજાને આવેલી અદેખાઈ કોઇથી સાંખ્યા શકાશે નહિ; પણ તેજ જો દીકરામાં જણાઈ તો બાપ ખુશી થશે! માણસના સ્વભાવની રચના ઘણી વિચિત્ર હોયછે!

એક વખત ફિલિપરાજા પોતાના લશ્કર સાથે બહાર સ્વારી ફરવા ગયો હતો, તે સમયમાં ઈરાની વકીલો માસિડોનિઆના દરબારમાં આવ્યા. તે વેળા સિકંદર ફક્ત દશ વર્ષનો હતો તોપણ પોતાની યોગ્યતા રાખીને તેની એવી તો આગતાસ્વાગતા કરી કે, તેથી ઈરાની વકીલો છક થઈ ગયા. ઇરાનમાં આકાશમાં અતરીંગ રહેલા બાગો છે; ત્યાંના રાજા ઘણા સંપત્તિવાન અને વિલાસી છે; તેના મેહેલો ઇંદ્ર ભુવન સરખા શોભીતા છે; ઇત્યાદિ ઘણીએક વાતો સિકંદરે સાંભળી હતી; અને એ ઉમરમાં એવી બાબતો ઉપર વધારે મન દોડે એ સાધારણ છે. તથાપિ સિકંદરે તે બાબત એક અક્ષર સુદ્ધાં ન પૂછ્યો. પણ એશિઆખંડના ઉત્તર ભાગમાં જવાનો કયો રસ્તો છે, ફલાણે ઠેકાણેથી ફલાણાનું અંતર કેટલું છે. ઇરાનના રાજ્યનો બંદોબસ્ત કેવો છે. ત્યાંના રાજાએ કઇ કઈ જગાએ ક્યારે ક્યારે કોની કોની સાથે લડાઇઓ કરી, તે પોતાના શત્રુ સાથે કેવી રીતે વર્તેછે, અને પોતાનું રાજ્ય કેવી રીતે ચલાવેછે. એ બાબત તરેહ તરેહના સવાલો પૂછીને ઘણી માહિતી મેળવી લીધી. તે રાજ કુંવરની આ રીતથી ઈરાની વકીલોને ઘણી નવાઈ લાગી. તેથી તેમાંનો એક જણ બીજા સાથે બોલ્યો કે, “અહો આપણો રાજા સંપત્તિવાન છે ખરો; પણ આ રાજકુંવર ખરેખરો મોટો બુદ્ધિવાન છે.” માણસને સ્વપક્ષનો અભિમાન ગમે તેટલો હોય, પણ પરપક્ષની મોટાઈ જે ખુલ્લેખુલ્લી માલમ પડે, તે કબૂલ કરવી પડે છે. પોતાને મોટો કહેવડાવવાને જેને સંપત્તિ વિના બીજું કશુંએ સાધન નથી, તેને હલકો સમજવો.

આગલા ઠરાવ પ્રમાણે ફિલિપરાજાએ સિકંદરને વિદ્યાભ્યાસ કરાવવા સારૂ આરિસ્ટાટલને સોપ્યો. પોતાનો ગુરૂ મહાવિદ્વાન અને પૂજ્ય છે, એવી શુદ્ધ નિષ્ઠાથી સિકંદર અરિસ્ટાટલને ચાહાતો હતો; અને પોતાનું ગુરૂપણું પ્રગટ કરવાને સિકંદર સરખો બુદ્ધિવાન અને અભ્યાસી શિષ્ય બીજો મળવાનો નથી, એવું સમજીને તે તેના ઉપર ઘણું હેત રાખતો, અને તેને જે શિખવવાનું તે તન દઇને શિખવતો. તેથી થોડા વખતમાં સિકંદર ઘણો કાબેલ વિદ્યાર્થી થયો. તેણે કરીને સિકંદરને લાયક ગુરૂ આરિસ્ટાટલ અને આરિસ્ટાટલને લાયક શિષ્ય સિકંદર એવી લોકોમાં ખ્યાતી થઈ. ગણિત, નીતિશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ચિત્રવિદ્યા, ઈત્યાદિ મોટા વિષયો તેને શીખવ્યા. તેમાં તે સારો હોશિયાર થયો. નીતિશાસ્ત્ર રાજા લોકોને ઘણું ઉપયોગી સમજીને તે તેના ઉપર વધારે ધ્યાન રાખવા લાગ્યો, લોકમાં તેની વહાવહા થઈ. પોતાનો કુંવર સારો નિવડેલો જોઇને ફિલિપ

રાજાને પણ મહા સંતોષ થયો. તથાપિ એ સર્વ ફળ આરિસ્ટાટલની કૃપાનું છે, એમ તે સારી પેઠે સમજતો હતો. તેથી તેણે તેને સારી નેમણુંક બાંધી આપી હતી; અને સ્તાગિરા નામે આરિસ્ટાટલની જન્મ ભૂમીનું શહેર જે લડાઈ, ઘેરા ઈત્યાદિથી જમીન દોસ્ત થયું હતું, તે આ વિદ્વાન ગુરૂજીની યાદગારી રહેવા માટે તેણે ફરીને પેહેલાંના જેવુંજ બાંધીને વસાવ્યું. ત્યાં આરિસ્ટાટલ વારેઘડીએ જઈને રહેતો હતો. તે ગામમાંના પોતાના બાગ મધેની શિલાના આસન[1] ઉપર બેશીને અથવા વૃક્ષલતાના છાંયડામાં આમતેમ ફરીને પોતાના શિષ્ય વર્ગને જે શિખવવાનું તે શિખવતો હતો એવું કહેછે. ને આસન પછી કેટલાક વખત સુધી રહ્યું, ત્યાંસુધી દૂર દૂરના લોક મોટી પૂજ્ય બુદ્ધિથી જોવા આવતા હતા એવું કેટલાએક ગ્રંથોમાં લખેલુંછે.

સિકંદર પોતાના ગુરૂ આરિસ્ટાટલને પિતા સમાન ગણતો હતો. તેની તેણે કદીએ અવગણના કરી નહિ. તે શિખવે તે શિખવું, અને તે કહે તે સાંભળવું, એવી રીતે તે વર્તતો હતો. તે વારેઘડીએ એવી રીતે ખુલ્લું કહેતો હતો કે, "બાપે મને જન્મ આપ્યો, અને ગુરૂએ તેજ જન્મનું સાર્થક કર્યું, માટે બંને જણા એક સરખા મારે નમવા જોગછે."[2] એ વાત ખરી છે. જો મુળે જન્મજ ન થયો હોત તો સાર્થક શેનું થાત; વારૂ, જન્મ થયો અને તેનું સાર્થક ન થયું, તેનું ફળ શું? મરવા જીવવાની વાત જુદી છે, તથાપિ દુનિઆંદારીનો વિચાર કરતાં જ્ઞાન સંપાદન સરખું જન્મનું સાર્થક બીજું નથી, એ સેહેલથી ધ્યાનમાં આવેછે. વ્યાસ, વાલ્મીકિ, હોમર, વર્જીલ, વગેરે કવિઓનાં નામો આજ સુધી અમર છે, તેનું મુખ્ય કારણ તેનું જ્ઞાન સંપાદન નહિ કે? માણસ દુનિઆમાં બીજા ગુણોથી ગમે તેટલો મોટો હોય, તોપણ જ્ઞાન શ્રેષ્ઠત્વ સ્થાપન કર્યા વગર તેની તૃપ્તિ થતી નથી. સિકંદર પણ સંપત્તિ અને વૈભવથી પોતાના લોકો કરતાં ચઢીઆતો હતો, અને તેની લોકોમાં માન મુરવત ઘણી હતી; તોપણ તેને શીખવેલાં ઘણા ઊંડા અને ઉપયોગી પ્રકરણો જ્યારે તેના ગુરૂએ લોકમાં પ્રસિદ્ધ કર્યા ત્યારે તેને ઘણું માઠું લાગ્યું; અને તેને માટે તેને લાગલોજ એક કાગળ લખ્યો; તેની મતલબ એવી:—"જે વિદ્યા આજ સુધી લોકોને ફક્ત ગુરૂ મુખ દ્વારે મળતી હતી, તે લખીને સર્વમાં પ્રસિદ્ધ કરી એ આપે સારૂં ન કર્યું. જે જ્ઞાન મેં આપની પાસે મેળવ્યુ છે, તે જો તમે એવી રીતે લોકોને સેહેજ આપશો, તો તેમના કરતાં હું શ્રેષ્ઠ એમ શા ઉપરથી દેખડાવીશ? મારો અમલ કેટલા મોટા પ્રાંત ઉપર ચાલેછે, અને મારૂં રાજ્ય કેટલું મોટું છે, એ દેખડાવીને જગતમાં શોભા મેળવવા કરતાં મોટી મોટી ગહન વિદ્યા પ્રાપ્ત કરીને તેઓને અચંબામાં નાખવાનું મને ઘણું ગમેછે. તથાપિ હવે તે શા કામનું?"

---

૧ એ આસન અને વૃક્ષલતા પ્લુટાર્ચના વખત સુધી હતી.

૨ વિદ્વાન રણછોડભાઈ ઉદયરામ કહેછે કે,—

(રૂચીરા.) માતપિતા તો જન્મજ આપે, ગુરૂ વિદ્યા દે ગુણકારી;
સદ્ કર્મે એ બે સરૂપ કરી દે, સરણી સમ એ સંસારી.

એ વિચાર સિકંદરથી ઉભો થયો.

સિકંદરની ઉછરતી અવસ્થાની નાના પ્રકારની વાતો પુસ્તકોમાં લખેલીછે. તેમાં એક ઘણી ચમત્કારીક છે, તે કહુંછું. તે દેશમાં તે વેળાએ પોતાના ઘોડાએ મોટી સરત જીતીતો તેમાં પોતાની મોટી આબરૂ સમજતા હતા. તેણે કરીને મોટા મોટા રાજાઓ જેટલા સારામાં સારા ઘોડા મળી શકતા તેટલા પુષ્કળ પૈસા ખરચીને ખરીદ કરતા હતા. કોઈ એક સમે ફિલોનિકસ નામે એક સોદાગર ફિલિપરાજા પાસે એક મોટો ઘોડો વેચવા સારૂ લાવ્યો. અને તેની કીમત તેર ટાલેંટ[1] કહી. પોતાની રૂબરૂ ફેરાફાંટા ખવડાવીને તે ઘોડો કેવો છે, તે જોવા માટે ફિલિપરાજા પોતાની પ્રધાન મંડળ સાથે મોટા મેદાનમાં ગયો. તેની સાથે સિકંદર પણ હતો. એ ઘોડાનો બાંધો અને રૂપરંગ ઘણા પસંદ પડ્યાં. પણ તેને સમયે એકાએક એટલો વિફરી ગયો કે,ઉપર સ્વારી કરવાની વાતો આઘી રહી, પણ કોઈ અમથો બુચકારે એટલામાં ધુઆંપુઆં થઈ જાય. તે પરથી ફિલિપ, સોદાગરે એવો ઘોડો વેચવા આણીને આપણને ફોગટ મેહેનત આપેલી માનીને ગુસ્સે થયો; અને બોલ્યો કે, "આવો ઘોડો અમારે નહિ જોઈએ, તું તારો પાછો લઈ જા." એ જવાબ આપી મંડળને ગમ્યો; પણ સિકંદરને તે ના પસંદ પડ્યો, અને બોલ્યો, "જુઓ, આ ઘોડો ઘણો સારો છે; તથાપિ આ લોકોને તેની પરીક્ષા ન હોવાથી તથા તેને વશ કરવાનું ધૈર્ય અને ડહાપણ તેનામાં ન હોવાને લીધે, નઠારો કહીને હાથમાંથી ગુમાવે છે એ ઠીક નથી." તે પેહેલ વેહેલો બોલ્યો તે વેળા તેના ભણી કોઈનું વધારે ધ્યાન ગયું નહિ. પણ એવા ઊદગાર બે ત્રણવાર તેના મોડામાંથી નીકળ્યા, તે રાજાના સાંભળવામાં આવ્યા. ત્યારે તેની ભણી વળીને બોલ્યો "કેમ ભાઈ, શું કહેછે? આ આટલી બધી મંડળમાં કોઇને કાંઈ સુઝતું નથી, અને તનેજ સુઝેછે? તું એ ઘોડાપર બેશેછે?" સિકંદરે જવાબ દીધો. "હા બેસુંછું." ફિલિપ બોલ્યો, "વારૂ તને બેસતાં ન આવડ્યું, તો તારા અવિચારીપણાને માટે શું દંડ આપશે?" સિકંદરે જવાબ દીધો. "હું એ ઘોડાની કિંમત ભરી આપીશ."

સિકંદરનું એ બોલવું સાંભળીને સર્વ જણ હસવા લાગ્યાં. પણ તેની તરફ ધ્યાન ન દેતાં, તે ઘોડા પાસે ગયો; અને તેની લગામ પકડી સૂરજ ભણી પૂંછડી કરીને ઉભો હતો, તે ફેરવીને સૂરજ ભણીને મોડે ઉભો રાખ્યો. એટલે લાગલો ધીમો પડીને સ્વસ્થ ઉભો રહ્યો. પેહેલાં તેની છાયા તેની નજરે પડતી અને તે હાલતી તેથી ભડકતો હતો, પણ આમ કરવાથી તે પડછાયો નજરે પડતો બંધ થયો. તેણે તેને પ્રથમ મીઠા મીઠા શબ્દોથી ટાઢો પાડ્યો, પીઠ થાબડી, અને સમય જોઇને તેના ઉપર સ્વાર થઈ, ધીમે ધીમે ચલાવીને દૂર લઈ ગયો, જ્યારે રાજા અને તેના મંડળની નજરે ન પડ્યો, તેથી તે આવા જલદ ઘોડા ઉપર બેશીને ગયોછે માટે તેનું શું થશે એવી સર્વને ફિકર પેદા થઈ. એટલામાં તે ઘોડો દોડાવતો ઉમંગભેર ત્યાં આવી પહોંચ્યો. ત્યારે સર્વને ઘણો આનંદ થયો તેમાં રાજાને બેહદ આનંદ થયો, તેની આંખોમાંથી આનંદનાં આંસું આ

---

૧ એક ટાલેંટ એટલે રૂ૧૯૩૭-૮ આઠ આના, એ ઉપરથી મજકુર ઘોડાના તેણે રૂ૨૫૧૮૭ આ. ૮ આઠ આના માગ્યા હતા.

ખ્યાં, અને તે પ્રીય પુત્રને હેતથી ભેટીને બોલ્યો; "ભાઈ સિકંદર આ માસિદોનિયાનું આટલું રાજ્ય તારા પરાક્રમ આગળ કાંઈજ નથી; બસ્યા, સદૈવ વિજયીથા, અને તારા પરાક્રમને દીપાવે એવું રાજ્ય સંપાદન કર." છોકરાને આશિરવાદ દેતાં પ્રત્યેક પિતાને મોટો સંતોષ થાયછે. તથાપિ આશિવાદને ખરો કરી દેખડાવનારા પુત્રો સિકંદર જેવા ઘણા થોડા નીવડેછે.

છોકરાં ઉપર મા બાપની જે મમતા હોયછે, તે નિરપેક્ષ હોયછે; એટલે તે મમતાના બદલામાં છોકરાની પાસે આપણે ફલાણું લેવું, એમ તેના મનમાં કદી આવતું નથી. તો પણ છોકરો મોટા થઇને તે પોતાના સંસારી કામમાં મદદ કરી તો હું ઘણો નશીબવાનછું એમ બાપને લાગેછે. પણ તે બધાના ભાગ્યમાં હોતું નથી તેમાં રાજા લોકોમાં તો એમ ભાગ્યેજ બનેછે, કારણ તેના છોકરા નાનપણથી લાડકવાયા અને સ્વચ્છંદપણે વર્તવાની ટેવ પડી ગયેલી હોયછે. પરંતુ ફિલિપ રાજાની વાત તેવી નહોતી. સુભાગ્યે કરીને તેને સુપુત્ર પેદા થયો હતો, અને તેમાં તેણે તેને સઘળાં લાડ એક બાજુએ મૂકીને આરિસ્ટાટલને હવાલે કર્યો હતો; તેથી કરીને સારો વિદ્વાન બનીને રાજાને ઘણો વહાલો લાગવા માંડ્યો હતો તથા તેની લાયકી વિષેની પુરી ખાત્રી થઈ હતી તેથી સિકંદર સોળ વર્ષનો થયો ત્યારે તેને તેણે પોતાનો પ્રતિનિધિ નીમ્યો; એટલે પોતે સ્વારી વગેરે કામ સારૂ દેશ બહાર જાય ત્યારે રાજ્ય કારભાર તેને સોંપવાનો ઠરાવ કર્યો. એ પ્રમાણે બૈઝાંતિય પ્રાંત ઉપર સ્વારી કરવાને જ્યારે લશ્કર સાથે બહાર ગયો હતો, ત્યારે માસિડોનિયાનો સઘળો રાજ્ય કારભાર તેને સોંપી ગયો હતો,તે થોડા વખત પછી માદરીનામે લોકોએ ઘણો મોટો બળવો કર્યો હતો, તે સિકંદરે મોટા પરાક્રમથી બેસાડી દીધો. વળી એના રાજ્ય કારભારથી સર્વને માલમ પડી આવ્યું કે સિકંદર માત્ર વયથી નાનો છે એટલુંજ, બાકી બુદ્ધિ અને વિચારમાં ઘણો પ્રૌઢ છે. તે વખતની એક વાત પુસ્તકમાં લખેલીછે તે અહીં કહુંછું, તેથી અમારા બોલવાનુંજ ખરાપણું સેહેજ ધ્યાનમાં આવશે. કોઈ એક સાધારણ માણસ તેની પાસે આવીને કહેવા લાગ્યો કે, 'કોદરાના દાણાને સોયના નાકામાંથી બહાર ફેંકવાનો મેં સારો મહાવરો કર્યોછે, તે આપ જુવો.' એ સાંભળીને પાસેના લોકોને મોટી નવાઈ લાગી તેથી તેના ઘણી તારીફ કરવા લાગ્યા. પણ સિકંદરને તેમાં ઘણી નવાઈ લાગી નહિ; પરંતુ મંડળીના આગ્રહને લીધે તેની પાસે તે ખેલ કરાવ્યો, અને થઇ રહ્યા પછી તેને લાયક ઇનામમાં એક ટોપલો ભરીને કોદરા આપ્યા. એની મતલબ એટલીજ કે,જે કળા ઉપયોગી નથી, તે ગમે તેટલી અઘરી હોય તોપણ તેને વખાણવા કે ઉત્તેજન આપવાનું વિચારવંત માણસોને સોભતું નથી. એવું દેખડાવ્યું; એવી પરીક્ષા ઘણા થોડાનેજ હોય છે. ખરી વિદ્યા અને ઉપયોગી કળાકૌશલ્ય વગેરેને આશ્રય આપવો અથવા વધારો થવાની તજવીજ કરતી વેળાએ ઉપર કહેલી પારખ માણસમાં હોવી જોઇએ.

સિકંદર ઉપર પ્રથમ તો ફિલિપનું ઘણું હેત હતું, એ વાત ખરી; પણ પછી કેટલીક વાતોને લીધે, છેક અળખામણો થયો. એના કારણો આ પ્રમાણે—ક્લિઓપેટ્રા નામની એક ઘણીજ સુસ્વરૂપ ને જુવાન સ્ત્રી હતી; તેનો ફિલિપનો મોહ લાગ્યો, માટે તેની

સાથે લગ્ન કર્યું. તેની ખુશાલીની મીજલસમાં ક્લિઓપેટ્રાનો નાનો ભાઈ અતાલસ દારૂની ઝૂમમાં બેઠેલી મંડળીમાં મોટેથી બોલ્યો, "અરે માસિડોનિયન લોકો, ફિલિપરાજા અને ક્લિઓપેટ્રાના આલગ્નથી માસિડોનિયાની ગાદીએ સારો વારસ ઉત્પન્ન થવા સારૂ ઈશ્વરની પ્રાર્થના કરો." એ શબ્દો કાને પડતાંજ સિકંદરને મહા ક્રોધ ચડ્યો. અને અતાલસ તરફ વળીને બોલ્યો, "અરે તમે મને દાશી પુત્ર સમજોછો કે?" એમ બોલીને પોતાના હાથમાંનો દારૂનો પ્યાલો તડ દઈને તેના કપાળમાં માર્યો. તે ફિલિપે આઘેથી દીઠું. ત્યારે તે ઘણો ખિન્ન થયો, અને તરત પોતાની તરવાર બહાર કાડીને મોટા જોસાથી પોતાની ટેબલ આગળથી ઉઠીને સિકંદર જે ટેબલ આગળ બેઠો હતો ત્યાં જવા લાગ્યો. તે વખત તેને પણ દારૂની કેફ ચડી હતી, તેથી ચાલતાં ચાલતાં એક પગ બીજા પગમાં ભરાઈને વચોવચ ધડ દઈને જમીન ઉપર પડ્યો. એ મશ્કરીની વખત જોઈને શિકંદર ઉભો થઈ ત્યાં બેઠેલા લોકોને કહેવા લાગ્યો કે, "માસિડોનિયા લોકો જે તમારો રાજા યુરોપખંડથી એશિઆ-ખંડમાં જવાની તૈયારી કરતો હતો, તેનાથી વચોવચ પડી ગયા સિવાય પેલા બાજઠથી આ બાજઠ સુધી ચલાયું નહિ!" એ સાંભળીને તો ફિલિપરાજાને ઘણોજ ક્રોધ ચડ્યો. તે એટલો કે, તે વેળા જો બેઠેલા લોકો વચ્ચે ન પડ્યા હોત, તો તેણે શિકંદરને ખચિત ઠાર માર્યો હોત. પણ સુભાગ્યે કરીને તે સંકટ ટળ્યું, તે ઘણું સારૂં થયું. તથાપિ તે વેળાથી ફિલિપરાજા ઓલિંપિઆસ અને શિકંદર જોડે છેકજ દ્વેશ ભાવથી વર્તવા લાગ્યો. તેમાં વળી ક્લિઓપેટ્રા મોટી કૃત્યા હતી. તેણે અને તેના સગાંવહાલાંએ તે મા છોકરાં વિષે તરેહ તરેહની વાતો સંભળાવીને, તેનું મન છેકજ ભરી નાંખ્યું હતું. આણીમેર સિકંદરને પણ એમ લાગ્યું કે, આટલું બન્યા પછી હવે રાજધાનીમાં રહેવાનો સમય નથી. માટે સિકંદરે પોતાની માને એપિરસમાં લાવી રાખી, અને ઇલિરિકમ દેશમાં પોતે નાશી જવાનો ઠરાવ કર્યો. એવી રીતે ફિલિપરાજા અને સિકંદર વચ્ચે વેર પડ્યું.

એ પછી કેટલીકવારે ડીમારાટસ નામે કોઈ ગૃહસ્થ ફિલિપરાજાનો સગો હતો તે તેને મળવાને આવ્યો. તેની સાથે આ વાત પેલી વાત થયા પછી ફિલિપે પૂછ્યું કે "ગ્રીસનાં સંસ્થાનોમાં કેવો ને કેટલો સંપ છે? ત્યારે તેણે જવાબ દીધો, "ગ્રીસનાં સંસ્થાનોમાં સંપ કેટલો અને કેવો છે, તે વિષે તમે બારીક તપાસ કરોછો, પણ ખુદ પોતાના કુટુંબમાં જે આટલો કજીઓ બાપી રહ્યોછે, તેનું તમને કાંઈજ લાગતું નથી, એ મોટી નવાઈની વાત છે!" એ સાંભળીને ફિલિપ ઠેકાણે આવ્યો. અને પોતાની ભૂલ કબૂલ કરીને લાગ-લુંજ સિકંદરને પાછા આવવા માટે કેહેણ મોકલ્યું. દરેક માણસથી ભૂલ થાયછે; પણ તે અલ્પ સૂચના ઉપરથી કબૂલ કરીને સુધારવાનું સહ્રળાથી બનતું નથી.

ફિલિપ રાજાએ આખો ગ્રીસદેશ પોતાને પરાક્રમે કરીને કેવો જીતી લીધોછે, તે બીના પણ ઘણી ચમત્કારી છે, તથાપિ જરા લાંબી છે, માટે અહીંઆં લખાતી નથી. તોપણ તે ઘણો બહાદૂર હતો, એવું ઘણા ગ્રંથકારોનું મત છે. તથાપિ દેશ જીતવાના કામમાં તેની બહાદૂરી કરતાં કપટ યુક્તિ તેને ઘણી ઉપયોગી પડી, એ વાત કોઈ નાકબૂલ કરતા નથી. એક મોટું લશ્કર લઈને એશિઆખંડ જઈ, ઈરાન વગેરે દેશો જીતવાનો તેમ

મનસુબો હતો; અને તેની તૈયારી પણ ચાલતી હતી. પરંતુ વચમાં એક બીજોજ બનાવ બનીને તેના મનના વિચાર મનમાં રેહ્યા. તે પ્રકરણ આવું—તેને ક્લિઓપેટ્રા નામે કુંવરી હતી, તેને એપિરસના રાજા અલેકઝાંડર જોડે પરણાવવાનો ઠરાવ થયો હતો. તે મુજબ સર્વ તૈયારી થઇને ઠરાવેલે વખતે લગ્ન થયાં. તે પછી મીજબાનીઓ વગેરે નાના પ્રકારની મોજમઝા ચાલી. તે વખતમાં ફિલિપરાજા ગ્રીસદેશમાં સર્વ ઠામે ફતેહમંદ થયો હતો તેથી સર્વ નાના મોટા રાજા આ વેળાએ ત્યાં એકઠા થયા હતા. તેવામાં એક દિવસે તે નાટક જોવા ગયો હતો. નાટકશાળામાં ગ્રીસ અને માસિડોનિયન લોકો રાજાની વાટ જોઇને ટગમગ બેસી રેહ્યા હતા. ફિલિપ અંદર દાખલ થતાંજ સર્વજણ ઉઠીને ઉભા થયા અને તે જઇને પોતાની જગાએ બેઠા પછી મોટી આમન્યાથી બેઠા. ત્યાં જે ખેલ જોવાનો હતો તે પુરો થયા પછી સર્વજણ ઉઠીને બહાર જવાની ગરબડમાં પાસાનિઆસ નામના એક જુવાન માણસે આગળ ધસીને તરવારના ઝટકાથી ફિલિપને ઠાર માર્યો. તેના કારણનો શોધ કરતાં એમ માલમ પડ્યું કે, ક્લિઓપેટ્રાના નાના ભાઈ અતાલસે એકવાર દારૂની ઝુમમાં તેનું ઘણું અપમાન કર્યું હતું, તેનો વિચાર કરવા માટે તે ફિલિપરાજાની પૂંઠે ઘણા દિવસ સુધી લાગ્યો હતો. પરંતુ અતાલસ પોતાની મેહેરબાનીનો માણસ હોવાને લીધે રાજાથી તેને કંઈ કહેવાય નહિ. તોપણ ફરીઆદ એને ખરી લાગી હતી. માટે તેના મનનું સમાધાન થવા સારૂ પાસાનિઆસને હમેશાં પોતાની પાસેનો પાસે રેહે, એવી એક ચાકરી આપી હતી. પરંતુ એટલાથી એના મનનો જખમ ન રૂઝાતાં આ સમય જોઇને તેનું આ પ્રમાણે વેર લીધું! સ્વભિમાની માણસના અંતઃકરણને અપમાન વજ્ર સમાન લાગેછે, અને તેવા અપમાનનો બદલો વાળવા પોતાનો જીવ આપવાને પણ આઘું પાછું જોતો નથી. ફિલિપનો આવી રીતે જીવ લેવા માટે પાસાનિઆસને પહેલાં વખત નહિ મળ્યો હોય એમતો નહિજ. પણ આવા ઉત્સવની વેળાએ તેનો જીવ લઇને વેર વાળવાનું તેને વધારે દુરસ્ત ધાર્યું હશે, એવું કેટલાએક વિચારવંત ગ્રંથકારો વિચારે છે. પોતાનું ધારેલું કામ પાર પડ્યા પછી છટકીને નીકળી જવાની ગોઠવણ તેણે રાખી હતી ખરી; તથાપિ ત્યાંના રાજ્યભક્ત લોકોએ તેને ત્યાંને ત્યાંજ તરત પકડીને પુરો કર્યો. એ સાધારણ માણસ મુઓ, એની વાત ન્યારી છે. પણ રાજાએ એક ફરીઆદીનો ફેંસલો યોગ્ય રીતે ન કરતાં તેનો ઢાંકપીછોડો કરવાથી તેને જીવ ખોવો પડ્યો; એ ઉપરથી રાજ્ય ચલાવવું કેવું જોખમ ભરેલુંછે તેનો વિચાર કરવો જોઇએ.

એવી રીતે ફિલિપરાજા ઇ. સ. પે. ૩૩૬ મે વર્ષે મરણ પામ્યો. તે મોટો શુરો અને વિચારવંત હતો; તેની કેટલીએક વાતો ધ્યાનમાં રાખવા જોગછે. તેમાંની થોડી એક અત્રે કહુંછું. આથેન્સ વાશીઓ જોડે લડાઈ ચાલતી હતી, ત્યારે ત્યાંના કેટલાએક વક્તાઓએ ફિલિપરાજાના અવગુણો ઉપર ભર સભામાં કેટલાંએક ભાષણો કર્યાં હતાં. તે સાંભળીને તેને ખોટું ન લાગ્યું; એટલુંજ નહિ પણ ઉલટું એમ બોલ્યો કે, "તેમની સૂચનાવડે હું શાહાણો થયો છું. એ તેનો મારા ઉપર મોટો ઉપકાર છે. તેણે પોતાની પાસે એક માણસને ચાકર એટલા માટેજ રાખ્યો હતો કે તે જ્યારે સિંહાસન ઉપર બેસે ત્યારે કેહેવું કે

"ફિલિપરાજા તું મરવાનો છે, તે ઉપર ધ્યાન રાખ" એટલુંજ તેણે કહેવું. એ વાત ધ્યાનમાં રાખીને જે માણસ ચાલશે, તેને હાથે ઉતાવળો અવિચારપણે બીગાડ નહિ બને. વળી એકવાર આથેન્સવાશીઓ તરફથી કેટલીએક વાતચિત્ત કરવા સારૂ કેટલાએક વકીલો તેની પાસે આવ્યા હતા. તેની સાથે બોલતાં ફિલિપરાજાએ તેમને પૂછ્યું કે " તમારૂં એકાદ કામ મારાથી થાય એવું હોય તો તે કહો, હું સુખે કરીશ." એ સાંભળીને તે વકીલ માંહેનો એક દિમોકારિસ નામે હતો તેણે ઉત્તર દીધો કે, હા મહારાજ, જો તમે આપઘાત કરો તો અમારા ઉપર મોટો ઉપકાર થશે." એ શબ્દ સાંભળીને જો એની જગો પર કોઈ બીજો હોત તો તેને ઘણો ગુસો ચડ્યો હોત; પરંતુ ફિલિપરાજાએ ગુસાનો એકે શબ્દ કે ચિન્હ જણાવતાં મોટી ગંભીરાઇથી તેને કહ્યું; અરે, તમે હવે જાઓ, અને તમારા અધિકારીને કહો કે, "જે લોક આવા કલહ ઉત્પન્ન કરનારાં ભાષણ કરવાને આઘું પાછું જોતા નથી તેના કરતાં જે કોઈ તે ભાષણ સાંતપણે સાંભળીને ક્ષમા કરેછે. તે વધારે ડાહ્યા અને સલાહસંપને વધારે ચાહેછે, એમ સમજવું જોઈએ."—કોઈ એક ગરીબ બાયડી કંઈ ફરિયાદ લઈને વારેવારે તેની પાસે આવતી હતી. પણ જ્યારેજ્યારે તે આવે ત્યારે "મને હમણાં વખત નથી" એમ કહીને પાછી કહાડતો હતો તેથી આખરે કંટાળીને તે બાઈ બોલી, "મહારાજ આપને જ્યારે વખત મળતો નથી ત્યારે તમે રાજા શું કરવા થયા? આ બોલો તે વિચારવંત રાજાના મનમાં ડસ્યા, અને લાગલું તેને જે કેહેવાનું હતું તે સાંભળી લીધું; અને ત્યાર પછી કોઈ દહાડો 'મને વખત નથી; એવો જવાબ કોઇને આપ્યો નહિ.—તેના શુરાતન બાબત તેના પક્ષના લોકોએ જો એટલાં વખાણ કર્યાં હોતતો કદાચ ખરાં માનવાને સંશય રેહેત, પણ તેના શત્રુ આથેન્સવાશીનો નામાંકિત વક્તા દિમાસ્થનીસે જે એને વિશે કહ્યું છે તે શબ્દેશબ્દ ખરૂં માનવાને કોઇને પણ અંદેશો આવશે નહિ. તે વકતા પોતાના લોકોમાં એકવાર ફિલિપ વિષે બોલ્યો હતો કે. "જે ફિલિપ રાજા જોડે આપણે આવડી મોટી જોરાવર લડાઈ કીધી, તેને આખે શરીરે મોટા મોટા ઝટકા વાગ્યા છે, આંખમાં તીર ભોકાયું છે. ગળાની હાંસડીનું હાડકું ભાગ્યું છે. બન્ને પગો જખમી થયા છે, અને તમામ જખમોમાંથી લોહી વહેછે એવી અવસ્થામાં મેં જોયો, ત્યારે પણ પોતાના દુઃખની દરકાર ન રાખતાં મોટી હિંમતથી પોતાના લશ્કરમાં ફરીને ઉત્તેજન આપતો હતો. ખરેખાત તેને એમ લાગતું હતું કે મારા શરીરને આટલું નુકશાન થયું તેમાં બીજું થવાનું હોયતો વત્તું થાઓ, પણ પછી જે બાકી રેહેશે તે આબરૂનું રેહેશે, જે ખરા શૂરાછે તે અવયવને તો શું? પણ પોતાની આબરૂના બચાવ માટે જીવ ખોવાને પણ તૈયાર હોય છે. એ વાત ઉપરથી ફિલિપ રાજાના સ્વભાવ વિષે થોડુંઘણું અનુમાન થશે.

હવે આ વાતનો મુખ્ય નાયક જે સિકંદર તેના ચરિત્રનો આરંભ કરવો જોઇએ. ફિલિપ રાજા મરણ પામતાંજ સિકંદર ગાદી ઉપર બેશીને પોતાને રાજા કહેવડાવવા લાગ્યો, તેવેળા તે માત્ર વીશ વરસની કાચી ઉમરનો હતો તોપણ આરિસ્ટાટલના હાથ નીચે રહીને ઉત્તમ પ્રકારની રાજનિતી શીખ્યો હતો, તેથી એક સારા અનુભવી પુરૂષ પ્રમાણે રાજ ચલાવવા લાગ્યો. તેની હિંમત અને ડહાપણ જોઈને સર્વ લોક ઘણા આશ્ચર્ય પામી

ગયા. ફિલિપે કેટલાંએક સંસ્થાનો શિવાય બધો ગ્રીસ દેશ પોતાનો કરી લીધો હતો, તથા આજુબાજુના ત્રાસદાયક જંગલી લોકો સાથે લડાઈ કરીને તેની પણ ઘણીખરી જમીન પચાવી પડીને નરમ પાડ્યા હતા, તોપણ સમય જોઇને વખતે વખતે ગરબડ કરતા હતા. તેને સમજાવીને કે પૈસા આપીને નરમ પાડવાની સલાહ પ્રધાનોએ ઘણી આપી પણ નમ્રતા પકડવાથી તે લોકો કદાચ વધારે કંટાળો આપશે, અને તેના ઉપર આપણો પ્રતાપ પડશે નહિ. એવું મનમાં લાવીને આ જુવાન બહાદૂર રાજાએ પ્રધાનોની સલાહ એક કોરે મૂકી, એકદમ સર્વ લશ્કરની તૈયારી કરીને તે સાથે છેક ડાન્યુબ નદી સુધી ચાલ કરી. તે નદી ઘણી મોટી છે તોપણ તે પોતાના બધા માણસો સાથે એક રાતમાં પાર કરીને એક મોટી લડાઇમાં ત્રિબાલીના રાજા સિરમસને છેકજ હરાવી નાંખ્યો. તેથી એનું આ વિલક્ષણ પરાક્રમ જોઇને આજુબાજુના જંગલી લોકો બીને તેને શરણ આવ્યા.

એ પ્રમાણે તેને આઘેના પ્રદેશની લડાઈમાં ગુંથાયલો જોઈને તેની સાથે દુશ્મની રાખનારા ગ્રીસ સંસ્થાનોએ ગરબડ માંડી. તેમાં આથેન્સવાશીઓ તેના પ્રખ્યાતવક્તા દિમાસ્થનીસના શુરાતનવાળાં ભાષણોથી એટલા તો ઉસકેરાઇને તથા સ્વતંત્રપણાની ગાંડાઇમાં અને સ્વદેશાભિમાનને લીધે બીજું તો શું પણ પ્રાણ આપવાને એ તૈયાર હતા. થીબ્સસંસ્થાનમાં સિકંદર મુવાની ગપ્પ ઉડવાથી માસિડોનિયનો સામા વેર લેવાની તૈયારીમાં હતા. વળી દિમાસ્થનીસ મોટો રાજ્યકારસ્થાની હતો; તે એકલાં ભાષણો કરીને બેશી ન રહ્યો. પણ તેણે એશિઆમેનરના સુબેદાર અતાલસ (ક્લિયોપેટ્રાનો ભાઈ)ને બંડ કરવા માટે મોટા આગ્રહથી ઘણા કાગળો લખ્યા. એ પ્રમાણે કરવા સારૂ પ્રથમ તો તેનું મન વળ્યું હતું; પણ સિકંદર મહા ચતુર અને પ્રતાપી છે, તેના આગળ આપણું કાંઈ ચાલવાનું નથી એવું સમજી બીકથી તથા પોતાનું પ્રમાણિકપણું દેખડાવવા સારૂ તે સઘળા કાગળો તેને જોવા સારૂ મોકલ્યા. તે વાંચ્યાથી સિકંદરના મનમાં અતાલસ વિષે સંશય આવ્યો; અને થોડીક તપાસ કરવાથી તે સાબીત થયેલો લાગીને હેકાતિઅસ નામે એશિઆ મૈનરમાં જે બીજો સરદાર હતો તેને લખી મોકલ્યું કે તારે અતાલસને મારી નાંખવો.તે મુજબ તેણે તે કામ પાર પાડ્યું. એ મુવો તે ઘણું સારૂં થયું નહિતો એશિઆમૈનરમાં મોટું બંડ ઉઠીને ઘણો અનર્થ થયો હોત. જે ખરા ચતુર છે તે માણસની બહારની ચાલ ચલણ ઉપરથી ભુલતા નથી.

સિકંદર મોટો આત્માભિમાની હતો. તેનાથી પોતાની અવગણના લગારે સહન થઈ શકતી નહોતી. દિમાસ્થનીસ એકવાર પોતાના લશ્કરને ઉસકેરતાં બોલ્યો હતો કે, અરે સિકંદર આજ કાલનો છોકરો છે, તેના હોઠ ઉપરથી હજીતો દુધે સુકાયું નથી તે આપણને શું કરશે?. એ શબ્દો કોઇએ સિકંદરને કહ્યા. ત્યારે તે બોલ્યો, "કાંઈ ફીકર નહિ. દિમાસ્થનીસે મને છોકરો કહેવાથી હું છોકરો થવાનો નથી. હવે ઘોડો અને મેદાન પાસે છે; હું આથેન્સ ઉપર જાઉંછું અને ત્યાં છોકરો છું કે પાકો જવાંમર્દ છું તે દિમાસ્થનીસને બતાવી આપુંછું." અભિમાન કરવો કામનો નથી, એ વાત ખરીછે. તથાપિ પોતાના પરાક્રમ અભિમાનવાળો જે પુરૂષ હોય છે, તેથી પોતાની પ્રતિજ્ઞા કહી દેખડાવ્યા વગર રેહેવાતું

નથી. આ વૃતિથી એક મોટો લાભ એછે કે પ્રસંગોપાત એકાદા પરાક્રમી પુરૂષ મનમાં જરા ખંચાયો તોપણ પોતાનો બોલેલો બોલ સાંભરી આવીને લોકલજ્જાની બીકે વધારે ઉસ-કેરાઇને પોતાની પ્રતિજ્ઞા પાર પાડવા સારૂ મહા પ્રયત્ન કરેછે.

થીબ્સના લોકો સિકંદર સાથે દ્વેષ ભાવથી ચાલતા હતા. અને તેને પાયમાલ કરવા-ની તૈયારીમાં હતા. તેની ખબર પડવાથી મોટા લશ્કર સાથે એકાએક તે શેહેર પાસે આ-વ્યો, અને અંદરના લોકોના વિચાર કેવા છે, તે જોવા લાગ્યો. તેના ઉપર એકદમ હલ્લો કરીને તે શેહેરનો નાશ કરવાનું તેણે નાદુરસ્ત વિચાર્યું. માટે તેણે એવું કહાવી મોકલ્યું કે તમારા આગેવાનો ફીનિક્સ અને પ્રોત્યૂથીસને અમારે સ્વાધીન કરો. એટલે અમારા અને તમારા બન્નેના વિચારથી કોઈ પણ ઠરાવ થાય. વળી ઢંઢેરો પીટાવીને થીબ્સન લો-કોને જાહેર કર્યું કે, સઘળી દુશ્મની મૂકીને જો તમે અમારે શરણ આવશો તો તમને ત-મારા ગુન્હા માફ કરીશ. તથાપિ તે લોકો પણ મોટા સ્વાભિમાની હતા. તેમણે સિકંદરને પા-છું એવું કહાવી મોકલ્યું કે, તમે તમારી તરફના ફિલોટાસ અને આંતિપાતરને અમારી ઓલમાં મોકલી દો તો અમે તમારા બોલવાનો વિચાર કરીએ એ સિવાય તેમણે ગ્રીસનાં બીજાં સ્વતંત્ર સંસ્થાનોના લોકોને એવું જાહેર કર્યું કે ગ્રીસ દેશની સ્વતંત્રતા રાખવાને જે ચહાતા હો તેમણે આ પ્રસંગે આવીને અમને સહાય થવું.

એવી રીતે આ બન્ને અભિમાની પક્ષો હઠે ચડ્યાં. પરંતુ એવી વેળાએ જોરાવર પક્ષને વધારે શૂર ચઢે છે તેમ આ વેળાએ માસિડોનિયન લોકોના શરીરમાં જોમ આવ્યો અને થીબ્સન લોકોના ઉપર ધસી જવાને ઉતાવળા થયા.સિકંદરે તેના વિભાગ કરી તે પર લાયક સરદારોની નીમણુક કરી, તથા ક્યાં ક્યાંથી હુમલો કરવો તે પણ નકી કર્યું. માંહેથી થીબ્સન લોકો પણ એવાજ તૈયાર થયા.બહારના લોકો અંદર દાખલ થવા સારૂ અને અંદ-રના લોકો બહારના લોકોને પાછા હઠાવવા સારૂ પોત પોતાના સામર્થ્યાનુસાર મેહેનત કરવા લા-ગ્યા. તથાપિ માસિડોનિયન લોકોની તૈયારી થીબ્સનો કરતાં ઘણી વધારે હોવાથી તેના પગ પાછા હઠ્યા, કેટલાક માસિડોનિયનો ભિંતને બાંકોરાં પાડીને અને કેટલાક નીસરણીયો મૂકીને શેહેરમાં દાખલ થયેલા જોઇને થીબ્સન લોકોના જીવ ઉડી ગયા,ને છેક ગભરાઈ ગયા તોપણ હઠતાં હઠતાં તેમણે પોતાની તરવાર બજાવીને પોતાના બે હાથ માસિડોનિયનોને દેખડાવ્યા. પણ આખરે તેમને નાસવું પડ્યુ. આખા શેહેરમાં થીબ્સન આગળ નાસે અને માસિડો-નિયન પાછળ ધાય. એ વેળા એ સિકંદરે પોતાના અને ફિલિપના સગાં, સંબંધીઓ અને પિંડાર નામે અતિ વિખ્યાત કવિના ઘર સિવાય બાકીના સઘળાં જમીનદોસ્ત કરી નાં-ખ્યાં, અને સ્ત્રી, પુરૂષ, નાના મોટા વિદ્વાન, મુર્ખ એનો લગાર પણ ભેદ ન રાખતાં થીબ્સ વાશીઓની કતલ કરી, તે વખત બધાં મળીને છ હજાર માણસોના જીવ ગયા. એવું કહે-વાય છે. અને જે ૩૦૦૦૦ માણસો જીવતાં રહ્યાં તે સર્વને ગુલામ કરીને વેચ્યાં– એ પ્ર-માણે થીબ્સ પાયમાલ થઈ ગયું.

એ ગરબડમાં એક ચમત્કારિક વાત બની તે અહિ કહેવી જોઇએ સિકંદરના લશ્કર-માં થ્રેસિયન નામે લોક હતા. તેમણે થીબ્સ શેહેરમાંની તિમોક્લિઆ નામે એક સુશિલ

સ્ત્રીનું ઘર ભાંગી નાંખ્યું, તેની દોલત લુંટીને તેને પોતાના સરદાર પાસે લઈ ગયા. તે સ્ત્રી ઘણી સુંદર હતી અને પેલો સરદાર ઘણો વિષયી હતો એટલે પછી શું બન્યું તે અમે કહેતા નથી. પણ તે થઈ રહ્યા પછી તે સરદારને એમ લાગ્યું કે, એની પાસે ઘણી દોલત હોવી જોઇએ, અને તે કંઈ સંતાડી રાખી હશે એમ ધારીને તેણે તેને પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે, "શેહેર હસ્તગત કરવાની ધાંધલની વેળાએ મેં મારી દોલત મારા બાગ માંહેલા કુવામાં નાખેલી છે. તે કુવો જો તમારે જોવો હોય તો હું તમને બતાવું." પૈસાની લાલચ મહા કઠણ છે. પેલો સરદાર તે દ્રવ્યની આશાએ તે બાયડી જોડે બાગમાં ગયો અને તેને પાસે ઉભી રાખીને પોતે વાંકો વળીને કુવામાં જોવા લાગ્યો. તે વખત તિમોક્લિઆએ તેને ધક્કો મારીને કુવામાં હડસેલી દીધો ને ઉપરથી મોટો પથરો નાંખીને તેનો જીવ લીધો. પછી તેને સિપાઈ લોકોએ પકડીને સિકંદર પાસે આણી. જ્યારે તે તેના મોં આગળ ઉભી રહી ત્યારે સુશિળ બેદરકાર પાપથી ડરનારી અને તેજવંત બાઈ નજરે પડી. તેને જ્યારે પૂછવામાં આવ્યું કે તું કોણ છે ત્યારે જવાબ દીધો કે, "ચિરોનિઆની મોટી લડાઈમાં ફિલિપ જોડે ગ્રીસની સ્વતંત્રતાના બચાવ સારૂ લડતાં મરનાર મહા પરાક્રમી થિઆજિનીસની હું બેહેન છું." એ વાક્ય સાંભળીને સિકંદર બાદશાહ ઘણો અજબ થયો, અને તેની તેને દયા આવી તેથી તેને તેના છૈયાં છોકરાં સાથે છોડી દીધી.

થીબ્સ શેહેરની એવી રીતે ભાંગફોડ ચાલતી હતી. તેવામાં આથેન્સના લોકોએ પોતાના પ્રજા સત્તાક રાજ્ય વિષે મોટું અભિમાન આણીને પોતાના બળવડે સિકંદરનો પરાભવ કરી નાંખવાને તયારી કરતા હતા. તેમને સ્વર્ગ માત્ર બે આંગળ છેટે રહ્યું હતું, તથા માસિદોન દેશના નવા રાજા સિકંદરથી આપણા આગળ એક ઘડી પણ થોભાવાનું નથી એવું તેમને લાગતું હતું. એટલામાં કેટલાએક થીબ્સનલોકો નાશીને સંતાવાને સારૂ ત્યાં આવી લાગ્યાં, તેમણે ત્યાંની સર્વે ખરાબીની ભયંકર હકીકત કહી તેથી તેઓ લગાર અચકાયા અને એવો પરાક્રમી અને ઘાતકી પુરૂષ જો એકાએક આપણા ઉપર આવી પડ્યો તો આપણી શી વલે થશે તેનો વિચાર કરવા લાગ્યા, એકાદુ દુઃખ આવવાનુંછે અથવા આગળ કોઈવાર આવશે એમ જાણીને માણસ કંઈ તેની કાળજી રાખતું નથી પણ ફલાણી વેળાએ મુકરર આવશે એમ જાણીને તે ભયભીત થઈ વિચારમાં પડેછે. વળી આથેન્સ વાસીઓએ સિકંદર બાદશાહ સામું બંડ કરવાને કેટલાક લોકોને ઉસકેર્યા હતા. તેની તેને ખબર પડવાથી તે આપણા ઉપર દાંત કકડાવી રહ્યોછે તેની પણ તેમને ખબર હતી. તથાપિ આ વેળાએ સિકંદરે જુદુંજ સ્વરૂપ ધારણ કર્યું. તે આથેન્સ પાસે આવ્યો ત્યારે માંહેના લોકો છેકજ ગભરાઈ જઇને મોટા વિચારમાં પડ્યા હતા; તેમને તેણે એમ કહાવી મોકલ્યું કે, તમે તમારાં કરેલાં કર્મોનો પશ્ચાતાપ કરીને જો સામા પ્રમાણે વર્તશો તો મારા તરફથી તમને કંઈ હરકત થશે નહિ. તે પ્રમાણે તેઓ કબૂલ થયા અને એ ઉપર પોતાની પસંદગી જાહેર કરવા સારૂ સિકંદર પાસે મોકલવાને એક મંડળી ઠરાવી. તેમાં દિમાસ્થનીસ પણ હતો. તે ટોળી તેની પાસે જવા માટે મૌટસિથીરાન સુધી આવી પણ ત્યાંથી આગળ જવાને દિમાસ્થસની હિમત ચાલી નહિ, તેના અંતઃકરણ

માં સિકંદરની છબી રમી રહી. તેની બીકને લીધે એક પગલુંએ આગાડી મૂકાયું નહિ. તેથી તે ટોળીને પાછું આથેન્સ ભણી જવું પડ્યું. ત્યાર પછી દિમાદીજ, ફોસિયન, એસ્કિનીઝ વગેરે સિકંદરના શુભેચ્છકો માહેના કેટલાકને સિકંદર પાસે મોકલવામાં આવ્યા તેમની તેણે મુલાકાત લીધી અને તેનુ કેહેવું સાંભળી લઇને આથેન્સવીશીઓ ઉપર એવો એક કાગળ લખી આપ્યો કે, તમે તમારા આઠદસ જાહેર વકતાઓને પેહેલાં મારે સ્વાધીન કરો, તો પછી હું તમારી વિનંતી ઉપર ધ્યાન લગાડું. એ વકતાની યાદીમાં દિમાસ્થનીસનું પણ નામ હતું. તેથી તેનો જીવ ઉડી ગયો. એ ટીપમાં દિમાસ્થનીસની જોડે હેપારેદીજ, ચારીસ, અને ચારિરિમસ જેવા આગેવાન વકતાઓને પણ માગ્યા હતા. વળી તેમાં એમ પણ ખુલ્લું લખ્યું હતું કે, ગ્રીસદેશની સમાધાનીનો ભંગ કરનાર તથા આથીબ્સના બળવાની ઉસકેરણી કરનાર તેઓછે, તે માટે તેમની લાયક ન્યાયાધિસો પાસે તપાસ કરાવીને ઘટતી શિક્ષા કરવાનો અમે નીશ્ચય કર્યોછે. તે કાગળ વંચાયા પછી દિમાસ્થનીસે એવું તો ચિત્તાકર્ષક ભાષણ કરચું કે તેથી જે આથેન્સ વાશીઓએ તે વકતાઓને મોકલવાનું ધારચું હતું તેમના વિચાર ફેરવાઇ જઇને, સિકંદરનો ગુસ્સો નરમ પાડવા સારૂ બીજા કોઇને તેની પાસે મોકલવાનો ઠરાવ થયો. દિમાસ્થનીસ પોતાના ભાષણમાં બોલ્યો હતો કે, "સિકંદર બાદશાહ એક વરૂછે; તમે બધા આથેન્સ વાશીઓ ગરીબ બોકડાંછો; અને અમો વકતા એ કુતરા છીએ; જો બોકડા પોતાની મેળે પોતાના રક્ષક કૂતરાઓને વરૂને સ્વાધીન કરે તો તેમનો જીવ પછી એક પળ માત્ર પણ ટકી શકે ?" એવાં અનેક ઉદાહરણોથી તેણે તેમનાં મન પોતાની ભણી ખેંચી લીધા. એક ગ્રંથકારે એવું લખ્યુંછે કે, આથેન્સ વાશીઓનાં મનો મેઘરૂપ હતાં, એ મેઘને દિમાસ્થનીસના વત્કૃત્વરૂપ પવન પોતાની મરજીમાં આવે તેમ વાળતો હતો, એ નિઃસંશય છે.

આથેન્સમાં ફોસિયન પણ મોટો વજનદાર, પ્રમાણિક અને નિસ્પૃહતા વિષે પ્રખ્યાત પુરૂષ હતો, તેને તેનો વિચાર જ્યારે પુછ્યો, ત્યારે તેણે સાફ એવું કહ્યુ કે, "આપણા આથેન્સ સંસ્થાન ઉપર હાલમાં જે આફત આવી છે, તેનું કારણ એ વકતાછે. માટે તે દૂર કરવાને એ વકતાઓને સિકંદરને સ્વાધીન કરવામાં આપણું ડહાપણ છે.તમે જો મારે માટે ધારશો તો હુંતો આપણા દેશની સ્વતંત્રતાના રક્ષણ માટે મરવાને તૈયારછું." એ ભાષણ કર્યાની વાત સિકંદરને કાને પડી, ત્યારે ફોસિયનનું સ્પષ્ટ વકતાપણું અને સરલતાની તેને મોટી નવાઈ લાગી. અને એ ગુણને માટે ૧૦૦ ટાલેંટ ઇનામના મોકલ્યા, ત્યારે જે માણસ એ ઇનામ લઇને ફોસિયન પાસે આવ્યો હતો, તેણે તેને પૂછ્યું, "રાજાએ એ ઇનામ મને શા માટે મોકલ્યું?" તે માણસે જવાબ દીધો, આપ સત્યવાદી અને સદા ચરણીછો એવું સાંભળીને મહારાજે એ બક્ષિસ મોકલી છે, તેને આપ કબૂલ રાખો." તે ઉપરથી ફોસિયન બોલ્યો, રાજાને જઇને કહેકે, સત્ય ભાષણ અને સત્યાચરણને મારૂં મારી પાસે જો છે તેવું ને તેવુજ અચળ રેહેવા દેશો તો હું તમારો મોટો આભારી થઈશ. આ જે તમે આણેલુંછે, તે જો મેં લીધું તો, જે મારા આચરણ ઉપરથી રાજા મને આપવા ચાહે છે તે આચરણનો ભંગ થશે." આ જવાબ ધ્યાનમાં રાખવા જોગ છે.

એવી રીતે ઘણી એક ભાંગફોડ થયા પછી આથેન્સથી કેટલાક માણસો સિકંદરે બાદશાહ પાસે ગયા. અને ત્યાં તેમણે તેને અનેક વાતો સમજાવીને ક્રોધ સમાવ્યો. તો પણ ક્યારિદિમસ નામે વક્તા ઉપરથી તેનો રોષ ઉતર્યો નહિ. તેણે તેને દેશ પાર કરાવ્યો, એ ઉપરથી સવાલ ઉત્પન્ન થાય છે કે સિકંદરે બીજા બધાને માફ કર્યું અને એ એકલાનેજ શા માટે સજા કરાવી? તે એ પરથી સમાધાન થશે કે,તેના ઉપર ફિલિપના ખૂનમાં સામેલ હોવાનો મજબૂત શક હતો. માણસને સત્કર્મ કરવામાં જેમ મતલબ હોય છે તેમજ ખોટું કામ કરવામાં પણ કંઈ મતલબ હોય છે. વળી આ વાત ઉપરથી બીજું એમ માલમ પડે છે કે, સિકંદરને તેના બાપના ખૂનની સર્વ હકીકત માલમ પડી હતી, અને જેમ જેમ હાથ આવે તેમ તેમ તેમાંના સામેલ લોકોને સજાએ પહોચાડવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

એવી રીતે ગ્રીસ દેશના સંસ્થાનોના માંહેમાંહેના વેરનો નાશ થયો, અને તે બધાજણનું ચિત્ત ઈરાનના બાદશાહ દરાયસના હુમલાનું નીવારણ કરવા ભણી લાગ્યું. એ બાદશાહે ફિલિપના વખતમાં ગ્રીસ દેશને પોતાના બળનો સ્વાદ ચખાડ્યો હતો, તે યાદ આવવાથી આ વેળા ગ્રીકો ઘણા બીધા હતા. માટે પેહેલાં જેમ ફિલિપરાજાને આખા દેશે સર્વાનુંમતથી પોતાનો સેનાપતિ કર્યો હતો, તેમ આ વેળા તેમણે પોતાના બધા લશ્કરનું સ્વામિત્વ સિકંદરને આપ્યું, તેથી સિકંદર ઘણો સંતોષ પામ્યો. અને સ્વારીની તૈયારી કરવા લાગ્યો.એ સમયે તેની ગ્રીસ અને બીજે ઠેકાણે જીતો તથા આ દેશનું સેનાપતિપણું મળ્યું, તે વિષે ખુશાલી જાહેર કરવાસાર કોરિંથ અને તેની આસપાસના મોટામોટા શ્રીમંત અને વિદ્વાન લોકો એકઠા થયા હતા. તે વેળાએ સિનોપીમાં ડાયોજીનિસ નામે એક મોટો નામાંકિત તત્વજ્ઞાની રહેતો હતો, તે પણ આ સમાજમાં આવશે એવું સિકંદરને લાગ્યું હતું, પણ તે ત્યાં આવ્યો નહિ, ત્યારે પોતે તેને ઘેર પોતાનાં કેટલાંક માણસોને સાથે તેડીને ગયો. તે વેળા સવારનો પોહોર હતો. ટાઢ સખ્ત પડેલી હતી તેથી આ તત્વજ્ઞાની પોતાના આંગણામાં તડકો ખાવા નિશ્ચિંત સૂતો હતો. તેની નજર સિકંદર ભણી જતાંજ ઉઠીને બેઠો. અને તેની ભણી એકી નજરે જોવા લાગ્યો. ત્યારે તેની એ વર્તણુંકથી સિકંદર તાજુબ થઈને લગારવાર સ્તબ્ધ ઉભો રહ્યો. પછી ઘણીજ નમ્રતાથી સલામ કરીને બોલ્યો "સાહેબ, આપને શું જોઈએ છે? તે સાંભળી ડાયોજિનિસ બોલ્યો, "આપ કૃપા કરીને લગાર દૂર ખસો કે આપના પડછાયાથી જે મારા ઉપર તડકો આવતો અટક્યો છે તે આવે." એ શબ્દ સાંભળી બાદશાહ લગારેક દૂર ખશીને આશ્ચર્ય પામતો ઉભો રહ્યો! અને સાથેના માણસો વિચારમાં પડ્યા કે આવડા મોટા બાદશાહે જ્યારે ખુશી થઈને જે માગે તે આપવાનું કહ્યું, ત્યારે ગાંડાની પેઠે એકાદ મોટું ઇનામ ન માગતાં આ શું માગ્યું. એમ સમજીને તેની મશ્કરી કરવા લાગ્યા. ત્યારે સિકંદરે તેઓને કહ્યું, "અરે તમે આ પુરૂષની મશ્કરી શી કરોછો? હું ખરેખરૂં કહું છું કે,જો હું સિકંદર ન થયો હોતતો મોટી ખુશીથી ડાયોજિનિસ થાત;" એની મતલબ એટલીજ કે સંપૂર્ણ સુખ ચાહેલી વસ્તુની પ્રાપ્તિમાં અથવા તૃપ્તીમાં છે; હું રાજા હોવાથી મારે

જોયતી વસ્તુ મળે છે, તેથી મને એ હાલત ગમે છે, પણ જો તેમ ન હોતતો, બીજી મધ્યમ સ્થિતિમાં મેં સંતોષીપણું પકડ્યું હોત.

એશિઆખંડ ઉપર સ્વારી કરવાની તૈયારી થઈ ત્યારે છેક નીકળવાની વેળાએ સિકંદરે પોતાના હાથ નીચેના મોટા લોકોને અને લશ્કરી સરદારોને મોટી મોટી જહાગીરો અને ઈનામો આપ્યાં તે એટલે સુધી કે તે પોતાને માટે કંઈ રહેવા દેશે કે નહિ તેને માટે પણ પાસેના લોકો વિચારમાં પડ્યા. ત્યારે પરદિકાસ નામે કોઈ ગૃહસ્થ પાસે હતો તેણે તેને પૂછ્યું. "મહારાજ તમે જે છે તે તો બીજાને આપી દોછો, ત્યારે તમારે પોતાને માટે શું રાખશો?" એ સવાલ સાંભળતાંજ "આશા" એટલો એકજ શબ્દનો જવાબ દીધો. તેની મતલબ એટલીજ કે હું જે એ લોકોને આપુંછું તે ખેતરમાં દાણાવાવ્યા સરખું છે, એ મારા પ્રીયજનો મોટાં મોટાં પરાક્રમ કરીને એનાથી સો ઘણું મને મેળવી આપશે, એવી મારી સંપૂર્ણ 'આશા' છે એ પરથી એ બાદશાહ કેટલો વિચારવંત અને દૂરદર્શી હતો, તે આવા એક બે જવાબથી ખુલ્લી રીતે નજરે પડે છે.

પછી સિકંદરે વિચાર કર્યો કે, આપણે પરદેશ ઉપર ચડાઈ કરવા જવાના છીએ માટે પાછળ આપણું રાજ્ય સંભાળવા સારૂ સારો હોંશિયાર માણસ નીમવો જોઇએ, તે પરથી તેણે અંતિપાતર નામે ગૃહસ્થની નેમણુંક કરીને તેના હાથ નીચે ૧૨૦૦૦ પાયદળ અને ૧૫૦૦ સ્વાર આપ્યા. અને તેણે પોતાની જોડે ૩૦૦૦૦ પાયદળ અને પાંચ હજાર સ્વાર લીધા, તેમાં ૧૨૦૦૦ માસિડોનિયન હતા, ઇરાનના બાદશાહ ડરાયસનું રાજ્ય ઘણું મોટું હતું, તેમાં જુદા જુદા ધર્મના અને જુદી જુદી જાતના તથા જુદી જુદી ભાષા બોલનારા હતા તે સર્વની સરકાર માત્ર એક હતી તે સિવાય બીજું કશું તેમાં એક પણું નહોતું. તે સિકંદર બાદશાહ જાણતો હતો, અને તે ઉપરથીજ તેને તેના ઉપર જવાની ઉમેદ હતી. તે પોતાનું લશ્કર સાથે લઇને ઇ. સ. પૂ. ૩૩૪ મા વર્ષની વસંત ઋતુમાં પોતાને વતનથી નીકળીને એશિઆખંડ ભણી ચાલવા મંડ્યો, ત્યાર પછી શું શું બન્યું તે આવતા ભાગમાં કહેવામાં આવશે.



# भाग २ जो.

માણસને જ્યારે ચડતી જુવાની અને મન માનતી સ્મૃદ્ધિ હોય છે ત્યારે તેનું મન વિષય ભોગ અને એશઆરામ ભણી શેહેજ જાયછે, પણ તે સમયે જે ખરેખરા મોટા પુરૂષો છે તે એવી લતમાં ન પડતાં પોતાની પદવીને લાયક કર્મો ભણી ધ્યાન લગાડે છે. સિકંદર બાદશાહ એવા પ્રકારનો પુરૂષ હતો. એશિઆ ઉપર સ્વારી કરવાને નીકળવાને રાજધાનીમાંથી બહાર પડતી વેળાએ તેની મેહેરબાની વાળા સરદાર આંતિપાતર અને પાર્મિનિઓએ સૂચના કરી કે, આપ ઘણે આઘે અને મોટા જોખમની સ્વારીમાં જવાનાછો, માટે પેહેલાં લગ્ન કરીને ગાદીના વારસની કંઈ ગોઠવણ કરીને પછીથી જે કરવું હોય તે કરોતો સારૂં. એ ઉપરથી સિકંદરે એવો જવાબ દીધો કે "મારા બાપે આવડું મોટું લ-

શ્કર યુદ્ધોપયોગી કરી રાખ્યું છે. તેને એમને એમ રાખીને દહાડા કઢાવવા અને મારે બગન કરીને છોકરો થવાની વાટ જોતાં બેશી રેહેવું એ મહા શરમ ભરેલું છે. માટે તેમ હું કદી કરવાનો નથી.” એ જવાબ સિકંદરને શોભા આપનારો અને વિચારવંત માણુસોને શિક્ષણ્ય છે. દુનિઆમાં મોટપણ લેવાને એવી રીતના કેટલાક અસાધારણ ગુણ માણસમાં હોવા જોઇએ.

પેહેલા ભાગની આખરે કહ્યા પ્રમાણે મોટું લશ્કર લઇને સિકંદર બાદશાહ એશિઆ-ખંડ ઉપર સ્વારી કરવાને ચાલતો થયો. તેના હાથ નીચેના સરદારો માંહેના ઘણા ખરા પચાસ વર્ષની ઉપરના, ઘણી લડાઇઓમાં જીત પામેલા, ઘણા શૂરા, અને ગંભીર હતા. પાયદળની સરદારી પાર્મિનિઓને આપી હતી. અને તેના છોકરા ફિલોટાસના હાથ નીચે ૧૮૦૦ સ્વાર હતા. અને કાલાસ નામના સરદારને હસ્તક પણ તેટલીજ સંખ્યા થિસ-લીના સ્વારની કરી હતી. વળી એ વગર જૂદા જૂદા સંસ્થાન ભણીથી આશરે ૬૦૦સ્વાર હતા તેનું ઉપરીપણું જેનું તેની ભણી રાખ્યું હતું. એ સર્વ સરદારો સિકંદર બાદશાહને સારી સલાહ આપતા અને તેના અર્ધા સુકનને તાબે રેહેતા હતા, અને એવા તો સ્વામિ ભક્ત હતા કે પોતાના બાદશાહને જય મેળવી આપવામાં પોતાનું સરવસ્વ ખોવાની દરકાર રાખતા નહિ. સિકંદર સરખા શૂરા અને વિચારવંત બાદશાહને આવા નિમક હલાલ સરદારો મળ્યા એટલે હવે તેને ફતેહ મેળવવામાં અડચણ શેની રહે!

યુરોપ અને એશિઆખંડની વચ્ચે હેલિસ્પાંટ (ડાર્ડનલ્સ) નામે ભૂમધ્ય સમુદ્રની એક ફાંટોછે. તેને કાંઠે સિકંદર લશ્કર સહવર્તમાન આવી પહોંચ્યો ત્યારે તે કાળની રીત પ્રમાણે પોતે એશિઆખંડમાં ક્ષેમ કુશળ પહોંચવા સારૂ તથા ત્યાં ફતેહ મળવા સારૂ અ-નેક દેવોની આરાધના કરી તથા તે સંબંધી જે સંસ્કાર કરવાના હતા તે મનઃપૂર્વક કરીને પછી સૈન્ય સહિત વહાણમાં બેઠો, અને પછી એટલો ઉતાવળો થયો કે પોતાનું વહાણ જલદી ચલાવવા સારૂ પોતાને હાથે હલેસાં (આટવા) મારવા લાગ્યો. વચ્ચે આવી પહોં-ચ્યા પછી નેપચ્યુન* નામે જળદેવને તે લોકો માનતા હતા માટે એક બળદનો વિધિપૂર્વક ભાગ આપ્યો એટલામાં એશિઆખંડનો કિનારો નજીક આવવા લાગ્યો, તે જોઇને તેને પરમ સંતોષ થયો. પછી મછવો છેક કિનારે લાગતાંજ તેણે પોતાનો ઉંચો પોષાક પેહેર્યો, સર્વ આયુદ્ધ બાંધ્યાં. અને ઇશ્વરનું સ્મરણ કરીને અહિંઆ નક્કી ફતેહ મળશે, એવી ખાતરીથી એશિઆખંડના કાંઠા ઉપર પગ મૂક્યો. તેની પાછળ બધું લશ્કર ઉતર્યું. એ સ્વારીમાં પોતાને જય મળવાની સિકંદરને એટલીતો પક્કી ખાતરી હતી કે તેણે પોતાના લશ્કરને સારૂ એક મહિનો ચાલે એટલીજ ખોરાકી અને માત્ર ૭૦ ટાલેન્ટ રોકડા રાખ્યા હતા. તેણે એવો વિચાર રાખ્યો હતો કે એકાદ નવો પ્રદેશ આપણે હાથ લાગી જશે તો પછી આપણે કોઈ વાતની અડચણ પડશે નહિ.

એશિઆખંડમાં હેલિસ્પાંટને કિનારે નાના નાના ઘણા દેશો હતા, તેમાંના ઘણાખરા

---

* હિંદુઓ વરૂણને નામે ઓળખે છે.

જંગલી લોકોથી ભરેલા અને તેમણે ઇરાનના બાદશાહ ડરાયસનું સ્વામિત્વ કબૂલ કરેલું હતું. તેમણે જ્યારે સિકંદર બાદશાહની સ્વારીને એકાએક અણચિંતી આવેલી જોઈ ત્યારે છેકજ ચકિત થઈ જઇને તેને તાબે થયા. તેથી આજે આ દેશ તો કાલે બીજો દેશ એ પ્રમાણે દિવસે દિવસે પોતાની સત્તા વધારતો ચાલ્યો. એ સમાચાર ડરાયસના આજુબાજુના સરદારોએ જાણ્યા હતા, તોપણ સિકંદરની સામે થવાની તેમની છાતી ચાલી નહિ. વળી આ શૂરા બાદશાહે પોતાના શૂરાતન ભરેલા ભાષાણથી સિપાઇઓને એવું તો શૂર ચડાવ્યું હતું કે તે જ્યારે લડાઇને માટે નીકળતા ત્યારે તલમાત્ર પણ ડરેલા ન દેખાતાં આપણે અચિંત્ત અને સેહેજમાં ફતેહ મળશે એવી આશા તેમના ચેહેરા ઉપર કુદ્રતી રીતે નજરે પડતી હતી. એવી રીતે આગળ ચાલતાં જ્યારે લાંપસાક્સ શેહેર પાસે આવ્યો ત્યારે ખબર થઈ કે તેમાંના લોકો તોફાન કરીને અડચણ કરવાનો ઇરાદો રાખે છે, તે પરથી તે શેહેરને જમીનદોસ્ત કરી નાંખવાનો ઠરાવ કર્યો. પણ તે શેહેરમાં આનાક્સિમિનીસ નામે એક મહા વિદ્વાન પુરૂષ રેહેતો હતો, અને તેના ઉપર ફિલિપ રાજાનું ઘણું હેત હતું. અને તે કેટલાએક વખત સુધી સિકંદરનો શિક્ષક હતો, તેથી બાદશાહ તેને પૂજ્ય ગણતો હતો. એ વિદ્વાન પુરૂષ કોઈ જરૂરના કામ સારૂ પોતાની ભણી આવેછે એવું તેણે દીઠું. તે ઉપરથી તેના મનમાં આવ્યું કે, લાંપસાક્સ શેહેરને નાશ કરવા બાબતના વિચારને બંધ રખાવવા સારૂ આવે છે, માટે નજીક આવતાંજ સિકંદરે સમ ખાઇને કહ્યું કે, "તમે જે મને હમણાં કેહેવાના છો, તે હું કદી માનવાનો નથી." એ સાંભળીને પેલો ચતુર વિદ્વાન બોલ્યો. "મહારાજ હું આપના વિચારને મળતો છું, એટલીજ મારી વિનતીછે કે લાંપસાક્સનો એવો નાશ કરી નાખોકે તેની નીશાની પણ રહે નહિ. એ શબ્દો સાંભળીને સિકંદર ઘણો અચંબામાં પડ્યો. અને તે શેહેરને ઉજડ કરવાનો વિચાર માંડી વાળ્યો. એવી રીતે તદબીરના બોલોથી તે વિદ્વાને પોતાના શેહેરનો બચાવ કર્યો. એમાં રીતે આનાક્સિમિનીસેની સમય સુચકતા અને ચતુરાઈ આશ્ચર્યકારક છે,તથાપિ આવડો મોટો વિદ્વાન થઇને જુઠું કેમ બોલ્યો હશે; એ નવાઇની વાત છે.

સિકંદર ત્યાંથી નીકળ્યો તે **ઇલિયન***પ્રાંતના ફ્રિજિયા પરગણા માંહેની ગ્રાનિકસ નામે એક મોટી નદીને કાંઠે આવી પહોંચ્યો. ત્યારે પેલી તરફને કાંઠે ડરાયસના તાબાના સુબેદારો અને કેટલાએક સરદારો પાયદળ અને દશ હજાર સ્વાર સાથે તૈયાર થઇને ઉભા હતા, તેઓમાં મેમનન નામે એક સરદાર ઘણો જુનો અને મોટો અનુભવી હતો, તેણે એવી સલાહ આપી કે શત્રુ ઉપર એકદમ હુમલો કરવો આપણને હાલમાં ઘટારત નથી. પણ આપણામાંથી કેટલાએક સરદારોએ એ ઉતર્યા છે તે ભાગમાં જઇને તેની ખોરાકીનો ખુટકો પાડવો, એટલે તે ગભરાઈને પાછો જશે, અને ફરીને આણીમેર આવવાનું નામે નહિ દે. એ સલાહ વાજબી હતી તોપણ તેમાંના બીજા સરદારોને ગમે નહિ, તેથી ફ્રિજિ-

* એ શેહેરમાં, ઇલીયડ, નામની પ્રખ્યાત ચોપડીમાં વર્ણવાયલા મહારથી એકિલિઝની કબર હતી તેને સિકંદર આ વેળા નમ્યો અને તેનાં વખાણ કર્યાં હતાં.

યાનો સુબો આર્સિતીજે ખુલ્લી રીતે કહ્યું કે એ સલાહ મારે બીલકુલ નાકબૂલ છે, અને ગ્રીક લોકો મારા તાબાનાનો મુલક જીતી લેવાના વિચારમાં છે,તેમને પાછા હઠાવી મૂકવામાં એક પળની પણ ઢીલ કરવાનો નથી. અને બીજો એક જણ તો એવું બોલ્યો કે, આહિંગામ ઘણા દિવસ ગંમાવીને દરાયસના લશ્કરમાં પોતાનું ડોઝરૂં ભરવા સારૂ એવી રડતી મસલત એ આપે છે. વાસ્તવિક જોતાં એ મેમનન મોટો જોદ્ધો અને પોતાના ધણીનો ખરો હિતેચ્છક હતો તેથી ડરાયસની તેના ઉપર ઘણી મેહેરબાની હતી. પરંતુ માણસની પરીક્ષા બધાને એક સરખી ન હોવાથી એવા મોટા માણસોને અલ્પમતિ માણસોને મોડેથી નિંદા ખમવી પડેછે, તેનો ઉપાય નથી. એવી રીતે મેમનનની સલાહ એક બાજુએ રહીને બીજાઓના વિચાર પ્રમાણે એકદમ સામા ઉભા રહીને યુદ્ધ કરવાનો ઠરાવ થયો.

એ ગ્રાનીકસ નદીના પેલા કાંઠાની હકીગત થઈ. આ કાંઠે સિકંદરના લશ્કરમાં પણ મોટી ગરબડ મચી રહી હતી. તે નદી ઘણી મોટી જણાતી હતી તથા તેની માહિતી કોઇનેજ નહોતી તેને લીધે હવે શું કરવું તે બાબત મોટા મોટા લોકોમાં ઘણો મતભેદ પડ્યો હતો, તેની સર્વ હકીગત આપવાની આ ઠેકાણે જગા નથી. તથાપિ તેમાંના મુખ્ય સિકંદર અને પાર્મિનિઓ વચ્ચે જે પત્ર વ્યહવાર એ બાબત ચાલ્યો, તે સંક્ષેપમાં અત્રે દાખલ કરીએ છીએ; તેથી જુદા વિચાર શું હતા અને આખર શું ઠર્યું તે સહેજ સમજાશે. સિકંદરને તો તાલાવેલી લાગી રહી હતી કે હું એકદમ નદીને પેલે કાંઠે ક્યારે જાઊં અને દરાયસના લશ્કરને ક્યારે હરાવી નાંખું. એ તેની વૃત્તિ પાર્મિનિઓના જાણવામાં આવી, પરંતુ એ ઉતાવળ આ ઠેકાણે કામની નથી એવું તેને લાગવા ઉપરથી તેવિષે સિકંદરને એક કાગળ લખ્યો તેનો સારાંસઃ—"સાહેબ, હાલમાં જેમ આપણે નદીને આ કાંઠે લશ્કર સાથે પડેલા છીએ તેમ કેટલાક વખત સુધી ધીરજ પકડીને પડી રહેવું ને વધારે નહિ તો આખરે આજની રાત તો રહેવુંજ જોઇએ, શત્રુ પાસે આપણા જેટલું પાયદળ નથી, એ વાત ખરી છે, તેને લીધે તેનાથી આપણા ઉપર હલ્લો થવાનો નથી એટલુંજ નહિ પણ આજની રાત તેઓ ત્યાં રહેશે પણ નહિ એમ હું ધારૂં છું. વળી ને અહિંથી ગયા પછી આપણે લશ્કર સાથે નદી ઉતરવાનું સેહેલ પડશે. એ નદી કેટલેક ઠેકાણે ઘણી ઊંડી છે, કેટલીક જગા ઉપર કિનારાને લગતી કરાડીઓ પડેલી છે, અને કેટલેક ઠેકાણે પુરાઈ ગઇ છે. એવી ગેર માહિતી વાળી નદીને પાર કરવાને એકદમ નીકળવું ઘણું ભયંકર છે. અને એમાંથી આપણા થોડાં થોડાં માણસો જો પેલે પાર ઉતર્યા તો શત્રૂઓ હથિયાર બંધ ઉભેલા છે તે તેમનો અંત લાવશે. એવી પેહેલ વહેલી જો લશ્કરની દાણાદાણ થઈ, તો આપણા લોકો હિંમત હારી જશે અને દુશ્મનને હિંમત આવશે. અને આપે મોટી ફતેહ થવાની આશા રાખી છે તે ફોગટ જઇને લોકોમાં હાંશી થશે. તેનો પુખ્ત વિચાર કરશો." એ પત્ર વાંચીને તરતજ તેને સિકંદરે જવાબ લખ્યો તેની મતલબઃ— "પાર્મિનિઓ, તું જે કહે છે તે સર્વ ખરૂં છે, અને તેની સઘળી મતલબ હું સમજું છું. તથાપિ તુંજ જો કે, હેલિસ્પાંટ સરખા મોટા સમુદ્રને ઓળંગીને આવવાને આપણે બીધા નહિ; તો આ નાના સરખા વેહેળાને ઉતરવાને સારૂ આટલા બધા વિચારમાં પ-

ડવું અને બીવું એ મારૂં શરમ ભરેલું નથી કે? ગમે તેવું સંકટ આવી પડે તો પણ તેમાંથી પાર પડવાની મારી હિંમત અને માસિડોનિયન લોકોના શૂરાતનનો વિચાર મનમાં લાવ્યા પછી એમ કાન ઢાળીને પડી રહેવામાં આળશાઈ છે, એવું તને પણ લાગ્યા વગર રહેશે નહિ." એવી રીતે કાગળ પત્રો થઈ રહ્યા પછી સિકંદરે શત્રૂ ઉપર ચાલી જવાનો નિશ્ચય કર્યો.

એવી રીતે સર્વ તૈયારી થઈ. સિકંદરે પોતાનો ઘોડો મંગાવ્યો તેને ઉપર સ્વાર થયો. પછી બધા લશ્કરને હારબંધ ઉભું રાખી તેની નાની નાની ટુકડીઓ કરીને નદીમાં ચલાવ્યું. તેની જમણી બાજુએ સિકંદર રહ્યો અને ડાબી બાજુએ પાર્મિનિઓ ચાલ્યો, એવી રીતે તમામ લશ્કર મોટા જય શબ્દ કરતું કરતું આણી મેર આવે છે, એવું જ્યારે ડરાયસના લશ્કરના દીઠામાં આવ્યું ત્યારે તે લોકો તેના ઉપર તીરનો વરસાદ વરસાવવા લાગ્યા એથી સિકંદરના લશ્કરનાં કેટલાંક માણસોને મોટાં મોટાં જખમો લાગ્યાં ખરાં તથાપિ બાકીના લોકો તલમાત્ર પણ બીધા નહિ. અને એકે પગલું પાછું ન કાઢતાં સર્વ જણ આ કાંઠે આવી પહોંચ્યા. તે વેળા બંને વચ્ચે મોટી લડાઈ ચાલી. તેમાં પહેલાં તો માસિડોનિયન લોકોની હાર થશે એવું જણાવા લાગ્યું એટલે સિકંદર પોતે જાતે ઘોડા ઉપર સ્વાર થઈ આગળ ધસીને બેચાર શબ્દોમાંજ પોતાના માણસોને એવા ઉસકેરી મૂક્યા કે તે સઘળા એકદમ વાઘની પેઠે પોતાના શત્રુ ઉપર તુટી પડ્યા અને એક પળમાં તેના લશ્કરની દાણા દાણ કરી મૂકી. એ વેળાએ ડરાયસનો સરદાર મેમનન તથા તેનો છોકરો મરણીઆ થઈને લડ્યા, તોપણ તેનું કંઈ ચાલ્યું નહિ, ને લોકો ચોગરદમ નાસવા લાગ્યા તે કેમે કરતાં ઉભા ન રહ્યા, એ અરસામાં ડારાયસનો જમાઈ સ્પિત્રોબેથસ જે એઓનિઆ પ્રાંતનો નાયબ સુબો હતો તે પોતાની સાથે બીજા ચાળીસ સરદારોને લઈને માસિડોનિયન લોકોની કતલ ઉડાવવા લાગ્યો, તે જ્યારે સિકંદરની નજરે પડ્યું ત્યારે તેને મોટો જોસ્સો આવીને એકદમ સ્પિત્રોબેથસ ઉપર આવી પડ્યો. આ માસિડોનિયન બાદશાહને પોતાની પાસે આવેલો જોઈને સર્વ જણ તેના ઉપર તુટી પડ્યા. સિકંદર અને સ્પિત્રોબેથસ એક એકને બરછીઓ મારવા લાગ્યા. તે બંને જણા જીવવાની આશા છોડીને લડે છે, અને એક બીજાની જીવ લેવાને મહા પ્રયત્ન કરેછે, એવું જોઈ પાસેના કેટલાએક સરદારો અચંબાથી મોડામાં આંગળાં ઘાલીને ઉભા રહ્યા હતા, અને કેટલાએક પોતાના પક્ષને ફતેહ મળવા માટે પોતાના પ્રમુખ યોદ્ધાને મદદ કરતા હતા. એવું ચાલી રહ્યું છે એટલામાં સ્પિત્રોબેથસ એક મોટી તરવાર લઈને સિકંદર ઉપર ધસ્યો અને તેનો એક નાનો ઘા પણ માર્યો ને ફરીને બીજીવાર જેવો મોટો ઝટકો મારવા જાય છે એટલામાં સિકંદરે પોતાની બરછી તેના મોડામાં ઘોચીને તરત પોતાના પગ આગળ નાંખ્યો એટલે તરત ત્યાં ને ત્યાંજ મરી ગયો. એવું નજરે પડવાથી સ્પિત્રોબેથસનો સગો ભાઈ રોસાસેસ હાથમાં એક મોટી ફરશી લઈને સિકંદર ઉપર ધસ્યોને તે માથા ઉપર મારી પણ નીમાળાને અડકીને ખસી ગઈ, તેથી વધારે ઉસકેરાઈને ફરીથી મારવા સારૂ ઉગામી, એટલામાં સિકંદરના સરદાર ક્લિટસે પોતાની તરવાર વડે ઉપરને ઉપરથી તેનો હાથ કાપી નાંખીને પોતાના ધણીનો જીવ બચાવ્યો. એવી રીતે પોતાના સરદારની દુર્દશા જોઈને ડરલશ્કર નાહિંમત થયું અને પોતાનાયસનું

બાદશાહનું શુરાતન જોઈને માસિડોનિયન લોકોમાં મોટી હિંમત આવી. તેણે કરીને ઈરાની ફોજમાં ભંગાણ પડ્યું. અને તે દશે દીશાએ નાસવા લાગ્યા ને સિકંદરની ફતેહ થઈ.

ડરાયસના લસ્કરમાં આશરે ત્રણ હજાર ગ્રીક સિપાઈઓ હતા, તે યુદ્ધ વિદ્યામાં કુશળ હતા તેના ઉપર સિકંદરે ચાલ કરી ત્યારે તે એક મજબૂત જગાએ જઈને બેઠા તેમને સ્વાધિન થવાનો જ્યારે સંદેશો કહાવ્યો ત્યારે તેમણે જવાબ દીધો કે જો અમારા જીવને કશું જોખમ ન થાય એવું પ્રતિજ્ઞા પૂર્વક અમને વચન મળે તો તમારા કહેણને અમે કબૂલ થઈએ. એ જવાબ સિકંદરને મહા અપમાન ભરેલો લાગવાથી ઘણો ક્રોધ ચઢ્યો. તેથી તેમના ઉપર હુમલો કરીને તેમાંના આશરે હજાર માણસોને ચડચડાટ કાપી નાંખ્યા. અને બાકીના બીજા બે હજાર આદમીઓને પકડીને માસિડોનિઆમાં મોકલાવી દીધા.

આ ગ્રાનેકસ નદી ઉપરની લડાઈમાં ઈરાનના બાદશાહના લશ્કરનો ઘણો નાશ થયો અને તેમાંના મોટા મોટા સરદારો પડ્યા.તે વેળા ફ્રિજિઆનો સુબેદાર આર્સિતીજ ડરીને નાસવા લાગ્યો તે ઠેઠ પોતાના થાણામાં જઈનેજ ઉભો રહ્યો. ત્યાં તેના મનમાં એવો વિચાર આવ્યો કે આ લડાઇમાં જે ખરાબી થઈ તે મારા આગ્રહ ને લીધે થઇ, તેથી એટલો તો તેને પસ્તાવો થયો કે તેણે આપઘાત કર્યો. રાહ્લિકરીને એક ઇતિહાસ કરનારો થઈ ગયો છે; તે એ બાબત એમ કહે છે કે, "આર્સિતીજ એના કરતાં લડતાં લડતાં જો મુવો હોત તો તે મરણ તેને વધારે શોભા આપનારૂં થાત." એ ખરૂં છે અને એ વાત કદાચિત આપઘાત કરતી વેળાએ આર્સિતીજના ધ્યાનમાં પણ આવી હશે, તથાપિ તે શા કામની? જીવ ઉપર આવી પડે તે વેળા માણસને બચાવ વગર બીજું કાંઈજ સુજતું નથી. આ લડાઈમાં ડરાયસના વીસહજાર પાયદળ અને અઢીહજાર સ્વારનો નાશ થયો, અને સિકંદરના સિપાઇઓ પણ મુવા. પણ તે ઉપલી સંખ્યાને મુકાબલે જોતાં ઘણાંજ થોડા હતા. કેટલાએક ગ્રંથકારોતો તે સંખ્યા છેક ચારસેં પાંચસેંની પણ અંદર લખેછે.

એ લડાઇનું કામ પત્યા પછી સિકંદર બાદશાહ પોતાના લશ્કરની હાલત તપાસવા લાગ્યો. એ લડાઇમાં તેણે પણ જીવ સાટાનાં દુઃખો ભોગવ્યાં હતાં, તેથી તેની ઠામ ઠામ કિર્તિ ગાજી રહી હતી; પણ તેની ધુનમાં છાકી ન જતાં જેમ પોતાની શક્તિ પ્રમાણે પોતે પરાક્રમ કર્યું છે, તેમજ પોતાના લશ્કર માંહેલા નાનાથી મોટા સુધી તમામ માણસોએ ઘણી મેહેનત કરેલી છે, એવું સમજીને તે બહાદૂર અને મોટો માણસ સર્વની હકીગત મન દઇને સાંભળતો હતો, તે હકીગત કોઈ ગમે તેટલી લંબાવીને કહેતો તેથી તે કંટાળતો નહોતો. એ રીત રાજાઓને ઘણીજ શોભા આપનારી છે. અને એથીજ રાજા પ્રજાને વહાલો થઇ પડેછે. તે માત્ર હકીગત સાંભળીનેજ બેશી ન રહ્યો, પણ કોને ક્યાં જખ્મ લાગ્યોછે, કોણ શાથી આજારી પડ્યા છે, અને કોને શાની ગરજ છે, તેની તપાસ કરવા સારૂ તે દરરોજ ફરતો હતો, અને તે જાણ્યા પછી ઘણી કાળજીથી તેનો બંદોબસ્ત કરતો હતો. એવા રાજા ઉપર તેની પ્રજા અત્યંત પ્રીતિ બતાવે એમાં શી નવાઈ.

જે મોટા મનના માણસો છે તેઓ જેનામાં ખરેખરો સદ્ગુણ હોય છે તેને માન

આપેછે, પછી તે દુશ્મન હોય તોપણ શું થયું? ગ્રાનેકસ નદી ઉપરની મોટી લડાઈમાં ઇ-રાનના બાદશાહના મોટામોટા સરદારો મરણ પામ્યા હતા, તેની લાસોને ત્યાં પુરીને તે ઉપર કબરો બાંધવાની પરવાનગી તેના તરફના લોકોએ સિકંદર બાદશાહ પાસે માંગી તે તેણે મોટી ખુશી સાથે આપી. તે ફક્ત ઇરાનીઓને માટેજ નહિ પણ જે ગ્રીકો ઘણી મુદત સુધી ડરાયસની ચાકરીમાં રહીને આ વેળાએ રણમાં પડ્યા હતા તેના ઉપર પણ જો તમારી મરજીમાં આવેતો બાંધજો એમ કહ્યું. એ ઊપરથી તેણે દેખડાવ્યું કે બહાદૂરી અને સ્વરાજ્યનિષ્ટા શત્રુમાં હોય તેવા શત્રુ પણ માનને લાયક છે. રાજા સરખા સત્તા-ધારી પુરૂષોએ એવાં ઉત્તેજન આપ્યાવગર દુનિઆંમાં સદ્‌ગુણનો વધારો થવાનો નથી.

આ વાતનું વિવેચન કરતાં આપણે સિકંદરે ૨૦૦૦ગ્રીસોને બંધીવાન કર્યાનું ઉપર કહ્યું, તે વિષે રાલિન એવું કહે છે કે, પરદેશી લોકોને અનુકુળ થઇને સ્વદેશીઓ સાથે લડવાનું મહા પાપ છે, એવું ગ્રીકોના ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, તેને લીધે તેને એમ કરવું પ-ડ્યું." એટલે તેને સજા કરી તેમાં તેની કાંઈ ભુલ ન હોતી એવી રાલિનની લખવાની મતલબછે. પણ ચમત્કાર જુવો.સિકંદરને હરાવવા સારૂ જીવ જતા સુધી જે ગ્રીકો લઢયા, તેનાં વખાણ કરીને તેમની કબરો બાંધવાની રજા આપી, અને જે બીચારાઓને તેવી જીવ ખોવાની સંધી મળી નહિ તેને ગુન્હેગાર સમજીને બંધીખાને નાંખ્યા! જે સદ્‌ગુણ પુરો સધાયો તે ખરો સદ્‌ગુણ અને જે અધુરો રહ્યો તે દુર્ગુણ ગણાય કે?

આ લડાઇમાં ઇરાની લોકોનો પુષ્કળ સામાન સિકંદરને હાથ આવ્યો. તે સર્વ તેણે માસિડોનિયન લોકોનેજ લેવા દીધો નહિ. પણ તેમાંની આસરે ત્રણસેં ઉત્તમ ઢાલો આ-થેન્સવાશીઓને મોકલાવી. તે ઢાલો ઉપર અને બીજો કેટલોક સામાન જે શત્રુપાસેથી મળ્યો હતો તેના ઉપર એવું કોતરાવ્યુ કે "આ, એશિઆખંડના મ્લેચ્છ લોકો પાસેથી ફિલિપ રાજાના પુત્ર સિકંદરે ગ્રીકોની સાહ્યથી મેળવ્યો." એ ઊપરથી તેની લોક પ્રીતિ મેળવ-વાની હોંસ જણાઈ આવે છે, તથા એજ લેખ વડે તેણે ગ્રીકોનો પોતાના જશમાં ભાગ કબૂલ કરીને પોતાની મોટાઇમાં વધારો કર્યો છે. કેમકે રાજા લોકોના મનમાં એવા વિ-ચાર ઘણીએકવાર આવતો નથી. આલુંટમાં જે સોના રૂપાના થાળા વગેરે વાસણો હતાં. તે અને નાના મોટા કિમતી પડદા વગેરે મોજ શોખનો સામન પોતાની માને મોકલા-વ્યો. તે જોઇને તેને કેટલો સંતોષ થયો. હશે વારૂ!

ગ્રાનેકસની લડાઇમાં સિકંદરની જે જીત થઇ તે વડે તેની બહાદૂરીના ચારેમેર વ-ખાણ થવા લાગ્યાં અને બધા લોકો તેનું નામ સાંભળીને કાંપવા લાગ્યા. તે ત્યાંથી નીક-ળેલો ડરાયસની પશ્ચિમ સરહદ ઉપર સમુદ્ર કાંઠે સાર્ડિસ નામે મજબૂત શેહેર આગળ આવી પહોંચ્યો. ત્યાં આગળ તેની સ્વારી દેખતાંજ માંહેના લોકો ભયભિત થઇને તેને શરણ આવ્યા. તેથી સિકંદરે તેને તલમાત્ર પણ ઇજા ન કરતાં તેના ઉપર પોતાનો અમલ બેસાડ્યો. અને ત્યાં આગલા વહીવટ પ્રમાણે અમલ કરવાનો ઠરાવ કરીને ત્યાંથી ચાલ-વા માંડ્યું તે ચોથે દહાડે એફિસસ આગળ આવ્યો, ત્યાં તેને કોઇએ હરકત કરી નહિ. તેથી તે શેહેર ઝટ સ્વાધિન થયું, અને લાગલીજ ત્યાં દુવાઈ ફેરવી કે જે રાજ્યભાગ તમે

આજ સુધી ડરાયસને આપતા હતા તે હવેથી ડાયના દેવીના ભંડારમાં ભરવા,તે પ્રમાણે ત્યાંના લોકો વર્તવા લાગ્યા. આ અહિનીડાયના દેવીનું દેવાલય સિકંદર બાદશાહના જન્મ નીજ રાત્રે બળીજવા વિષે પાછળ લખવામાં આવેલું છે. તે ત્યાંના લોકોએ ફરીને બાંધવા માંડીને મોટો ભાગ બાંધી નાંખ્યો હતો, તે સિકંદરે જાતે જઇને જોયું. ત્યાં તે કામ ઉપર મુખ્ય કારીગર ડિનોક્રટિસ નામે હતો તેની હુશિઆરી જોઇને બાદશાહ ઘણો અજબ થયો. અને કેટલાક વખત પછી એજ કારીગરને ઈજીપ્ત દેશમાંનું આલેકઝાંડ્રિયા ( સિકંદરીઆ) શેહેર બાંધવાનું કામ સોંપ્યું હતું. એ દેરૂં બાંધવામાં તે લોકોએ લાખો રૂપિયા ખરચ્યા હતા. અને બીજા ખરચવાની ગોઠવણ કરી રાખી હતી. એ સઘળા પૈસા હું આપુછું અને મારૂં નામ તે દેવળ ઉપર ઘાલો એવું સિકંદરે તેમને ઘણા આગ્રહથી કહ્યું, પણ તે તેમને લગારે પસંદ પડયું નહિ. પણ બાદશાહને ગુસ્સો ન ચઢતાં એ વાત કેમ ઉડાવી દેવી તેના વિચારમાં પડ્યા. ત્યારે તેમાંના જે ડાહ્યા અને ચતુર હતા તેમણે આગળ નીકળીને બાદશાહને કહ્યું કે, "મહારાજ, એક દેવે બીજા દેવનું દેવળ બાંધવાનું શોભતું નથી." એ બોલથી બાદશાહ મનમાં ખુશ થઇને છાનો રહ્યો અને તે વિચાર છોડી દીધો. એ ઉપલી વાત ઉપરથી સિકંદરની માનતૃષ્ણા અને પેલા ચતુર પુરૂષમાં સમયોચિત ભાષણ કરવાનું સામર્થ્ય જણાઈ આવે છે.

સિકંદર અફિસસમાં હતો ત્યાંજ તેને ટ્રેલ્સ અને માગ્નેશિયા શેહેરના લોકો ભણીથી વકીલો આવી મળ્યા ને તેમણે તેનું સ્વામિત્વ કબૂલ કર્યું પછી તેની સ્વારી મિલિતસ શેહેર ભણી આવી. ત્યાંના લોકો મોટા અભિમાની હતા અને માનતા હતા કે આપણને ડરાયસ ભણીથી જોઇએ તેટલી અને જોઇએ ત્યારે મદદ મળશે. તે ઉપરથી તેઓ શેહેરના દરવાજા બંધ કરીને નીરાંતે બેઠા. તે શેહેરની પાસે ઇરાની સરકારનું એક નાનું સરખું આરમાર પણ હતું. તેના ઉપર તે લોકોનો સંપૂર્ણ ભરોસો હતો. તે બર લાવવાને તે આરમારે કેટલીક મેહેનત કરી જોઇ પણ તે સફળ થઈ નહિ એટલુંજ નહિ પણ તેને ઉલટું સિકંદરની બીકર્યી નાશી જવું પડયું. એ શેહેરમાં ગ્રાનેકસની લડાઇમાંથી નાશી આવી ને પેલો અનુભવી સરદાર મેમનન પોતાનાં કેટલાંક માણસો સાથે મોટા બંદોબસ્તથી કિલ્લામાં રહ્યો હતો, અને તેણે નિશ્ચય કર્યો હતો કે, થાય તેટલી મેહેનત કરીને તેનો બચાવ કરવો. વળી શેહેરની ચારે તરફ એક મોટી મજબૂત ભિંત હતી, તથા માંહેના લોકોને ઘણા દિવસ પહોંચે એટલી ખોરાકી પણ હતી તે સૌ સિકંદરને ખબર હતી તો પણ તેણે પોતાની ચાલ છોડી નહિ ને એકદમ હલ્લો કરીને તે ભિંતને મોટાં મોટાં ગબારાં પાડ્યાં અને અંદર પેસવાનો પોતાના લોકોને હુકમ કર્યો. તેને અનુસરીને કેટલીકવાર માંહે પેઠા ખરા પણ માંહેના લોકોની સંપૂર્ણ તૈયારીને લીધે તેમને પાછું હઠવું પડયું; તથાપિ આખરે તેણે પોતાની બહાદૂરીનો પ્રતાપ તેના ઉપર બેસાડયો. બહારથી હુમલા કરનારાઓની ચમત્કારિક હિંમત જોઇને માંહેના લોકો ગભરાયા અને સિકંદરના લશ્કરને તાબે થવાને કબૂલ થયા; ને તેમને બાદશાહે તેના ગુન્હાની માફી આપીને ઘણી મેહેરબાની બતાવી. તેથી તેઓ ઘણા ખુશી થયા. આ ઠેકાણે જે પરદેશીઓ માલમ પડ્યા તેનેજ માત્ર ગુ-

લામ કરીને વેચ્યા. આ હિંગામમાં પેલો મેમનન પોતાના લોકો સાથે છાનો માનો નીકળી નાઠાં.

એવી રીતે મિલિતસ હસ્તગત કર્યા પછી સિકંદર કારિઆ દેશમાંનું હાલિકારનાસસ શેહેર લેવાને ગયો. તે શેહેરની આજુ બાજુ સારો મજબૂત કોટ અને ત્યાંનો કિલ્લો ઘણો મજબૂત હતો. તેમાં પેલો ડરાયસની મેહેરબાની વાળો શૂરો સરદાર મિલિતસથી નાશી આવીને પોતાનાં વીણી કાઢેલાં માણસો સાથે એમાં ઘણા બંદોબસ્તથી રહ્યો હતો; અને આ ઠેકાણે પોતાની બહાદૂરી અને રાજ્યનિષ્ટા બતાવી આપવાનું તેના મનમાં હતું. માટે કિલ્લાના બચાવ સારૂ પોતાની કળબળની આ ઠેકાણે બેહદ યુકિતઓ કામે લગાડી હતી, તે કામમાં તેને એફિઆલતીસ નામે બીજા એક સરદારે ઘણી મદદ કરી હતી. એવી રીતે બહારથી સિકંદરના લશ્કરે પણ ઘેરો ઘાલવામાં બેહદ ચતુરાઈ વાપરી હતી. તેમણે કોટ બહારની ખાહીને કેટલેક ઠેકાણેથી પુરી નાંખીને ભિંત પાડવાના લડાઈનાં યંત્રો (હમાર) ભિંતને અડાવી દીધાં હતાં તેને માંહેના લોકોએ આગ લગાડીને નાશ કર્યાં. વળી માસિડોનિયનો પોતાના ઓજારો વડે મહા મેહેનતે કોટને બાકોરાં પાડીને અંદર દાખલ થયા અને જોવા લાગ્યા તો તેની પાછળ બીજી ભિંત જાણે હમણાંજ ભોંયમાંથી નીકળી આવી એમ નજરે પડ્યું ! એ ભિંત અર્ધ ગોળાકૃતિની બાંધેલી હતી. અને તે ઉપર મોટા મોટા બુરજો હતા. તે ઉપર ઉભા રહીને માંહેના લોકોએ બહારના લોકો ઉપર બાણનો વરસાદ વરસાવી મૂક્યો તેથી તેના ઘણા લોકો મરી ગયા. જે પ્રમાણેમાં કોટની મજબૂતી હોય છે તે પ્રમાણમાં અંદરના લોકોની હિંમત વધારે ઓછી હોયછે એવી જે કહેણી છે તેઆ વેળાએ ખુલ્લી નજરે પડી. એ ઘેરો ઘણા દહાડા સુધી પોહોચ્યો. અને તે અરસામાં તરેહ તરેહનાં ચમત્કારીક સંકટો એટલાં તો આવ્યાં હતાં કે તેમાં સિકંદર સરખો હિંમતવાન પુરૂષ જો તેનો સરદાર ન હોત અને તેની જગાએ, બીજો કોઈ સાધારણ માણસ હોતતો તેની અને તેના માણસોની કયારનીએ દુર્દશા થઈ ગઈ હોત. પણ સિકંદરની પદ્ધતિમાં એવું બળ હતુ કે તે લોકો ઉપર જેમ જેમ વધારે દુઃખો આવતાં ગયાં તેમ તેમ યશપ્રાપ્તીનો ઉદ્યોગ કરવાનું તેમને વધારે શૂર ચડ્યું. તે વડે તેમણે જે કામમાં હાથ ઘાલ્યો ત્યાં ફતેહ થતી. તેમજ આ વેળાએ માસિડોનિયન લોકો આગળ આપણાથી ટકાવાનું નથી એવું સમજીને મેમનન તે શેહેર છોડીને છાનો માનો નીકળી ગયો ખરો પણ તે કિલ્લામાં કેટલાંએક માણસને મોટા બંદોબસ્તથી રાખી ગયો હતો, અને પોતે ત્યાંથી નીકળીને કેટલાંક શ્રીમંત લોકો સાથે જળ માર્ગે પાસેજ એક કાસ નામે બેટ હતો ત્યાં જઈને ઉતર્યો. આખીએર સિકંદરે તે શેહેરને જમીનદોસ્ત કરી નાંખ્યું. પણ કીલ્લાની ઝાઝી દરકાર રાખી નહિ. કારણ તે એવું કહેતો હતો કે આસપાસના મુલક ઉપર આપણો અમલ બેઠો એટલે કિલ્લો હાથમાં આવવાને લગાર પણ મેહેનત પડવાની નથી એ તેનું કહેવું કેટલીકવારે ખરૂં પડ્યું.

ત્યાંથી નિકળેલો સિકંદર કારિઆ દેશમાં આવ્યો, ત્યાંની રાણી આર્તિમોસિઆ મરી ગયા પછી તેનો ભાઈ ઇદ્રિયસ રાજ્ય કરવા લાગ્યો તથાપિ ખરૂં જોતાં તેના દેશ

રીવાજ પ્રમાણે તે ગાદી ઇદ્રિયસની ધણીઆણી આ ‡દાને મળવી લાયક હતી. તે ઇદ્રિયસ પછી આરોનોબેટીસ નામે એક પુરૂષ ડરાયસના જોર વડે તે પ્રાંત ઉપર અમલ ચલાવતો હતો તેમાં આલિંદી નામે કિલ્લો માત્ર એના તાબામાં હતો. એવિ સ્થિતિ ચાલતી હતી એટલામાં સિકંદરની સ્વારી તે દેશમાં આવી પહોંચ્યાની વાત જ્યારે આદાને કાને પડી ત્યારે તે પોતાના કિલ્લાની કુંચી લઇને તેને સામી આપવા ગઈ અને તે સિકંદરને પોતાનો છોકરો ગણવા લાગી. તેથી સિકંદરે ખુશી થઈને હાલિકારનાસસ શેહેર તેને આપ્યું. એવી રીતે તેને રાજ્યપદ મળ્યું. એ બાઈ ઘણી ડાહી અને ચતુર હતી. સિકંદર જ્યાં સુધી એ દેશમાં રહ્યો ત્યાં સુધી દરરોજ તેને ખાવાને સારૂ સારાં સારાં પકવાનો કરીને મોકલતી હતી.એમ કેટલાક દિવસ ચાલ્યા પછી એકવાર સિકંદરે તેને કહાવી મોકલ્યુ કે,"તમારા આવાં પકવાનો મને કંઈ કામ લાગતાં નથી. મારા ગુરૂ લિઓનિડાસે મને બે અથાણાં આપ્યાંછે, તે વડે મારી સર્વ ઇચ્છા પુરી થાયછે, તેમાંનું એક અથાણું એછે કે દરરોજ સવારમાં ઘણું ચાલવાનો ઉપદેશ અને બીજું અથાણું જમતાં જમતાં થોડી ભુખ બાકી રાખીને ઉઠવું એટલે પેટ તણાય તેમ ન ખાવું એ શીખામણ એ બે અથાણાવડે રોજ બપોરનું ભોજન અને રાતના વાળુથી મને સુખ સાતા થાયછે."

એ પછી એશિઆમૈનરે માંહેનાં ઘણાખરા રાજા રજવાડા સિકંદરનું વડાપણું કબૂલ કરવાને તૈયાર થયા. તેથી તેને ઘણી મેહેનત ન પડતાં એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં સમાધાનીથી જતાં ઠીક પડ્યું. એટલામાં શિઆળો બેસવાથી છાવણી કરીને રેહેવું પડ્યું. ત્યારે તે વર્ષમાં નવા પરણેલા પોતાના સિપાઇઓને બે મહિના સુધી પોતાની સ્ત્રીઓ જોડે રેહેવા માટે પાછા પોતાને વતન મોકલ્યા, તે કામ તેણે તેને માથેજ ન સોંપ્યુ પણ તેને લઈ જવા લાવવા સારૂ ત્રણ અમલદારોની નેમણુંક કરી.એ ગોઠવણ ઉપરથી જણાશે કે તે પોતાના લોકોના સુખ ભણી કેવી ઝીણી નજરે જોતો હતો. અને એ સૂચના તે જ્યારે આરિસ્ટાટલ પાસે ભણતો હતો ત્યારે તેણે યાહુદી લોકોના પેગંબરના પુસ્તક ઉપરથી કરી હતી, તે સૂચના તેણે આટલી ઉમર સુધી ધ્યાનમાં રાખીને સાર્થક કર્યું હતું તે ઉપરથી એની વિલક્ષણ બુદ્ધિ જણાયછે.

એ શિઆળામાં આવતી એટલે ઇ. સ. પૂ. ૩૩૩ ના સાલની થવાની લડાઇઓ બાબત વિચાર કરવા લાગ્યો. તેના મનમાં ઘોળાતું હતું કે એકદમ ડરાયસ ઉપર હુમલો કરવો કે પેહેલાંથી સમુદ્રકાંઠાનો મુલક જીતી લઇને પછી તે કામ કરવું. એમ ઘણી પડ ભાંગ થતાં આખરે નકી કર્યું કે એકવારના પ્રાંતો જીતી લીધા પછી આગળ ચાલીશ તો પછી પાછળથી કંઈ હરકત પડશે નહિ. તેથી છેલો રસ્તો અમલમાં આણતાં તેને પહેલ વહેલું ફાસલિસ શહેર દીઠું તે દરિયા કિનારે હતું અને તેના પાસે જવાના રસ્તાથી દરિઓ એટલો નજીક હતો કે સમુદ્રનાં પાણી ભરતીની વેળાએ તે ઉપર ફરી વળતાં હતાં અને ઓસાર મારતો એટલે પાછા મુસાફરો આસાનીથી જઈ શકે એવો કોરો રસ્તો થઇ જતો હતો. જ્યારે સિકંદરનું લશ્કર તેની પાસે આવ્યું ત્યારે તે જળમય થઇ

‡ એ ઇદ્રિયસની સગી બેહેન છતાં તેની સાથે પરણી હતી.

ગયો હતો તેથી સિપાઇઓ તેમાં પગ મૂકવાને ખંચાયા, પરંતુ દુઃખની વેળા દૂર કરવાની શક્તિ અને હોંશ સિકંદરમાં સ્વાભાવિક હોવાથી તેને આ વેળાએ શૂર છુટ્યું તેથી તેણે પોતાનો ઘોડો પહેલો પાણીમાં નાખ્યો અને પોતાના લસ્કરને તેની પાછળ આવવા ફરમાવ્યું. તેવારે તે તમામ લસ્કર તે રસ્તામાં કુંઅરપુર પાણી છતાં પણ ત્યાંથી ક્ષેમ ખુશાળ પાર પડ્યું. કેટલાએક ભોળા ગ્રંથકારો લખેછે કે આ વેળાએ પરમેશ્વરે સમુદ્રના પાણીના બે ભાગ કરીને તેને રસ્તો આપ્યો હતો! આ વાતમાં કેટલું ખરાપણું છે તે કહેલુંછે તેથી કહેવાની જરૂર નથી. તથાપિ આપણા ઉપર ઇશ્વરની વધારે મહેરબાનીછે અને તે આપણને સંકટની વેળાએ સહાય કરેછે; એવું લોકોના મનમાં ઠસાવવાની વખત આવી તો તે જવાદે એવો નહોતો એ વાત તો ખરી.

તે જ્યારે એ શેહેરમાં હતો ત્યારે તેના સાંભળવામાં આવ્યુ કે મને ઝેર દઇને મારવા સારૂ ડરાયસ કંઈ ખટપટ કરેછે અને તેને એ કામમાં મારા લસ્કરનો કોઈ સરદાર દ્રવ્યની આશાએ મદદ કરેછે. તેથી તે કામની લાગલીજ તપાસ ચલાવી. તે ઉપરથી તેના થિસિલિયન સ્વારોનો સરદાર એલેકઝાંડર એ કામમાં આગેવાનછે એટલું સાબીત થયું એટલામાં કામ થએથી એક હજાર ટાંલેટ (૧૫૦૦૦૦૦૦ રૂપિયા) અને માસિડોનિઆનું રાજ આપવા બાબતનો કાગળ લઇને આવતાં કાસદ પકડાયાથી અલેકઝાંડરને સિકંદરે ઘણી સખત શિક્ષા કરી. રાજા લોકોની જેવી મહેરબાની મોટી હોયછે તેમજ જીવને જોખમ પણ મોટું હોયછે.

એ પછી તે ફ્રિજિઆના ગાર્ડિયમ નામે મુખ્ય નગર ભણી વળ્યો. તે શેહેર સખ્તગારિઅસ નામે નદી ઉપર વસેલુંછે. તેમાં એક મજબૂત કિલ્લો હતો તે સુદ્ધાંત હાથમાં આવ્યા પછી ત્યાંની નવાઇની ચીજો તેણે જોઈ. તેમજ જુના વખતના એક ગાર્ડિયન નામે થઇ ગયેલા રાજાનો જુનો રથ હતો તેની જુસરીને દોરાવડે એવી તો ચતુરાઇથી ગાંઠ વાળેલી હતી કે તે કયાં આગળથી વાળેલીછે તે કોઈથી જણાતું નહોતું. વળી ત્યાંનાં લોકો એવું માનતા હતા કે જેના હાથમાં આખા એશિઆખંડનું રાજ્ય આવવાનું હશે તે આ ગાંઠ છોડશે. બીજા કોઇથી છુટવાની નથી. તે તેણે સાંભળ્યા પછી ગમે તેમ કરીને પણ તે છોડવાનો ઠરાવ કર્યો. કારણ કે જો તેને તેમને તેમજ રાખીને જો અગાડી ચાલે, તો પોતાની સાથેના માણસોના મનમાં આવે કે એનાથી એશિઆખંડ જીતાવાનો નથી, અને તેથી કદાચ તેમની હિંમત ઓછી પણ થાય, ને પોતાનો પ્રતાપ પણ તેના ઉપરથી ઘટે માટે તે છોડવા સારૂ સિકંદર ઘણું મથ્યો. પણ કંઈ વળ્યું નહિ. ત્યારે પોતાની તરવાર મંગાવીને તેવડે ગાંઠને વચ્ચોવચથી કાપીને પોતાના માણસોના મનમાં ઠસાવ્યું કે હવે આપણા હાથમાં નક્કી એશિઆખંડ આવવાનોજ ! ચતુર ભૂપતિ પોતાવિષે લોકોની પૂજ્ય બુદ્ધિ વધારવાને હમેશાં મેહેનત કરે છે, કેમકે એ રાજપદના બચાવનું એક મુખ્ય સાધન છે અને એ સમજણ ખરી છે.

સિકંદર બાદશાહ મોટી ધામધૂમ સાથે ગાર્ડિયમ સુધી આવી પહોંચ્યાની ખબર ડરાયસને થતાંજ તે તેને પાછો હઠાવવાનો વિચાર કરવા લાગ્યો. તેવેળા તેના સરદારોમાંથી

વડા સરદારે મેમનને એવી સૂચના કરી કે સિકંદર ત્યાં રોકાયલો છે એટલામાં આપણું લશ્કર તેના માસિડોન પ્રાંત ઉપર મોકલવું કે એની મેળે તે પોતાના દેશનો બચાવ કરવાને જતો રહેશે. એટલે તેની સાથે લડાઈ કરવાની માથાકૂટ નહિ રહે. એ યુક્તિ ડરાયસને ગમી. અને તે પાર પાડવા સારૂ તેણે મેમનનનીજ નેમણુક કરી, એટલે તે માસિડોન ઉપર હુમલો કરવાસારૂ કેટલુંક જળમાર્ગે અને કેટલુંક સ્થળમાર્ગે એમ પુષ્કળ લશ્કર લઈને નીકળ્યો.

એ ડરાયસની ગોઠવણ ઘણી સારી હતી. અને મેમનન સરખો હોંશીઆર અને અનુભવી સરદાર તેના લશ્કરમાં બીજો નહોતો. ડરાયસના બીજા સરદારોએ જો તેની મસલત માની હોત તો ગ્રાનેકસની લડાઈમાં તેની હાર ન થાત. તેણે મેલિટસ અને હેલિકારનાસસમાં માસિડોનિયનોએ ઘણું દુઃખ દીધું હતું અને હજી તેણે ડરાયસની ચાકરી છોડી નહોતી. એવો તે નિમકહલાલ હતો અને આ વેળાએ કાસ નામે બેટ ઉપર જઈને રહ્યો હતો ત્યાં તેને આ માસિડોન જનારા લશ્કરના સેનાપતિપણાનાં વસ્ત્રો મળ્યાં. તથા તમામ લશ્કરને એકઠા થવાનો હુકમ કર્યો. તે પ્રમાણે તે એકઠું થયું એટલે સ્વારી ચાલવા માંડી. ચાલતાં ચાલતાં રસ્તામાં આજે આ શેહેર લીધું, કાલે પેલું લીધું એમ કરતાં કરતાં તે મિતિલિની નામે શેહેર આગળ આવી પહોંચ્યાને તેને ઘેરો ઘાલ્યો. પણ તેને જીતી લેવા પેહેલાંજ એકાએક માંદો પડીને મરણ પામ્યો. તેથી તે લશ્કરને બીજો લાયક સરદાર ન મળવાથી પાછું આવ્યું. એથી મેમનનના મરણના સમાચાર સાંભળીને ડરાયસની આંખોમાંથી દડદડ આંસુ પડ્યાં.

મેમનન જીવતો રહીને તેને હાથે સોંપેલું કામ પાર પડત કે ન પડત એ વાતનો વિચાર જુદો છે. તથાપિ આપણા આવડા મોટા લશ્કરમાં તેના જેવો લાયક બીજો નથી એવું ધારીને સિકંદર ઉપર મોકલવાના સૈન્યની સરદારી પોતેજ લીધી. અને સર્વ લશ્કર બાબિલનમાં એકઠું થવાનો હુકમ થયો, એ એકઠા થએલા લશ્કરની સંખ્યા વિષે જૂદા જૂદા ઇતિહાસકારોમાં જૂદા જૂદા મતભેદ છે. કોઈ કહેછે કે તે ચાર લાખ હતું કોઈ કહેછે કે પાંચલાખ હતું અને કોઈ કહેછે કે છલાખ હતું. જુવો, તફાવત તે કેટલો, નહિ સેંકડાનો, ને નહિ હજારનો પણ લાખોનો હતો તેથી તેની ખરી સંખ્યા સમજાતી નથી, તોપણ એટલુંતો ખરૂં કે એવેળા એ ડરાયસનું લશ્કર ઘણું મોટું હતું.

આણીમેર સિકંદર ગાર્ડિયમમાંથી નીકળ્યા પછી ચાલતાં પાફ્લાગોનિઆ, અને કાપાડોસિઆ નામે બે પ્રાંતો આવ્યા તે અનુક્રમે ઘણીજ ત્વરાએ જીતી લીધા. એટલે ત્યાં મેમનના મુવાની ખબર સાંભળી, તેથી ડરાયસ ઉપર ચડી જવાની તેને વધારે હોંશીઆરી આવી. એટલે એવું કહીશું તો ચાલશે કે જે સરદારના મોતથી ડરાયસને જેટલું માઠું લાગ્યું તેટલું એ મોતથી સિકંદરને વધારે શૂર છુટ્યું. તેથી ઘણી ઝડપથી મોટી મોટી મજલો કરીને સિલિસિઆમાં સાયરસ ક્યાંપ (પારશી બાદશાહ નામકિત ખુશરની છાવણી) નામે જગા આગળ આવી પહોંચ્યો. ત્યાંથી તેને લશ્કર સાથે ઘણા સાંકડા અને ઉભા પહાડો ઉપર ચડવું પડ્યું. એ પહાડી મુલકમાં ડરાયસનો એક સરદાર હતો, તેણે જ્યારે આ સિકંદરનું વિલક્ષણ ધૈર્ય અને પ્રચંડ સૈન્ય જોયું ત્યારે અચંબો પામીને નાશી ગયો, "જેને પ્રભુ પાધરો

તેનો વેરી "આંધળો"તેમ આ વેળા એને સુજ્યું નહિ નહિતો આ વખત સિકંદર એવા સંકટમાં આવી પડ્યો હતો કે જો તેના ઉપર અને તેના લશ્કર ઉપર માત્ર પથરાનોજ વરસાદ વરસાવત તો એનો એવો નાશ થઈ જાત કે તેમાંનો ભાગ્યેજ એક આદમી સમાચાર કહેવાને માસિડોન જઈ પહોંચત. પરંતુ તે વખત સિકંદરના હતો તેથી તે સરદાર બીને નાશી ગયો. અને સિકંદર ક્ષેમકુશળ ઉપર ચઢ્યો. એટલે તારસસ શેહેર આવ્યું. ત્યાંના લોકોને એ આવ્યાની ખબર પડતાંજ તેને આસરો નમળે માટે ઘરબાર બાળી નાંખવાનો મનસુબો કર્યો, અને તે પ્રમાણે કરવા માંડયું એટલામાં પાર્મિનિયોએ ઘણીજ ઉતાવળે આવીને તેનો અટકાવ કર્યો.

એ તારસસ શેહેરમાંથી સિદનસ કરીને એક નાની નદી વહેછે. તેના પાણી નીતર્યા કાચ જેવાં નિર્મલ તથા તેને બંને કાંઠે અનેક જાતનાં મોટાં મોટાં વૃક્ષો આવી રહેલાં હતાં તેથી ત્યાં હમેસાં શીતળતા રેહેતી હતી. અહિંઆ ખરે બપોરે, કડકડતા તાપમાં મોટી મજલ કરીને ધુળથી ભરેલો, શરીરે પરસેવે લદબદ થઈ ગયેલો અને ધાંટો છેકજ બેશી ગયેલો એવો બાદશાહ ત્યાં આવી પહોંચ્યો ત્યારે તેને અતિ આનંદ થયો. અને તરત પોતાના લૂગડાં કાઢીને નાહાવા સારૂ નદીમાં ઉતરીને પાણીમાં બુડકી મારી એ બુડકી મારતામાંજ તેને ટાઢની એકાએક કંપારી છુટી તે કેમે કરતી મટે નહિ. તેથી એવાને એવાજ તેને તંબુમાં લીધો. અને ત્યાં નાના પ્રકારના ઉપાયો કરયા પણ કાંઈ ટીકી લાગી નહિ. તેથી લશ્કરમાં સિકંદરને જીવવાની આશા છોડીને ગભરાટમચી રહ્યો. એ દરમ્યાન કેટલીકવાર સુધી સિકંદરથી બોલાતું બંધ રહ્યું હતું અને જે કંઈ બોલાતું તે બે શુદ્ધિનું હતું, તથા ચેહેરાનું નુર પણ ઉડી ગયું હતું. પણ પછી જલદીજ તે શુદ્ધિમાં આવીને પાસે બેઠાલાઓને ઓળખવા લાગ્યો. ત્યારે લગાર તેનાં માણસોના જીવમાં જીવ આવ્યો. એટલામાં ડરાએસ મોટા લશ્કર સાથે પોતાના ઉપર ચડી આવવાની વાત સિકંદરને કાને પડી. તેથી ઘણો ફિકરમંદ થયો. અને પોતાનું દુઃખ ભુલી જઇ ને હવે શું કરવું તેનો મનસુબો કરવા લાગ્યો, વળી તેને વધારે ફિકરમંદ કરવાનું એક એવું કારણ હતું કે. સિકંદરને હરેક રીતેજ કોઈ મારી નાંખશે તેને એક હજાર ટાલેંટ બક્ષિસ આપીસ એવું એક જાહેરનામુ ડરાએસે બહાર પાડ્યું હતું. તેથી સિકંદર જોડે ઘણા વૈદો હતા તો પણ તે કયા ઉપાયથી સારો થશે તેનું બરાબર અનુમાન ન થવાથી તેમની ઓસડ આપવાને હિંમત ચાલે નહિ. તથા જાહેરનામાનો વહેમ એટલે સારૂ થાય તો સારૂં પણ જો ભુંજોગે કાંઈ માઠો પરીણામ આવ્યો તો ઈનામની લાલચે વૈદે કાંઇ કર્યાનો સંશય ઉત્પન થઇને આપણા માઠા હાલ થાય તેને લીધે કોઈ તેમાં હાથ ઘાલતું નહોતું જુવો એ ચમત્કાર. સિકંદર બાદશાહ માંદો; અને પોતાના સર્વ ઓષધોપચાર સાથે તેનું વૈદ્યખાતું સાથે છતાં તેને આવેળા એક સાધારણ ટાઢીઆ તાવ ઉપર ઓસડ ન મળે!

સિકંદરના મંદવાડમાં કોઈ હાથ ઘાલતું નથી એવું જોઈ, આપણે નિરાંતે બેસવાથી પોતાના સ્વામિ તરફ પોતાની ફરજો બજાવાઈ નહિ તેથી મન સાથે ચટપટી લાગી રહેલો ફિલિપ નામે એક આકાનીનિયન વૈદ્ય સિકંદરને આપવા સારૂ ઓસડ તૈયાર કરવા

લાગ્યો. તે ઓસડ તૈયાર થવાને બરાબર ત્રણ દહાડા લાગશે એવું તેણે રાજાને અગાડી જાહેર કર્યું હતું. વળી વધારે એમ પણ કહ્યું હતું કે મારા ઓસડનો ગુણ એકદમ લાગશે નહિ. ધીમે ધીમે લાગશે. એ સાંભળીને બીજા વૈદ્યો ઘણા અચંબામાં પડ્યા હતા. વળી ઓસડને ત્રણ દિવસ પુરા થયા પહેલા પાર્મિનિઓએ એક પત્ર લખ્યો હતો તેમાં એટલી જ મતલબ હતી કે, "તમે ફિલિપનું ઓસડ ખાવાના છો એમ સાંભળ્યું છે, તેને માટે મારી એટલીજ વિનંતી છે કે તમે એ બાબત ઘણા સાવધ રહેજો. ડરાએસે ફિલિપને પોતાના જાહેર નામા પ્રમાણે એક હજાર ટાલેંટ બક્ષિસની ઉપરાંત પોતાની બહેનને પરણાવાનું વચન આપ્યાનું મે સાંભળ્યું છે." આ કાગળ વાંચીને સિકંદરને ઘણું માઠું લાગ્યું. કેમકે પાર્મિનિઓ પોતાના વંશ પરંપરાનો નિમકહલાલ નોકર તે કંઈ અમથું લખે નહિ; ફિલિપ આપણો બાળ મિત્ર, તેનો જીવ મારે માટે કેટલો દાઝે છે તે પહેલાંથી જોતો આવ્યો છું, એમ છતાં માત્ર દ્રવ્ય લોભથી એવું ઘાતકી કામ બને નહિ, એવા વિચારથી તેનું મન ડામાડોળ થવા લાગ્યું. ખરૂં શું છે તે સમજાય નહિ, અને શું કરવું તે સુજે નહિ. તેથી તથા મંદવાડ એ બે મળીને તેની ઉંઘ છેકજ ઉડી ગઈ. એ અવસ્થામાં પેલો કાગળ વિંટાળીને ઓશિકા નીચે મુક્યો. ને એ વિષે કોઈને કંઈ શબ્દ કહ્યો નહિ.

ત્રણ દિવસ વિતતાંજ ફિલિપ, રાજાને ઓસડ આપવાને ઠરાવ પ્રમાણે તૈયાર થયો. ને તે લઈને તંબુમાં આવીને રાજાના હાથમાં આપ્યું. તે તેણે એક હાથમાં લઈને બીજે હાથે પોતાના ઓશિકા નીચેથી પેલો કાગળ કાઢીને ફિલિપ ભણી ફેંક્યો અને તેને તે વાંચવા કહ્યું. તે વાંચતાં તેને બીક તો લગારે ન લાગી પણ એટલો તો સંતાપ લાગ્યો કે તેને લીધે તેના મોડામાંથી એકે અક્ષર નીકળ્યો નહિ. પણ ધબ દઈને રાજાને પગે પડ્યા પછી પક્કા ઠરાવ અને ભારે જોસ્સાથી મોટે સાદે બોલ્યો, "મહારાજ, મારા ઉપર રાજ હત્યા કરવાના દુષ્ટ હેતુનો દોષ કોઈ ચંડાળે મૂક્યો છે તે તમે સારા થશો એટલે ઉડી જશે. હાલમાં મારૂં કહેવું એટલુંજ છે કે તમે નચિંત બાઓ; અને તમે જે સાંભળ્યું છે તેનો તલમાત્ર વહેમ રાખશો નહિ. એટલે મારૂં ઓસડ લાગુ પડીને તમે ઝટ સારા થશો. એ ખબર કોઈ તમારા ખરા હિત ચિંતકે સાવધગીરી રાખવા સારૂ જણાવી છે એ વાત ખરી તથાપિ આવા પ્રકારની ખબર આ વેળાએ જણાવવી કે ન જણાવવી તેનો પુખ્ત વિચાર કર્યો નથી. તો પણ તમે લેશ માત્ર સંશય રાખશો નહિ. મારા ઓસડથી તમે સારા થશો એ ખચિત માનજો. એ સાંભળી રહ્યા પછી સિકંદરે ફિલિપને પોતાના હાથે ઉઠાડીને પાસે બેસાડ્યો. અને કહ્યું, "ફિલિપ, તું અમથો જીવ ન બાળ. ભાઈ તારા મનમાં બે ચપટી લાગેલી જણાય છે. એક મારી આરોગ્યતાની અને બીજી તારા નિર્દોષત્વની! પણ કાંઈ ફિકર નહિ. એ બંને એકદમ નાબુત થશે.

એટલી વાતચિત થઈ રહ્યા પછી સિકંદર બાદશાહે તે ઓસડ ખાધું. ત્યાર પછી કેટલીક વારે એકા એક તેની શુદ્ધિ જતી રહીને બોલતો બંધ થયો. અને જીવ છે કે નહિ તે પારખવાની નીસાની નાડી પણ ચાલે છે કે નહિ તેને માટે પણ સંશય આવવા લાગ્યો. પછી શું પુછવું? પાસેના બધા લોકો ભયભિત થઈ ગયા. પણ ફિલિપ ઘબરાયો

નહિ. તેણે યુક્તિથી ધીમે ધીમે રાજા પાસે બોલવાનો આરંભ કરીને, તેની મા વિષે બેહેન વિષે,તેને પહેલાં મેળવેલી જીતો વિષે અને હવે પછી મેળવવાના મોટા રાજ્ય વિષે એટલી મન વેધક વાતો કહી કે તેથી ઓસડનો ચડેલો અમલ ઉતરી જઇને સારો હોશિઆર થઇ પાસેના માણસો સાથે પેહેલાંની પેઠે બોલવા લાગ્યો.અને ત્રણ દિવસ વિત્યા પછી તો પોતાનો દરરોજનો પોશાક પેહેરીને પોતાના લશ્કરમાં આવ્યો. અને તે એટલો વેહેલો સારો થએલો જોઇને સિપાઇઓને નવાઈ લાગી તથા સઘળા જણાને પરમ સંતોષ થયો અને ફિલિપનો ઘણો આભાર માન્યો.

સિકંદર બાદશાહ સ્વભાવે આકરો અને સ્વરૂપે ઊગ્ર હતો, તોપણ આપણા લોકોની આપણા ઉપર ભક્તિ હોવી જોઇએ એવી ધારણા તથા તેની સાથે ખુલ્લા દીલથી ચાલવાની તેની ઘણી મરજી હતી. માટે તે પોતાના લોકો સાથે હળી મળીને ચાલતો તેની સાથે બોલતો, તથા તેની હકીકત સાંભળીને જે ઉણું હોય તે પુરૂ પાડતો હતો અને તેમને રાજી રાખવા સારૂ ઘણી મેહેનત કરતો હતો એ રીતે પકડી રાખવા જોગ છે. વહાણ સારી કારીગરીથી બાંધેલું હોય તોપણ સમુદ્ર અનુકુળ ન હોય તો ચાલતું નથી- એટલે તેની જાતના ઉત્તમ ગુણો કંઈ એકલા કામ લાગતા નથી. એવોજ સંબંધ રાજા અને પ્રજા વચ્ચે છે.

આખરીમેર સિકંદર બાદશાહ આજારી પડવાથી તેના લશ્કરની કુચ બંધ પડેલી સાંભળીને ડરાએસને તેના ઉપર ચાલી જવાનું ઉત્તેજન મળ્યું. તે ઘણો ગર્વિષ્ટ અને ઠાઠમાઠવાળો હતો અને તેમાં તેના દરબારી લોકો વખાણ કરીકરીને તેને ચણાના ઝાડ ઉપર ચડાવતા તેથી તેને લાગતું હતું કે મારૂં લશ્કર આખી દુનિઆમાં અજીત છે. પરંતુ વાસ્તવીક જોતાં તે ખરૂં નહોતું. તેના લશ્કરનો ઠાઠ ભારે હતો, તથા તેના સરદારો પોતાને મોટા જોદ્ધા માનીને મરાય તેટલી ગપ્પો મારતા હતા. આ વેળાએ તેનું તમામ લશ્કર આસિરિયાના મેદાનમાં ઉતર્યું હતું. ત્યાં તેને સારા સારા પુષ્કળ ઘોડા મળ્યા તેથી વધારે અહંકાર ચડ્યો. અને પોતાના લશ્કરના અજીતપણા વિષે વધારે ખાતરીથી બોલવા લાગ્યો. તેવેળા તેના લશ્કરમાં કયારિદેમસ નામે એક આથેન્સનો વતની હતો. તેણે જેવારે એ ડરાએસની પતરાજી સાંભળી ત્યારે તેની બીક ન રાખતાં બોલ્યો કે, "જહાંપનાહ, ખરૂં બોલે તે ગુન્હેગાર એવો હાલમાં વખત આવેલો છે; હું હમણાં ખરૂં બોલીશ તે આપને ઠીક લાગશે નહિ. પરંતુ તમારા કાન ઉપર ખરી હકીકત આણવાનો આ પ્રસંગ છે તે જો ફોગટ જવા દઉં તોપછી મારે પસ્તાવું પડે માટે હાલમાં જે કાંઈ બોલવાનું છે તે બોલુંછું, તેમાં કંઈ કમજાસ્તી બોલાયાની માફી આપવી સરકારના હાથમાં છે. આ જે તમારૂં લશ્કર છે તે કદાચ પડોસનાં રાજ્યોને બીહામણું લાગતું હશે. એને પેહેલીવાર જોતાંજ જ્યાં ત્યાં સોનાના ચળકાટથી જોનારો અંજાઇને તેને અજીત માને પણ માસિડોનિયન સિપાઇઓ તમારા અલંકાર ભૂષણના તેજથી બીવાના નથી. ખરૂં શુરાતન તરવારના પાણીમાં છે, કંઈ સોનારૂપાના ઘરેણામાં નથી એવું તેઓ સારીપેઠે જાણે છે. તે બહારના ડોળદીમાખ ઉપર અસલથીજ દરકાર રાખતા નથી. પણ આપણે ઉભા

કેમ રહેવું, શત્રુ ઉપર કેમ ધશી જવું, અને કઈ વેળાએ કેવું વર્તવું એ વાતના વિચાર કરવામાં હમેશાં તે મશગુલ રહેછે. તેમાંનો દરેક જણ પોતાના ઉપરીની આજ્ઞા પાળવાને તૈયાર છે. હારબંધ ઉભા રહેવું, આગળ ધસવું, પાછા હઠવું, જમણી ડાબી બાજુએ વળવું, શત્રુને પોતાના ઉપર તેડવા અને પછી ઉલટી પડવું વગેરે લડાઇની કળામાં તે એટલા હોંશિઆર છે કે તેની હાલચાલ જોઇને જોનારાને મોટો અચંબો લાગે. તે કાંઈ સોના રૂપાની આશાએ આવ્યા નથી. એ ધાતુની તેઓ દરકાર રાખતા નથી. તેઓ ગરીબ છે, તોપણ પોતાના દેશ સંબંધી પોતાની ફરજોને અનુસરીને લડવાને તૈયાર થયાછે. તેને ખાવાને ફલાણું જોઇશું એમ નક્કી નથી. વખતે જે મળેછે તે ખાઇને રહેછે, તેમજ સુવાને માત્ર જમીન મળે એટલે થયું. તે દિવસના ચાર પહોર સુધી દુશ્મન જોડે ટકર લેવાને ટકી રહેછે. એવા કસાએલા હથિઆરબંધ સિપાઇઓ આપણા લશ્કરના પથરાના વરસાદથી બીને પાછા હઠશે એવું તમારૂં અંતઃકરણ પણ તમને કહેછે કે ? તે લશ્કરનો પરાભવ કરવા સારૂ તો તેના જેવુંજ બીજું લશ્કર જોઇએ. બીજાથી બનવાનું નથી. માસિડોનિયન લોકોને જો તમારે જીતવાના મરજી હોય તો કોઈ તદબીરે તેના દેશમાંથીજ સિપાઈઓ મંગાવા એટલે તમારી ધારણા પાર પડશે." એ સાંભળીને ડરાએસને ઘણું માઠું લાગ્યું. માણસ માત્રનો સ્વભાવ છે કે, પોતાની નિંદા લગારે સંખાશે પણ શત્રુનાં વખાણ તેનાથી સહન થઈ શકતાં નથી. માટે કચારિદેમસ બોલ્યો તે સર્વ ખરૂં હતું તો પણ તેના ઉપર બરાબર ધ્યાન ન લગાડતાં ક્રોધાયમાન થઇને તેને ગરદન મારવાનો હુકમ આપ્યો. તોપણ કચારિદેમસની નિસ્પૃહતામાં તલમાત્ર પણ ન્યુનાધિક થયું નહિ. અને છેક મોતની વેળાએ પણ ડરાયસભણી વળીને બોલ્યો, "રાજા જે તારા દુશ્મનવિષે મેં તને ખરેખરી માહિતી આપીને તેને હરાવવાની યુક્તિ સુચવી. તે મારા પણ દુશ્મનછે. અને હવે ઘણા આશ્રા નથી, તથાપિ તને જે હિત બુદ્ધિથી મેં મસલત આપી તેની મતલબ ન સમજતાં વગર કારણે મને દેહાંતદંડ કરાવે છે તેનું ફળ તારે નક્કી ભોગવવું પડશે. તને તારા દુશ્મનો લાયક સજા કરશે, કંઈ ચિંતા કરીશ નહિ. રાજા, પેહેલાં તારો સ્વભાવ સારો હતો, પરંતુ ધનાંધ થવાથી તે બદલાઇને હવે છેક ખરાબ થયોછે. રાજા, માણસમાં ગમે તેવા ઉત્તમ ગુણો હોય પણ પૈસા મળવાથી તે જતા રહીને કેવા ખોટા કામો કરવાને પ્રવૃત થાયછે તે તારા ચરિત્ર ઉપરથી આવતી ઓલાદને ખુલ્લું જણાઈ આવશે" તેને ગરદન મારવાને ઝાઝા દહાડા ગયા નહિ એટલામાંજ તેના મોતનો ડરાયસને મોટો પશ્ચાતાપ કરવો પડ્યો. અને આપણે આવા સારા સ્પષ્ટવક્તા પુરૂષને વિનાકારણ મારી નંખાવ્યો એમ તેનું અંતઃકરણ તેને કોરવા લાગ્યું. પણ પછી એ શા કામનું ? થયું તે થયું તે ફેરવવાનું આપણામાં સામર્થ્ય નથી, માટે તેને ખોટું લાગ્યું. પણ જો તેને આગળથીજ મારી ન નાંખતાં કેદમાં નાંખ્યો હોત કે દેશપાર કર્યો હોત તો, આવેળા તેને અસલ સ્થિતીમાં આણી શકાતે માટે જે વાત આપણાથી ફરીને સુધારી શકાવાની નથી તે કરતાં પહેલાં માણસે ઘણો વિચાર કરવો જોઇએ.નહિતો પછી પાછળથી પસ્તાવો થાય.

આપણે ખચિત જીત પામીશું એવો ભરોંસો મનમાં આણીને ડરાએસ પોતાના

અગણીત લશ્કર સાથે મોટી મોટી મજલો કરીને યુફ્રેતીસ નદી તરફ ચાલ્યો. તેની સ્વારીનો ભભકો વર્ણન કરવા જોગછે અને તે આ પ્રમાણે છેઃ—સૌથી અગાડી મોટી મોટી રૂપાની સગડીઓમાં પવિત્ર અગ્નિ હતો. તેની પાછળ મ્ગા નામના ધર્માધિકારીઓ અગ્નિસ્તોત્ર ભણતા ચાલતા હતા. વળી તેમનીજ સાથે વર્ષના દિવસ જેટલા એટલે ત્રણસેને પાંસઠ જુવાનીઆઓ નીંબળી પોશાક પહેરીને ચાલતા હતા. તેની પાછળ જુપિટરનો* ભવ્યરથ ચાલ્યો, તેને કદાવર ધોળા ઘોડા જોડ્યા હતા, તેને સૂર્યાશ્વ કહેતા, તેની સાથે કિમતી પોશાકના કેટલાએક સ્વારો ચાલતા હતા, તેના હાથમાં સોનાની છડીઓ હતી. તેની પાછળ સોના રૂપાની ઊંચી નકશી કામ કરેલા દશ રથ હતા તેની પાછળ છુટાછુટા દશબાર દેશના જુદા જુદા ઘોડેસ્વારો પોતાની દેશીચાલ પ્રમાણે જુદાં જુદાં વસ્ત્રાભૂષણ અને શસ્ત્રથી સણગારાઇને મોટા ઠાઠથી નીકળ્યા હતા તે ઘણું નવાઈ જેવું લાગતું હતું. તેની પાછળ ૧૦૦૦૦ ઇરાની જોદ્ધા હતા તે બધાનો પોશાક સોનેરી અને તે ઊપર હીરા માણેક જડી લીધાં હતાં. એ લોકો ડરાએસની હિંમતના સ્થંભ ગણાતા હતા, માટે તેનું નામ તેણે અમર પાડ્યું હતું. તેની પાછળ આસરે ત્રીસ કદમ પછી રાજાના સગાઓ ઊંચા ઊંચા સુંદર પોશાક પેહેરીને રથમાં બેશીને જતા હતા, તેની સંખ્યા દોડહજારની હતી. તેઓની બેસવાની છટા બધરાં જેવી અને તેના લુગડાં ઊપર સોના અને જવાહિર વગર બીજું કાંઇજ નજરે પડતું નહોતું, તેની પાછળ ડોરિફોરિસ નામે લોકો ચાલતા હતા. તેનું મુખ્ય કામ એટલુંજ કે રાજાનો પોશાક લઇને રાજા આગળ ચાલવું. એ લોકોની પછવાડે ડરાયસ એક અતિ ઉત્તમ રત્નજડિત ઊંચા રથ ઉપર બેઠેલો અને તેની આજુબાજુ સોના રૂપાની દેવોની અનેક મૂર્તિઓ હતી. તેના રથના જુસરો કેવળ હીરા માણેકથી મડી લીધેલી હતી. ધરી પણ તેવીજ હતી. અને જુસરીને બે છેડે લડાઈ અને શાન્તીનાં બે સોનાનાં પુતળાં બેસાડ્યાં હતાં અને વચમાં એક જડાવ ગરૂડપક્ષી જાણે હમણાં ઉડશે એવી રીતે બેસાડ્યો હતો.ડરાએસનો સર્વ પોશાક સરસ જાંબુઆ રંગનો એક છેડાથી બીજા છેડાસુધી હીરા મોતીથી મઢી લીધો હતો. અને તેના રથની દરેક બાજુએ તેની નજીકના બસેં સગાઓ ચાલતા હતા.તેની પાછળ ૧૦૦૦૦ભાલાવાળા હતા. અને તેની પછી ૩૦૦૦૦ પાયદળ હતું. અને સૌથી પાછળ રાજાના ૪૦૦ ખાસ ઘોડા હતા. એતો નાના લશ્કરની સ્વારી થઈ તેની પાછળ આસરે સો સવાસો ડગળાં ઉપર ડરાયસની માતુશ્રી સિસિગાંબિસ, અને તેની ધણીઆણી પોત પોતાના રથમાં બેઠાં હતાં અને તેની લોંડીઓ મોટા મોટા ઘોડા ઉપર બેશીને તેની સાથે ચાલતી હતી, તેની પાછળના રથમાં રાજાનાં છોકરાં, તેના શિક્ષકો અને ખોજા વગેરે બીજા નોકરો હતા. તેની પાછળ ડરાયસની ૩૬૦ વેશયા, તેના પેહેરવેશ રાણીના પેહેરવેશ જેવા હતો. તેની પાછળ ૬૦૦ ખચ્ચર અને ૩૦૦ ઉંટ ઉપર દરાયસનો ખજાનો હતો. અને તેની પાછળ જે ખોરાકી પોશાકી વગેરે અસબાબ હતો તેની ગણુતી થઈ શકતી નહોતી. એ જનાનખાનાની સ્વારી હતી. એ વર્ણનમાં કેટલીક અતિશયોકિત વાંચનારને લાગશે પણ તેમાં અતિશયોકિતનો એકે શબ્દ નથી એ નકી સમજવું. એવું

---

* ગ્રીક અને રોમન લોકોનો એક દેવ ( ઇંદ્ર. )

અગણીત લશ્કર લઇને ડરાયસ સિકંદર ઉપર જવાને નીકળ્યો. ત્યાર પછી એ બન્ને પરાક્રમી રાજાઓની ક્યાં ક્યાં લડાઇઓ થઈ અને તેનું પરિણામ શું આવ્યું તેનું વિવેચન આવતા ભાગમાં કરીશું.



# ભાગ ૨ જો.

સિકંદર અને ડરાયસ એક બીજાથી ઘણે દૂર હતા. તો પણ તેઓ એક બીજાના લશ્કરી હાલ ચાલની ઘણી છાનામાં છાની ખબરો રાખતા હતા, એથી જ્યારે સિકંદરે ડરાયસને પોતાના ઉપર ઘણી ત્વરાએ આવતો સાંભળ્યો ત્યારે પોતાના સરદાર પાર્મિનિયોને સીરિયાનો રસ્તો તેની સામા બંધ કરીને પોતે કબજ કરવા સારૂ કેટલાએક લશ્કર સાથે મોકલ્યો. અને પોતે પોતાના લશ્કર સાથે તારસથી નીકળીને બીજે દીવસે અંચિઆલીઆ નામે શેહેરમાં આવી પોહોચ્યો. તે શેહેર સાડાનાપાલસે બાંધેલું કહેવાય છે. અને તે વખતે ત્યાં તેની કબર પણ હતી, તેના ઉપર એવું કોતરેલું હતું કે "સાડાનાપાલસે અંચિઆલિઆ અને તારસસ એ બન્ને શેહેર એક દિવસમાં બાંધેલાછે; હે મુસાફર, જા, ખા,પી અને આનંદ કર;કેમકે બાકી સર્વ મિથ્યા છે." એ અંચિઆલિઆથી નીકળેલો સોલીમાં આવીને ત્યાં પોતાની સમજણ પ્રમાણે ઘણા દેવોનું આરાધન કર્યું. અને ત્યાંથી પાછો ફરીને તારસસમાં થઈ એક બે મજલ કરીને કાસતાબાલામાં આવી પોહોચ્યો. ત્યાં તેને ખબર મળી કે ડરાયસ પોતાના લશ્કર સાથે આસિરિઆમાંના સોચોસમાં એટલે સિલિસિયાથી બે દિવસના રસ્તા ઉપર છાવણી કરીને પડેલો છે, એ ખબર સાંભળીને લાગલીજ તેણે પોતાના સરદારોની સભા કરીને પૂછ્યું કે હવે આપણે કેમ કરવું,તેના જવાબમાં તે નિમકહલાલ સરદારોએ જણાવ્યું કે અમે સર્વ જણ ઈરાની લોકો ઉપર તુટી પડવાને તૈયાર છીએ અને સિકંદરને પણ તેજ જોયતું હતું તેથી લાગલીજ ત્યાંથી જે નીકળ્યો તે સીરીઆમવે જ્યાં પાર્મિનિઓ વાટ પકડીને બેઠો હતો. તે રસ્તે ઇસસ શેહેરમાં આવી પોહોચ્યો, તે શેહેર તે સરદારે શેહેજમાં જીતી લીધું હતું; ત્યાં પોતાના આજારી સિપાઈઓને મુકીને પોતે ઘણો ઉતાવળો આગળ ચાલ્યો. તથાપિ હવા ઘણી બગડી જવાથી મિરિઆંડ્રોસમાં મુકામ કરવો પડ્યો.

આણીમેર ડરાયસ આસિરિઆના મેદાનમાં પોતાના અગણીત લશ્કર સહિત પડ્યો હતો તેને સિકંદરની ઉતાવળની ખબર પડતાંજ પોતાના દરબારી તથા સરદારોની મોટી સભા ભરીને આગળ શી રીતે કરવું તેનો મનસુબો કરવા માંડ્યો. ત્યારે તેની ચાકરીમાં જે ગ્રીસ લોકો રહીને મોટે દરજે ચહ્યા હતા તેમણે એવી મસલત આપી કે શત્રુ આપણા ઉપર ધસી આવે એટલામાં આપણે અહીંજ લડાઈની તૈઆરી કરીને બેશવું અને એ વાત જો નાપસંદ પડે તો આપણા લશ્કરના કેટલાએક ઢવકા ઢવકા સરદારોને થોડુંક લશ્કર આપીને સિકંદર ઉપર મોકલવા. પણ એ સલાહ કેટલાએક દરબારીઓને દગા ભરેલ જણાઈ માટે તેમણે ડરાયસને એવી સૂચના કરી કે ગ્રીક લોકો એવી સલાહ આ-

પીને આપણો નાશ કરવા ચાહેછે તેના ઉપર તમે ભરોંસો રાખશો નહિ. પણ એને માટે એને રાજદ્રોહીગણીને સજા કરવી જોઇએ. તથાપિ ડરાયસ ઘણોજ નરમ સ્વભાવનો અને દયાળુ હતો તેથી તેને આ તોહોમત સાંભળીને ઘણું માઠું લાગ્યું અને બોલ્યા. “અરે તે લોકો એવું વિશ્વાસઘાતનું કામ કરવાના વિચારમાં હશે એવું મનમાં આવતું નથી. અને હું જો આજ એવું કરૂં તો મારા બોલવા ઉપર વિશ્વાસ કોણ રાખશે? સારી સલાહ આપવા બદલ આજસુધી કોઇએ કોઇને શિક્ષા કરેલી છે? અને જે મોડામાંથી બહાર કાડવાથી આપણા ઉપર મોટું સંકટ આવવાનો સંભવ છે એવું માણસે જાણ્યા પછી તે તેનાથી કદી બોલાવાનુંજ નથી એ ખુલ્લું છે.” એવો પોતાના દરબારીઓને જવાબ આપીને ડરાયસે તે ગ્રીક સરદારોનો આભાર માન્યો. અને બધા લશ્કર સાથે સિકંદર ઉપર ધશી જવાનાં જેજે કારણો હતાં તે સવીસ્તર તેણે કહી સંભળાવ્યાં ખરૂં જોઇએ તો એ રાજા હતો માટે તેમ કરવાની કંઈ જરૂર નહોતી. તથાપિ હું જે કંઈ કરૂંછું તે માત્ર અમથીજ લેહેર આવવાને લીધે નહિ પણ કોઈ અમુક હેતુથીજ કરૂંછું એવું પોતાના લોકોને જણાવવાને તે ખંત રાખતો હતો, એ ગુણથી રાજાને મોટું ભુષણ મળેછે.

સિકંદર બાદશાહ ઇસ્સસ શેહેર પાસે જઇ રહ્યાના સમાચાર ઉપર આવી ગયા છે તે વાંચનારાઓને યાદ હશે. તે પોતાના તમામ લસ્કર સાથે લડાઇમાં ઉતરવા તૈયારજ હતો. પણ તે જે કરતો તે વિચારીનેજ કરતો હતો તેથી તેની ગતી ઘણી ધીમી માલમ પડતી હતી એથી ડરાયસ એમ સમજ્યો કે તે મારાથી બીએ છે. તેથી ડરાયસ મોટી મોટી મજલો કરીને ઇસ્સસ આગળ આવી પહોંચ્યો. અને ત્યાં આગળ સિકંદરનાં જે માણસો હાથ આવ્યાં તેને કાપી નાખ્યાં. ત્યાર પછી બંને પક્ષ તરફના સરદારો એ કેટલીએક વાર સુધી આવેથી એક બીજાનું લશ્કરી બળ કેટલું છે તેનો અજમાયસ કાડતા ચાલતા હતા, તેમ કરતાં જ્યારે સિકંદરને બાતમીદારોથી માલમ પડ્યું કે આપણા લશ્કર કરતાં ડરાયસનું લશ્કર અતિ ઘણું વધારે છે ત્યારે તે ઘણો ચિંતામાં પડ્યો. અને મનમાં નાના પ્રકારના વિચારો આવવા લાગ્યા. અને ગભરાઇને વારે વારે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો કે હે પ્રભુ મારે હાથે ડરાયસનો પરાભવ કરાવે તો ઘણું સારૂ પણ તેમ જો ન થાય તો લડતાં લડતાં મોત આપજે, કેમકે હારવા કરતાં મરણ સારૂં એવું જે ખરે ખરા શૂરા હોય તેમને લાગે છે. ઇસ્સસ શેહેરની પાસે એક મોટું મેદાન હતું, તેમાંથી પિનાકસ નામે નદી વહે છે. તે મેદાનમાં બંને લશ્કરો સજ્જ થઇનેઉભાં રહ્યાં. બંને તરફના જોદ્ધા એક બીજાના ઉપર ધસી આવવા લાગ્યા. એ વખત પોતાનાં શસ્ત્રો બહાર કાઢીને મારવા કે મરવાનાજ હેતુથી સર્વ સિપાઈઓ આગળ ધસ્યા. તે વેળા પેલી તરફ ડરાયસ અને આ બાજુ સિકંદર પોતાના સિપાઇઓને ઉતેજન આપતા હતા. ડરાયસ એક મોટા ઊંચા રથ ઉપર બેઠો હતો તેના ઉપર સિકંદરની નજર પડી તેથી વિચારવા લાગ્યો કે એ જો મારે પોતાને હાથે મરાય તો મનોરથ પૂર્ણ થાય. એમ એક એક ડગલું આગળ ચાલતાં બંને લશ્કરો પાસે પાસે આવીને હાથો હાથ લડવા મંડ્યા તે વેળા દરેક જોદ્ધાના મનમાં ધુમી રહ્યું હતું કે શત્રુને મારીને પોતાની બહાદુરીદેખાડી આપવી. એવામાં સિકંદર જાતે ડરા-

યસના રથ ઉપર હુમલો કરવા સારૂ ઘણીજ ત્વરાએ નીકળી પડ્યો, તે ડરાયસના ભાઈ ઓકસાથ્રીસના દીઠામાં આવ્યું એટલે તે થોડાક સ્વારો સાથે લઇને તેને મદદ કરવાને દોડી આવ્યો ત્યારે તેની અને સિકંદરની વચ્ચે થોડી ઝપા ઝપી થઈ. તેમાં ઓકસાથ્રીસનું કંઈ વળ્યું નહિ તો પણ તેની હિંમત અને શૂરાતન જોઇને બંને તરફના જોદ્ધાઓ વિસ્મય પામી ગયા. અને સિકંદરે ડરાયસના રથ ઉપર બાણનો એવો વરસાદ વરસાવી મૂકયો કે તેના ઘોડા ઘાયલ થયા તેથી બીક ઉત્પન્ન થઈ કે રખેને દુશ્મનને હાથ સપડાઈ જઇએ એવું લાગી ને તે રથમાંથી ઉતરીને ઘણો ઉતાવળો બીજા રથમાં બેઠો. એવી પોતાના ધણીની અવસ્થા જોઇને ઇરાની લશ્કરની હિંમત અચકી અને પલાયનની સરૂઆત થઇને જ્યાં જેને ફાવ્યું ત્યાં તે નાશવા લાગ્યું. તે વેળા ધણી કોણને ચાકર કોણ કોઈ કોઇનું સાંભળવા ઉભું રહે નહિ. ઇરાની સિપાઇઓ આગાડી અને માસિડોનિયનો પછાડી એવું જ્યાં ત્યાં દેખાવા લાગ્યું. એ ઝપાઝપીમાં સિકંદર પણ જરા ઘવાયો ખરો પણ તેથી તેને ઘણી ઇજા થઈ નહિ.

એવી રીતે નાસાનાસ ચાલી રહિ હતી ખરી તો પણ ડરાયસના લશ્કરમાં જે ગ્રીસ લોક હતા તે પોતાને ઠેકાણેથી ખસ્યા ન હોતા. તે જાતે શૂરા હતા અને તેને માસિડોનિયન લોકો સાથે હાડ વેર હતું તેથી તે સમયે વધારે ઉસકેરાઇને સિકંદર જોડે ઘણી બહાદૂરીથી લડવા લાગ્યા. એ લડાઈ ઘણી વાર સુધી પહોંચી, તેમાં કોણ જીતશે તેને માટે પણ બંને પક્ષમાં સંશય ઉત્પન્ન થયો પરંતુ આખરે સિકંદરની જીત થઈ. પણ તેમાં સેલ્યુકસ વગેરે ૧૨૦ સરદારો પડ્યા, એ મોટી હાની થઈ ખરી તો પણ છેલે જીત થવાથી તેનું તેને ઘણું લાગ્યું નહિ. મન ગમતો સોદો થયો તો તેમાં ખરે ખરૂં નુકશાન હોય તો પણ માણસને તે ખટકતું નથી.

યુદ્ધની શરૂઆતમાં ડરાયસના ઘોડે સ્વારોએ સિકંદરના અજિત નામે લશ્કરના ભાગ ઉપર હુમલો કરીને તેની દાણા દાણ કરી નાંખી હતી. તે વાત મનમાં રાખીને લડાઇની સમાપ્તિ વેળાએ તે લોકોએ પોતે જાણે બીને નાશી જતા હોય એવો ઢોંગ કરીને તેને પોતાના અંગ ઉપર આવવા દીધા. ને ઇરાનીઓ ફતેહની ખાતરીથી ગાંડા સરખા વગર બંદોસ્તથી આવતા જોઇને સિકંદરના લશ્કર માંહેલા થેસાલિયન લોકોએ એકદમ હલ્લો કરીને તેની એવી તો ધુળ ધાણી કરી નાંખી કે તે સઘળા જમીનદોસ્તજ થઈ પડ્યા. વળી તેવામાં ડરાયસને ગાડીમાં બેશીને થોડા માણસો સાથે નાસતા તેમણે જોયો તેથી તેમના હાંજા નરમ પડી ગયા, હાથમાંના હથિઆરો હેઠે પડી ગયાં એટલે ઇરાની લશ્કરમાં ભંગાણ પડીને સિકંદર બાદશાહની સંપૂર્ણ ફતેહ થઈ. એ પ્રમાણે ઇસ્સસની લડાઈ સમાપ્ત થઈ. પ્રાચીન ઇતિહાસમાં જે વાતો મહત્વની ગણાઇને વર્ણવાયલી છે તેમાં આ યુદ્ધ પણ ગણાલું છે. સિકંદર સાથે ઇરાની લોકોની ગ્રાનેકસ નદી ઉપરની લડાઈ જે પહેલી થઈ હતી તે પાછળ વર્ણવેલી છે તે વાંચનારાઓના ધ્યાનમાં હશેજ અને આ ઇસ્સસ આગળની એની બીજી લડાઈ હતી.

ડરાયસ ગાડીમાં બેસીને નાસતાં એકાએક ઘણી ખડકવાળી જમીનમાં આવી લા-

ગ્યો. ત્યાં તેની ગાડી ચાલી શકી નહિ, અને આગળ નાઠા વગર તેનો છુટકો પણ નહોતો તેથી પોતાની ઢાલ તરવાર અને રાજ્ય ચિન્હ વાળો એક મોટો ડગલો ત્યાં ફેંકી દઇને એક ઘોડા ઉપર સ્વાર થઇ આગળ નાસવા લાગ્યો. એ સર્વની સિકંદરને ખબર હતી પણ આપણા લશ્કરનો બરાબર બંદોબસ્ત થયા વગર શત્રુની પુંઠ પકડવી નાદુરસ્ત ધારી ત્યાં રહીને પોતાને મન માનતો બંદોબસ્ત કર્યો. એટલે ડરાયસને નાસવાનું ઠીક ફાવ્યું તેથી ઘણે દૂર નીકળી ગયો, અને તેનો સામાન સુમાન માસિડોનિયન લોકોના હાથમાં ગયો અને ઘણાં માણસો કેદ પકડાયાં તે જુદા. એમાં ડરાયસનીમા સિસિગ્યાંબિસ, તેની રાણી તથા તેની બે કુંવરીઓ ને એક નાનો કુંવર એટલાં માણસો હતાં. બાકીનો ખજાનો અને જનાનો આગળથી દમસ્કમાં મોકલી દીધો તે ઠીક હતું નહિ તો તે બધું માસિડોનિયનોને હાથ ગયું હોત. આ વખત ૩૦૦૦ ટાલેંટ સિકંદરને હાથ લાગ્યા. આ મોટી લડાઈમાં એક લાખ દશ હજાર માણસોનો ડરાયસના લશ્કરમાંથી નાશ થયો એવું પ્લુટાર્ચ નામે યુનાની ગ્રંથકારે લખેલું છે. અને ડરાયસે પોતે કહ્યું હતું કે આ લડાઈમાં મારાં એક લાખ ત્રીસ હજાર માણસો મુવાં છે તે ઉપરથી એમ તો લાગે છે કે એ સંખ્યા એક લાખની ઉપર નક્કી હશે.

ડરાયસનું લશ્કર નાસવા લાગ્યું ત્યારે તેના સામાનની લુટ ચાલી. જે જેને હાથ આવ્યું તે તેને મળ્યું. અને માસિડોનિયન લોકો ગબર બની ગયા. તેમાં ડરાયસનો ખાસ તંબુ તથા તે માંહેનાં તેના કુટુંબનાં માણસો તેના કિમતી સામાન સુધાં તેમના હાથમાં આવ્યાં. તે તંબુ તેમણે પોતાના બાદશાહ સારૂ રાખી મુકીને તે આવ્યો ત્યારે તેને હવાલે કર્યો તેથી સિકંદર બાદશાહ ઘણો રાજી થઈ ગયો. અને તેમાંના સિંહાસન ઉપર બેશીને થોડીવાર વિસામો લીધા પછી સાથેનાં માણસો ભણી વળીને બોલ્યો, "ચાલો આપણે ડરાયસના હમામખાનામાં જઇને નાહીએ એટલે આપણો બધો થાક ઉતરી જાય." તે સાંભળી તેમાંનો એક જણ હાથ જોડીને બોલ્યો, "મહારાજ, હવે તેને ડરાયસનું હમામખાનું શા માટે કહોછો? પોતાનું કહો. કારણ કે શત્રુ પાસે તમે તે જીતી લીધું. એટલે હવે તમારૂં થયું છે." ત્યાર પછી તેણે ત્યાંની કનાતો, પડદા, નાવાનાં ટપ, પલંગ, સોના રૂપાનાં નાનાં મોટાં વાસણો, તથા હીરામાણેકે જડેલો અને સુગંધી પદાર્થોથી બેહેક બેહેક થઈ રહેલો એશઆરામનો તરેહ તરેહનો સામાન જોયો ત્યારે તે છેક દીંગ થઈ ગયો અને પોતાના મિત્રો ભણી વળીને બોલ્યો, "જોયું આ રાજ્યવૈભવ હશે એમ જણાય છે" એવા શબ્દો તેના મોડામાંથી નીકળ્યા તેનું કારણ એટલુંજ કે આટલીવાર સુધી ઈશક કે મોજશોખની તેને માહિતી નહોતી.

ત્યાર પછી પોતાની બાંયે લાગેલા જખમને પટીબટી મારીને સંધ્યાકાળે સિકંદર પેલા તંબુમાં પોતાના મોટા મોટા સરદારોને સાથે લઇને જમવાને બેઠો. એટલામાં તેની પેલી મેરની ઓરડીમાં કોઇના રડવાનો સાદ તેને કાને પડ્યો, તે કોણ રડે છે તેની પુછપાછ કરતાં માલમ પડ્યું કે ડરાયસનો મોટો ડગલો એક માસિડોનિયન સિપાઈના હાથમાં માલમ પડવાથી તેને મરી ગયાનું સમજીને તેનું કુટુંબ અત્યંત શોકાતુર થઇને રડે છે. એવું સમ-

જતાંજ સિકંદરનું ચિત્ત દયાથી વિગ્ર થયું અને લાગ્યું કે આવડા મોટા રાજાની મા, બાયડી, અને છોકરાંઓ ઉપર આવી આફત આવી પડી! તેથી તેના મોડામાંથી તે વિષે એકે શબ્દ નીકળ્યો નહિ. અને આંખોમાંથી દડદડ આંસુ નીકળી પડ્યાં. તેથી પાસેનાં માણસોને મોટી નવાઈ લાગી તેથી તેઓ પણ તેના મોં ભણી ટગમગ જોતા બેશી રહ્યા. એમ કેટલીકવારે તેની છાતીનો ડુમો ભાગી ગયા પછી લિઓનાટસને પાસે બોલાવી ફરમાવાવ્યું કે, તું ડરાયસના કુટુંબના માણસો પાસે જઈને તે મુવો નથી એવું કહીને તેને છાનું રાખ. તે મુજબ તે કેટલાંક માણસો સાથે લઈને ત્યાં ગયો અને ઓરડીનાં બારણાં પાસે ઉભો રહ્યો. તે ઓરડી બંધ હતી અને માંહે એક દીવો બળતો હતો. તેવામાં બારણાની ફાટમાંથી બહાર ઉભેલા સિપાઈના હાથમાંની એક તરવાર માંહેના કોઈ માણસની નજરે પડી. તે ઉપરથી એ સિપાઈ આપણને ગરદન મારવા માટે સિકંદરે મોકલ્યો હશે એવું સમજીને તે માણસોએ જે આક્રંદ કર્યું, તેનું વર્ણન પણ થઈ શકતું નથી. આખીરે લિઓનાટસે જોયું કે આપણને કોઈ બારણું ઉઘાડતું નથી તેથી ધીમે રહીને બારણું ઉતારી નાંખી તે અંદર એકલો દાખલ થયો. તેને જોતાંજ માંહેના સર્વ નાના મોટાં માણસો અત્યંત રડતાં કકળતાં દોડીને તેના પગ આગળ ગલોટીઆં ખાવા લાગ્યાં. અને ઘણી ગરીબાઈથી બોલ્યાં. "મહારાજ અમે મરવાને તૈયાર છીએ. તે બાબત અમારે કશી તકરાર નથી. તથાપિ અમારી એટલી વિનંતી છે કે, અમારા રાજા ડરાયસનો પ્રેતસંસ્કાર અમને પહેલાંથી કરવા દો અને પછી અમારો પ્રાણ લો." એ ઉપરથી લિઓનાટસે કહ્યું કે, "મને સિકંદર બાદશાહે તમારી પાસે મોકલ્યો છે. તમે લગારે બીશો નહિ. તમારો ડરાયસ જીવતો છે. તેના જીવને જોખમ લાગ્યો નથી. તમે નિરાંતે બેસો, તમને અહીં કશું ઉણું પડશે નહિ, તમારો સઘળો માનમર્તબો પહેલાની પ્રમાણે રહેશે, એવું અમારા બાદશાહે તમને કહાવી મોકલ્યું છે." એ સાંભળીને તેમને જરા નીરાંત વળી. રાજ્યસુખ ભોગવેલાં માણસને પરાધીનપણું મહા દુઃખદાયક છે.

લડાઈને બીજે દિવસે પોતાના જખમી સિપાઈઓની બરદાસ્ત લીધા પછી ખૂદ સિકંદર બાદશાહ ડરાયસના કુટુંબની મુલાકાતે ગયો. તેવેળા હિફીસ્તિયન વગર તેની સાથે બીજાું કોઈ નહોતું. તે તેનો બાળમિત્ર હતો અને સિકંદરની તેના ઉપર ઘણી મહેરબાની હતી તથા પોતાની બધી છાની વાતો તેને કહેતો હતો. એ બંને સરખી ઉમરના અને બરોબર દેખાવના હતા તથા પોશાક પણ બંને જણે સરખો પહેરેલો હતો. પણ હિફીસ્તિયન તેના કરતાં લગાર ઊંચો હતો. એ બંને જ્યારે જોડે બેઠેલા ડરાયસની મા સિસિગ્યાંબિસની નજરે પડ્યા ત્યારે હિફીસ્તિયનને સિકંદર જાણી તેને પગે લાગી. એટલામાં તે સિકંદર નથી એમ પાસેના એક માણસે કહીને સિકંદરને આગળીની ઈસારતે દેખડાવ્યો, ત્યારે તે ડોશી ઘણી સરમાઈ ગઈ અને સિકંદરને પગે લાગીને હાથ જોડીને બોલી, "મહારાજ મે આપને પેહેલા કદી દીઠા નહોતા તેથી આ ભૂલ થઈ તે મેહેરબાનીથી માફ થવી જોઈએ." તે ઊપર સિકંદરે જવાબ દીધો કે, "કાંઈ ફિકર નહિ મા. હિફીસ્તિયન પણ સિકંદરજ છે." એમાંનો મા શબ્દ કાને પડવાથી સિસિગ્યાંબિસને ઘણી ટાઢક વળી તથા

ઘણી નવાઈ લાગી. અને 'હિફીસ્તિયન પણ સિકંદરજ છે,' એ સાંભળીને તેને પરમ આનંદ થયો તેથી અંતે જણાએ સિકંદરનો ત્યાંને ત્યાં ઘણો ઘણો પાડ માન્યો. વાચા માણસમાત્રનેછે.પણ તેનો ઘટતો ઉપયોગ કરનારા એવા પુરૂષો દુનિયામાં થોડા મળી આવેછે.

ઇસ્સિસની લડાઇમાં સિકંદરના જે સરદારો પડ્યા હતા તેમની મહત્વતા પ્રમાણે તેમનું ઉત્તરકાર્ય તેણે કરાવ્યું એટલુંજ નહિ પણ ઇરાની લશ્કરના જે સરદારો પડ્યા હતા, તેમની યોગ્યતા પ્રમાણે ઉત્તરકાર્ય કરાવવા સારૂ સિસિગ્યાબિસને કહાવી મોકલ્યું અને તેને સારૂ કેટલાક પૈસા પણ આપ્યા. એ ઉપરથી સિકંદરની મોટાઇ અને ઉદારતા જણાઈ આવેછે, એને લીધે ઇરાની રાજમાતા તેનો વારે વારે ઉપકાર માનતી હતી. એકવારતો બોલી હતી કે, "રાજા, એ તારા ઉપકારનો બદલો હું કેમ વાળીશ. અરે હું કેદ પકડાયલી સ્ત્રી છતાં તું મને મા, મા કહેછે. અને એકાદી મોટી મહારાણીના જેટલી મારી આમન્યા રાખેછે, તેનું શું બ્યાન કરૂં ? રાજા, પેહેલાં હું કોણ હતી અને હાલમાં હુ કોણછું તેની મને સારી પેઠે ખબર છે. જો કે મેં ઘણો વૈભવ ભોગવ્યો છે તો પણ હાલની હાલત વેઠવાને મને કંઈ અઘરૂં લાગતુ નથી.પરંતુ એ અમારી દીનાવસ્થા તું દયા લાવીને અમને જણાવેછે પણ કઠોરપણાથી નથી જણાવતો એ તારી મોટાઇને શોભા આપેછે." એ પછી સિકંદરે ડરાયસના નાના દીકરાને પોતાની પાસે લીધો, તે છેકજ નાની ઉમરનો અને અજાણ્યો હતો તો પણ તેનાથી નડરતાં આનંદથી તેના ગળામાં હાથ નાંખીને રમવા લાગ્યો તે જોઈ સિકંદર હિફીસ્તિયન ભણી વળીને બોલ્યો, "ભાઈ ડરાયસનો સ્વભાવ આની પેઠે લગાર દયાળુ હોત તો ઘણું સારૂં થાત."

ડરાયસઘણો સ્વરૂપવંત હતો તેમજ તેની બઈરી પણ તેની પાંચ હજાર સ્ત્રીમાં સર્વથી સુંદર હતી એવું સિકંદરને કોઇએ કહ્યું. તે ઉપરથી તેણે એવો બંદોબસ્ત કર્યો કે તે કોઈ વખત અને કોઈ પણ ઠેકાણે પોતાની નજરે પડે નહીં. એટલુંજ નહિ પણ તેના સ્વરૂપની સુંદરતાનું વર્ણન તેને કાને પડે એવું કોઈ કરે નહિ. એવી સખત તાકીદ કરી. એ વખતે સિકંદર ચડતી જુવાનીમાં હતો; એ વાત ધ્યાનમાં લેતાં ઉપલો બંદોબસ્ત તેને ઘણો શોભા આપેછે.તથા માણસનું મન છ વિકારોને કેટલું વેહેલું સ્વાધીન થાય છે તે એ બાદશાહ સારી પેઠે જાણતો હતો એમ પણ કબૂલ કરવું જોઇએ. એક ગ્રંથકારે એમ લખ્યું છે કે આપણે કેદ પડેલાં છીએ, એવું મનમાં આવવાથી ઇરાની શાહના કુટુંબને જે માઠું લાગે તે બાદ કરતાં બાકી સઘળું સુખ મળવાનો સિકંદરે બંદોબસ્ત કર્યો હતો. શત્રુ તરફના માણસના હાલહવાલ કરવા સારૂ જાણી જોઇને કોઈ માણસને ક્રૂરપણું કરવું પડતું નથી. કેમકે ઘણું કરીને માણસની વૃત્તીજ તેવી હોય છે. પણ મનમાંની સ્વાભાવિક દુશ્મનાઈ કાઢી નાંખીને તેની જગાએ દયા અને હેત લાવવાને માટે ઘણું ડહાપણ અને ઘણો ક્રોધ સમાવતાં આવડવો જોઇએ.તે ગુણ સિકંદરનામાં જુવાન વયે હતો.

દમસ્ક પાર્મિનિઓએ લીધું એમ ઉપર કહ્યું છે. તેની હકીગત ઘણી ચમતકારી છે તે અત્ર કહીએ છીએ. તે શેહેરનો સુબેદાર ડરાયસ જેને ઘણો ભરોંસેદાર ગણતો હતો તે હતો; માટે ઇસ્સસની કટાકટીના વેળાએ તેણે પોતાનો ખજાનો અને કેટલાએક વહાલાં

માણસો તેના આશ્રામાં મોકલી દીધાં હતાં. તથાપિ આ દુનિઆંની બીજી વસ્તુઓ પ્રમાણે વિશ્વાસુપણું પણ અસ્થિર હોય છે. તેના અસ્તિત્વને કંઈ વધારે કારણ હોય છે તે નાશ પામ્યાં એટલે તે પણ જતુ રહેછે. દમસ્કના નવાબનું વિશ્વાસૂપણું એવા પ્રકારનું હતું. પોતાનો ધણી ડરાયસ હારીને નાશી ગયો છે અને હવે તેને હાથે આપણું સારૂં થવાની આશા નથી એવું જોઇને તે નિમકહારમ થયો. તો પણ તે નિમકહરામીને લગાર બીકણપણાથી ઢાંકવાની ઇચ્છા રાખીને તેણે સિકંદરને એવું લખી મોકલ્યું કે, "ડરાયસનું જે કાંઈ મારી પાસે છે તે બધું તમને આપી દેવાને હું તૈયાર છું; આવતી કાલે સવારે સર્વ ખજાનો અહીંથી દૂર લઈ જવાને બહાને મજુરોની પીઠ ઉપર લાદીને થાડાક સિપાઈઓ સાથે શેહેર બહાર મોકલીશ. તેને તમારા લોકો લગાર ધમકાવશે એટલે તે પોતાનો બાર ફેંકીદઇને નાશી જશે; અને હું પણ ભયભિત થએલા સરખો ભરાઇ જઇશ. એટલે એ શેહેર અને તેમાંનું જે કાંઇ છે તે સર્વ તમારે હાથ લાગશે." એ કાગળ પાર્મિનિયોએ ફોડીને વાંચ્યો અને માંહે લખ્યા પ્રમાણે સર્વ વાત થઈ. તરેહતરેહના રત્ન જડીત અલંકારો, મોટાં મોટાં કારચોબી અને કસ્બીવસ્ત્રો, સોના રૂપાનાં નાના મોટાં અનેક વાસણો, અને બીજા કિમતી સામાનવડે શેહેરની બહારનું તમામ મેદાન ભરાઈ જઇને વિચિત્ર દેખાવા લાગ્યું. એ બધુ માસિડોનિયન લોકોને મળ્યું, એટલુંજ નહિ પણ ત્યાંથી ડરાયસનાં કેટલાંક સગાંવહાલાં, માણસો, કેટલી એક મોટા મોટા સરદારોની સ્ત્રીઓ પણ તેમને હાથ આવી. તે સ્ત્રીઓ પોતાનાં સકોમળ છોકરાંઓના હાથ પકડીને તાણતી અને આંખમાંથી દડદડ આંસુ નાંખતી જોઇને ત્યાંના સર્વ લોકો ઘણા દુખી થયા. એ વેળાએ તીસ હજાર માણસો અને સાત હજાર બારબરદારી જાતવરો સામાન ખજાનાથી લાદેલાં પાર્મિનિયોને હાથ લાગ્યાં હતાં. વળી દરાયસની ૩૨૯ વેશયાઓ ત્યાં હતી તે પણ તેને સ્વાધીન થઈ હતી. તે નાચવાગાવામાં ઘણી હોંશિઆર હતી. ઇરાનો દરબારની કચેરીના તથા બીજે સામાન સુમાન સ્વચ્છ રાખવા, તથા તે બરાબર છે કે નહિ તેની તપાસ રાખવી, તેને ખુશબો લગાડવી અને દેખાવમાં ઠીક લાગે એમ ગોઠવી રાખવાના કામને માટે જે માણસો રાખ્યા હતા, તેમાંના ૪૯૨ આશામીને પાર્મિનીયોએ પકડયા. ડરાયસની પેહેલાના જે રાજા ઈરાનની ગાદી ઉપર હતા તે ઘણા કરકસરથી ચાલતા હતા તેને લીધે રાજ ભંડાર પુષ્કળ દ્રવ્યને કિમતી સામાનથી અપરિમિત ભરેલા હતો, તે સર્વ બહાર નીકળીને સિકંદરના લશ્કરમાં આવી પડ્યો. કાળની ગતિ કેવી ન્યારી છે. ડરાયસ સરખા પરાક્રમી અને સૈન્યબળવાળા રાજાની સંપત્તિ એવી બારેવાટ થવી જોઇએ કે? જે જવાહિર પારકા માણસની નજરે પણ કદી પડતાં નહિ તે પરદેશીઓના પગ આગળ રોળાય કે? પણ જે બનવા સરજીત છે તે બન્યુ જાયછે એમાં માણસનો ઉપાય ચાલતો નથી. એ પરથી શીખામણ મળેછે કે મોટા ભૂપતિની સંપત્તિના જ્યારે આવી અવસ્થા થઈ, ત્યારે સાધારણ માણસની ટુક ભંડોળીઆ પૂંજીનો શો હિસાબ? જે પોતાના પૈસાને પોતાનો જીવ સમજે છે એવા ધનલોભીઓને એ વાતનો વિચાર કરવો ઘટારત છે.

ઇસ્સિસના સંગ્રામમાં ડરાયસની શી અવસ્થા થઈ તે અમે ઉપર જણાવ્યું છે. તે ત્યાંથી અહીં ને અહીંથી ત્યાં એમ ભટકતો ભટકતો સોકાસમાં આવ્યો ને ત્યાં તેણે ૪૦૦૦ માણસો ફરીને ભેળાં કર્યાં; અને ઘણી ઉતાવળે તૈગ્રીસ નદીને કાંઠે થાપ્સાકસ આગળ આવી પહોંચ્યો. પેલીમેર પાર્મિનીઓએ દમસ્ક સ્વાધીન કરીને ત્યાંનું દ્રવ્ય સંચકી આસપાસનો મુલક જીતી લેવા માંડ્યો. અને સિકંદરની સ્વારી પણ સિરિઆથી નીકળીને દેશ જીતતી જીતતી તેણીમેર આવતી હતી. તેવેળાએ તેનો એટલો ત્રાસ બેશી ગયો હતો કે તેની સ્વારી નજીક આવ્યાનું સાંભળીને લોકો થરથર કાંપતા હતા. અને ઝટ તેને સ્વાધીન થતા હતા. તે મારાથોસમાં આવ્યો ત્યારે ડરાયસ ભણીથી આવેલો કાગળ તેને મળ્યો. તેમાં ડરાયસે પોતાને રાજા કહ્યો હતો પણ સિકંદરને રાજા ન કહેતાં એક સાધારણ માણસ પ્રમાણે લખ્યું હતું. તે કાગળમાં એમ લખ્યું હતું કે, "સિકંદર, અમારા કુટુંબના માણસોને તેં કબજે રાખ્યાં છે, તેની ખંડણી શી; તે કહે તો હું તને તે પહોંચાડીને તેને છોડાવી લઈ જાઉં. રાજ્ય બાબતનો નીકાલ યુદ્ધ વડે કરી લેવાનું તારા મનમાં હોયતો બરાબર સંખ્યા લડાઇના મેદાનમાં લાવીને પછી શું થાયછે તે જો. પણ તારે જો તારા કલ્યાણની વાત સાંભળવી હોય તો હું તને મનઃપૂર્વક ખરેખરૂં કહુંછું કે તારા પૂર્વજોનું જે રાજ્ય છે તેનો ઉપભોગ કરીને તારે સંતોષી રહેવું, બીજાના રાજ્યમાં હાથ ઘાલવો નહિ. એ મારે પોતાને પણ પ્રતિજ્ઞા પૂર્વક કબૂલ છે અને એ તું પણ જો પ્રતિજ્ઞાપૂર્વક સ્વિકારીને તે પ્રમાણે વર્તીશ તો આપણે બંને જણા એક બીજા સાથે હમેશાં સ્નેહભાવથી ચાલીશું." એ ઉદ્ધતપણાનો પત્ર વાંચીને સિકંદરને ઘણું માઠું લાગ્યું. અને લાગલો તેનો તેણે જવાબ લખ્યો. તે એવી રીતે કે, "તમારા પૂર્વજોએ અમારા દેશના લોકોને જે દુઃખ દીધું છે તે હજી અમે વીસરી ગયા નથી. મારા બાપ ફિલિપના ખૂન કરનાર ખૂનીને ઉસકેરવામાં અંદર ખાનેથી તમારી ઉસકેરણી દુનિઆંમાં જાહેર છે. અને મને જે મારી નાંખે તેને ૧૦૦૦ તાલેન્ટ આપવાનું જાહેરનામું તમે હાલમાં થોડા વખત ઉપર બહાર પાડ્યું હતું તેની મને ખબર છે. આવડા મોટા લશ્કરનું ધણીપણું તમારી પાસે હોવા છતાં એવી તુચ્છ રીતે શત્રુને મારવાનું જાહેરનામું કરવાનું તમને ઘટારત છે કે? અમે જે ઉદ્યોગ કરીએ છીએ તે ફક્ત સ્વરક્ષણાર્થે છે, પરનાશ અર્થે નથી. અમે એશિઆખંડનો મોટો ભાગ જીતેલો છે. તથા એક નાના લડાઇમાં તમને છેકજ હરાવ્યા છે. તે વેળાની તમારી અઘટીત વર્તણુકને લીધે અમારે તમારી વિનંતી માન્ય કરવાનું રહ્યું નથી. તથાપિ જો તમે જાતે અમારી આગળ આવીને ઘણી નમ્રતાથી અમારી વિનંતી કરશો તો તમારાં માણસોને કંઈ પણ ખંડણી ન લેતાં તમારે સ્વાધીન કરીશ. શત્રુને કેમ જીતવા એતો અમે તમને દેખાડી દીધું છે. તેમજ તમે જો દાંતે તૃણ લઈને મારી આગળ આવશો તો શત્રુ ઉપર ઉપકાર કેમ કરવો તે પણ તમને દેખાડવી દઈશું. અમારે શરણ આવવાને તમને કદાચ ડર લાગતો હશે, પણ હું તમને પ્રતિજ્ઞા પૂર્વક કહુંછું કે એ કામમાં અમારી ભણીથી તમને તલમાત્ર પણ હરકત થવાની નથી. પરંતુ આ વાત સારી પેઠે ધ્યાનમાં રાખવી કે તમે જે બીજો પત્ર અમને લખો, તેમાં અમને ફક્ત રાજા લખ-

વાથીજ ચાલશે નહિ, પણ અમારા તમે રાજા છો. એમ ખૂલે ખૂલ્લુ જણાવવું જોઇશે." એ કાગળ થર્સિપસ નામે માણસ સાથે સિકંદરે ડરાયસ તરફરવાના કર્યો.

પછી સિકંદર ફિનિશિઆ દેશમાં ગયો તેમાં તેણે બિબ્લોસ નામે શેહેર દીઠું. ત્યાંના લોકો પોતાની ખુશીથી તેને તાબે થયા.ત્યાંથી સિડોન ઉપર ગયો,ત્યાંનો રાજા આઓ ડરાયસનો પડેલો બોલ ઝીલનારો હતો.પણ સિડોનના રેહેવાશીઓ ઉપર ઇરાનીઓ ઘણા કરડા રેહેતા હતા તેથી સિકંદર પાસે આવ્યાની વાત સાંભળતાંજ ઘણા ખુશી થયા અને તેને મોટા સંતોષથી પોતાનો પ્રભુ માન્યો. એટલે સિકંદરે આઓને પદભ્રષ્ટ કરીને હિફિસ્તિયન ને કહ્યું કે આઓની જગાએ કોઈ લાયક માણસને તું તારી પરીક્ષાથી શોધી કાડ. તે વેળા હિફિસ્તિયન ત્યાં એક ઘરમાં પોતાનો મુકામ નાંખી રહ્યો હતો તે ઘરમાં રેહેનારૂં કુટુંબ ઘણું મોટું તથા તેની આબરૂ પણ શેહેરમાં ઘણી સારી હતી. તે ઘરમાં બે ભાઇઓ મુખ્ય કરતા હરતા હતા. તેમાંના એકને ગાદીએ બેસાડવાનો વિચાર મનમાં આવ્યાથી હિફિસ્તિયને તેની આગળ તે વાત કાઢી તે વારે તેણે ખૂલ્લુ કહ્યું કે,ગાદીએ બેસવાને રાજાના વંશના પુરૂષ વગર બીજાને ઘટતું નથી.એવી આ દેશની ઘણા પ્રાચીન કાળથી ચાલતી આવેલી ચાલ છે. માટે મારાથી તમારૂં બોલેલું કબૂલ રખાતું નથી તેની માફી મળવી જોઇએ." જે વસ્તુ મેળવવા માટે મોટા મોટા શહાણા પુરૂષો પણ જીવ સદાનાં દુઃખો ભોગવે છે, તે વગર મેહેનતે શેહેજમાં પોતાની મેળે ઘેર ચાલી આવે છે તે છતાં એ કબૂલ કરતો નથી માટે એ કોઈ મોટો માણસ હોવો જોઇએ, એવું લાગીને હિફિસ્તિયન બોલ્યો, "મિત્રો તમારી એવી સુવૃત્તિ સદા કાળ રહો. રાજ કબૂલ કરવામાં જે સુખ છે, તેના કરતાં રાજ ના કબૂલ કરવામાં વધારે સુખ છે, એ ગુહ્ય પૂર્ણપણે બોલનારો તુંજ મારી નજરે પડ્યો. સારૂં, પણ હવે ગાદીએ બેસવાને રાજ્ય કુળમાંથી કોઈ સારો પુરૂષ મને તમે દેખડાવો. તેમાં એક એવો વધારે ગુણ હોવો જોઇએ કે, આ જે રાજ્ય મને માળ્યું છે તે માત્ર તમારી બંને ભાઇઓની મેહેરબાનીનું ફળ છે, એવું તે સદાકાળ સંભાર્યા કરે. "ત્યારે તેમણે થોડોએ વિચાર કરીને આબડોલોનિમસનું નામ કહ્યું. એ પુરૂષ રાજવંશનો હતો. પણ તેનું સગપણ ઘણું આઘેનું હોવાથી તથા તેના ઉપર કમનશીબને લીધે તરેહ તરેહની આફતો આવવાથી એવી તો માઠી અવસ્થા થઈ હતી કે તે બીચારાને પેટ ભરીને ખાવાનું મળવા માટે આખો દહાડો સખત વૈતરૂં કરવું પડતું હતું. તો પણ તેજ માણસને ત્યાંની ગાદી ઉપર બેસાડવાનો હિફિસ્તિયને ઠરાવ કર્યો.

પછી પેલા બંને ભાઇઓ આબડોલોનિમસને શોધવા સારૂ નીકળ્યા. નીકળતી વખત તેમણે પોતાની સાથે રાજ્યાધિકારનાં વસ્ત્રો પણ સાથે લીધાં હતાં તે વખતે તે બિચારો ડોકી નીચી રાખીને એક વાડીમાં નીંદતો હતો. તેની પાસે જઈ બંને ભાઇએ તેને રાજા માનીને ઘણીજ અદબથી સલામ કરી. પછી તેમાંનો એક જણ બોલ્યો, "અરે તમે હવે એ રગડપટ્ટી એક બાજુએ ફેંકી દઇને અમે સાથે આણેલાં આ રાજ્ય ચિન્હ યુક્ત વસ્ત્રો ધારણ કરો અને તમારી પેહેલાંની સઘળી દુર્બળતા મુકીને પ્રભુત્વ પકડો. પરંતુ જે સદ્ગુણ વડે તમને એ રાજ્ય પદ મળ્યું છે, તે સદ્ગુણને ગાદીએ બેઠા પછી વીસરી જશો

નહિ. હવે તમે સર્વથી મોટા ગણાશો. અને બીજા સઘળાના જાન માલ તમારા સ્વાધીનમાં આવશે, માટે માગવાનું એટલુંજ છેકે તમે તમારી આ આગળની સ્થિતિ ભુલશોમાં." એ સાંભળીને આબડોલોનિમસ એવો તો અચંબામાં પડ્યો કે, આ સ્વપ્ના વસ્થા તો નથી એવી ભ્રાતિમાં પડ્યો. તેથી તે બંને જણ ભણી વળીને બોલ્યો, "અરે સાહેબ મજ ગરીબની તમે આવી મશ્કરી શામાટે કરોછો? એ તમને ઘટેછે કે?" ત્યારે પેલા બેએ બનેલી સર્વ હકીગત તેને કહી. તેથી તેમનું કહેલું તેણે ખરૂં માન્યું. પછી તેમણે તેને નવડાવ્યો. અને આણેલો પોશાક પેહેરાવીને રાજ્ય મહેલમાં આણીને ગાદી ઉપર બેસાડ્યો. તે જોઈ સર્વ લોકોને મોટી નવાઈ લાગી. સિકંદર બાદશાહે તેને બોલાવી મંગાવીને પોતાની પાસે બેસાડયો અને કહ્યું, "તમારા સુંદર રૂપ અને ચેહેરા ઉપરથી તમે કોના વંશના છો તે વિષે મારી ખાતરી થઈ છે. પરંતુ તમે ગરીબાઈ શી રીતે વેઠી તે તમારે મોડેથી સાંભળવાની મને ઘણી ઇચ્છા છે," એ સાંભળીને આબડોલોનિમસ બોલ્યો, "સાહેબ, પરમેશ્વરને ધન્ય છે! મે જે રીતે ગરીબાઈ વેઠી તે મારે શી રીતે કહેવી? જે નિર્મળપણે મે ગરીબી વેઠી તેવાજ નિર્મળ અંતઃકરણથી આ રાજ્યાધિકાર ચલાવવાને પરમેશ્વર મને શક્તિ આપે એટલીજ મારી તેને પ્રાર્થના છે, મારે જેજે જોઇએ તેને મારા હાથથી તેણે મને મેળવી આપ્યું. અને જ્યારે મારી પાસે કશુંએ ન હોતું ત્યારે મને ફલાણી વસ્તુ જોઇશું એમ લગારે મનમાં આવ્યું નહિ." એ જવાબ સાંભળીને આબડોલોનિમસની મહત્વતા વિષે સિકંદરની ખાત્રી થઈ. તેથી ઇરાનીઓનું તમામ રાજ્ય અને ડરાયસની મળેલી લુટમાંથી ઘણોક કીમતી સામન તેને આપ્યો, તથા તેના રાજ્ય સાથે જોડેનો એક પ્રાંત પણ જોડી આપ્યો. એવી રીતે આબડોલોનિમસ રંકનો રાજા થયો. એનું મુખ્ય કારણ એક રાજ્ય કુળમાં જન્મ અને બીજુ તેની સજ્જનાઈ હતી.* આ વાત સાંભળ્યાથી ઇશ્વરી લીલા અઘાત છે, એવું ધ્યાનમાં આવ્યા વગર રેહેતું નથી.

એવી રીતે સિરિઆ અને ફિનીશિયા બંને સિકંદરના તાબામાં આવ્યા; તથાપિ ટાયર નામે એક મજબૂત શેહેર તેને લેવાનું બાકી રહ્યું હતું. તે શેહેર એકાદા બેટની માફક ચારે તરફથી દરિઆએ વીંટલાયલું હતું; તેની આસપાસનો કોટ ઘણો પોહોળો અને આશરે બસે અડીસે હાથ ઊંચો હતો. અને માંહેના રેહેનારાઓ ઘણા શૂરા અને દૃઢ નિશ્ચય વાળા હતા, એ બધી વાત ધ્યાનમાં લઇને સિકંદર મોટા પાયા પર તૈયારી કરીને તેણી મેર ચાલ્યો. એ આપણા ઉપર આવે છે એવું તેમાંના લોકોને જણાતાંજ શેહેરના દરવાજા બંધ કર્યા; કોટનો સારો બંદોબસ્ત કરીને તેના ઉપર પહેરો મૂક્યો. અને દુસ્મનો લગભગ આવે ત્યારે તેના ઉપર શસ્ત્ર વૃષ્ટિ થઈ શકે એવી ગોઠવણ કરીને લડવાને તૈયાર થઈ બેઠા. આણીમેર સિકંદરે તે શેહેરની ભીંત આગળ પોતાનું લશ્કર લાવવા સારૂ મહા મેહેનતે સમુદ્રમાં મોટી મોટી પથરાની છાટો, માટી, અને ઝાડ ઝાંખરાં ઇત્યાદિના મોટા મો-

---

* આવો બનાવ હાલ આપણી પાડોશના એક મોટા દેશી રાજ્યમાં બનેલો છે, તેમાં તેને રાજ્યાસન ઉપર બેસાડનારાઓએ આમાંના બે ભાઇઓએ દીધેલી શીખામણ ધ્યાનમાં રાખવા જોગ છે અને આશા છે કે તે ધ્યાનમાં રાખીજ હશે.

ટા પર્વત જેવડા ઢમલા કરીને તે ઉપરથી જવાનો માર્ગ બનાવ્યો. તેને ટૌયરના બુડકી મારનારાઓએ પાણીમાંથી આવીને એ ત્રણ વાર ભાંગી નાંખ્યો. વળી અંદરના લોકોએ સિકંદરને તથા તેનાં માણસોને ઘણી વિપત પાડી. તો પણ તેને ન ગણકારતાં તથા હિંમત ન હારતાં પોતાના લશ્કર સુદ્ધાં કોટ પાસે ગયો. તે વેળાએ ટાયર વાશીઓનું આરમાર પોતાનો બચાવ કરીને સિકંદરનો પરાભવ કરવા સારૂ ઘણું મથન કરતું હતું, તેની સામા થવા સારૂ સિકંદર પણ પોતાનું આરમાર લાવ્યો હતો. એ ટાયરનો ઘેરો સાત મહિના સુધી જાથુ રહ્યો હતો. એ ઘેરાની વેળાએ સિકંદર ઘણો હિંમતવાન હતો તો પણ કેટલીકવાર તે તેનું અજીત પણ મનમાં આણીને ચિંતાતુર થતો હતો. અને શેહેરના લોકો તો છેકજ ગભરાઈ ગયા હતા. તેમને ઊંઘમાં અને જાગતાં સિકંદર નજરે પડતો હતો. તે શેહેરમાં આપાલો કરીને તેમના એક દેવની મોટી પીતળની મૂર્તિ હતી. તે આપોલો આપણને છોડીને સિકંદર પાસે જાય છે. એવું તેમાંના એક જણની નજરે પડવાથી તેણે તેને એક પગે મોટી સોનાની સાંકળ બાંધીને તેનો બીજો છેડો પોતાના હર્ક્યુલસ નામના બીજા દેવના પગ સાથે સજડ ગાંઠી દીધો! એ ઉપરથી દેવ વિષે તે લોકોનો કેવો ભાવ હતો તે સ્પષ્ટ જણાઈ આવે છે. ટાયરના લોકોએ શેહેરના બચાવ સારૂ પોતાની બેહદ મેહેનત કરી જોઈ પણ સિકંદર આગળ તેનું કાંઈ ચાલ્યું નહિ. તેણે દ્રઢ નિશ્ચયથી જીવની દરકાર ન રાખતાં આખરનો હલ્લો કર્યો એટલે શેહેરીઓ મોટી હિંમતથી હાથમાં હથિઆર લઈ સામા થયા અને મરણ પામ્યા. તેઓ જુવાનીઆ હતા. જે ઘરડા હતા તે પણ શત્રુના સસ્ત્રથી ન ડરતાં પોતાના ઘર આગળ મોતની વાટ જોતા ઉભા રહ્યા હતા, એવું એક ગ્રંથકારે લખેલું છે. એવા બહાદૂર પુરૂષોને ધન્ય છે. દુનિઆના ઇતિહાસમાં એવો બીજો દાખલો મળવાનો નથી. ફકત કોટ ઉપરજ ૬૦૦૦ ટાયર લોકો માર્યા ગયા. એ ઉપરથી શેહેરમાં દાખલ થયા પછી કતલ ચાલી ત્યારે કેટલાં માણસના જીવ ગયા હશે તેનો અડસટો શાહાણા વાંચનારાઓએ કરી લેવો, સિકંદરે શેહેરમાં પેઠા પછી પેલા આપાલો દેવને સાંકળેથી છોડીને ફિલાલિકઝાંડર એટલે સિકંદરનો મિત્ર એવું નામ આપ્યું. એ વર્તમાન ઈ. સ; પૂ. ૩૩૨ મા વર્ષના સપ્તેંબર મહિનામાં બન્યું.

ટાયરને ઘેરો ઘાલ્યો ત્યારથી હસ્તગત થયું ત્યાં સુધીમાં કેટલાએક ચમત્કારિક બનાવ બન્યા. તે બધાની હકીકત કહેવાની અત્રે જગા નથી. તથાપિ તેમાંની એક બે મોટી મોટી વાતો તો કહેવી જોઇએજ. ઘેરો નાંખ્યા પછી આસરે એક બે મહિને સિકંદરે કેદ પકડેલાં માણસોમાંથી કોઇએક ખોજો છટકીને નાઠો તે પાધરો જ્યાં ડરાયસ હતો ત્યાં ગયો, તેને જોતાંજ રાજાએ તેને પૂછ્યું. "કેમરે અમારાં છોકરાં છૈયાં સૌ જીવતાં છે કે? તે ઉપરથી ખોજો બોલ્યો, "તે વિષે તમે બે ફિકર રહો. તે સઘળાં સુખી છે અને તે જેમ તમારી પાસે હતાં ત્યારે જેવું સુખ ભોગવતાં હતાં તેવું ત્યાં પણ ભોગવે છે. અને તેમની માન આબરૂ પણ સારી છે." ત્યારે ડરાયસે બીજો સવાલ પૂછ્યો કે, "અમારી રાણીનાં શીયળવ્રત વિષે કેમ છે? તેની નબળાઈથી અથવા બીજા કોઈના બળાત્કારથી તેનો ભંગ થયો છે કે નહિ? તે ખરેખરૂં કહે." ખોજાએ જવાબ દીધો, "એ બાબત લેશ માત્ર પ-

ણુ સંશય આણુશો નહિ. રાણી સાહેબનું પતિવ્રતાપણું જેવું ને તેવું નિષ્કલંક છે. રાજા સિકંદર એ બાબત ઘણોજ ચોખ્ખો છે. પરસ્ત્રી સંબધી તેનાં આચરણ ઘણાં શુદ્ધ છે તે તમારી રાણી સાહેબને સારી ચાલથી ચલાવે છે, એવું હું પ્રતિજ્ઞાન પૂર્વક કહું છું," એ બોલોથી ડરાયસને મોટી નવાઈ લાગી અને અંતઃકરણ પરમાનંદથી ભરાઈ ગયું. અને બંને હાથ ઊંચા કરીને આકાશ ભણી જોયું અને મોટેથી બોલ્યો, "હે સર્વ સમર્થ પરમેશ્વર, આ દુનિયાની રાજ્ય વ્યવસ્થાની સર્વ દોરી તારા હાથમાં છે. જે રાજ્ય મેહેરબાની કરીને તેં મને આપ્યું છે, તે તારી મરજી હોય તો મારી પાસે રેહેવા દે. તથાપિ હવે પછી મારે ગાદીએ નજ બેસવું એવી જો તારી ઇચ્છા હોય તો મારૂં રાજ્ય બીજા કોઇને ન આપતાં સિકંદર બાદશાહને આપજે એવી મારી વિનંતી છે." જુવો, નિર્મળ આચરણથી માણસ શત્રુને પણ અત્યંત પૂજ્ય અને સ્તુતિ પાત્ર લાગે છે; તો પછી બીજા માણસોને તેવા લાગે તેમાં શી નવાઈ? જેમનો સદાચરણ ઉપર ભાવ નથી તેમણે આ વિચારવા જોગ વાત છે.

ત્યારપછી કેટલાએક દિવસે ડરાયસે એક એલચી ખાતું સિકંદર પાસે ટાયરના ઘેરા આગળ મોકલ્યું હતું તેની સાથે આપેલા કાગળમાં તેણે એમ લખ્યું હતું કે, "હું મારા કુટુંબના છુટકારાના બદલામાં તમને એક હજાર ટાલેન્ટ (દોઢેક કરોડ રૂપિયા) આપવાને તૈયાર છું. તથા મારી દીકરી સ્તાનિરાને તમારી સાથે વિધિ પૂર્વક પરણાવી આપુંછું અને યુફ્રેતીસ નદી સુધી એશિઆખંડ માહેનો તમે જીતેલો મુલક તમને તેની પેહેરામણી આપેલો તમારે ગણવો. આ દુનિઆદારીનું સુખ નાશવંત છે. તેનો કાંઈ ભરોંસો નથી. હજી પણ મારી પાસે અસંખ્ય લશ્કર છે, તથા યુફ્રેતીસ, તૈગ્રીસ, આરાકિસસ અને હેદાસ્પિસ એ જે મોટી નદીઓ છે તે ઈરાનનાં બચાવ સારૂ મોટા બુરૂજો સરખી છે. તેને ઓળંગીને આણીમેર આવવાનું કામ તમને સેહેલું લાગે છે કે? એવા ધાડપાડુપણામાં દિવસ ગુમાવવાથી શું વળવાનું છે? ખુલ્લા મેદાનમાં આવો. પરંતુ મારા આવા અગણિત લશ્કરની સામે મેં મારા આટલા લશ્કર સાથે આવવાને શરમાશો" એ પત્ર વાંચ્યા પછી સિકંદરે પોતાનું સઘળું પ્રધાન મંડળ ભેળું કરીને હવે શું કરવું તેની તેમને સલાહ પૂછી ત્યારે પાર્મિનિયોએ અભિપ્રાય આપ્યો કે, ડરાયસ જે કેહે છે તે એકદમ કબૂલ કરીને કજીઓ મટાડો તો સારૂં. તે ઉપર કોઈ કાંઈ બોલ્યું નહિ, ત્યારે તે વળી બોલ્યો કે, "હું જો સિકંદર હોતતો ડરાયસનું આ બોલવું બચિત્ત કબૂલ રાખત." એ સાંભળીને સિકંદરે જવાબ દીધો, "અરે હું જો પાર્મિનિઓ હોત તો હું પણ એ બોલવાને કબૂલ થયો હોત." એટલી બોલ ચાલ થયા પછી સિકંદરે ડરાયસને જવાબ આવી રીતે લખ્યો કે, "તમે જે પૈસા મને આપવા તૈયાર થયા છો તેની મને ગરજ નથી. જે વસ્તુનું ધણીપણું તમારી પાસે નથી તે તમે મને આપવાનું ડોળ ઘાલોછો. એ તમને લગારે શોભતું નથી. અને તમે શ્રેષ્ટ કે અમે શ્રેષ્ટ એબાબતનો સંશય તમારા સિવાય બીજા કોઈને રહ્યો નથી. અને એ તમારો સંશય પણ એક લડાઇમાં નાબુત થશે. જે પુરૂષે સમુદ્ર ઓળંગ્યો છે, તેને નદીઓની બીક બતાવવી શા કામની? તમારી મરજીમાં આવે ત્યાં જઇને ભરાઈ બેસો. પણ સિકંદર તમને શોધી

કાડવાને ચુકવાનો નથી." એ જવાબ પહોંચ્યા પછી સલાહના કોલ કરારની સઘળી આશા છોડીને ડરાયસ લડાઇની તૈયારી કરવા લાગ્યો.

ઉપલો જવાબ લખ્યા પછી સિકંદર સિરિઆની રાજધાની ગાઝા ભણી વળ્યો. તે ઠેકાણે બાતિસ નામે એક ફોજને સુબેદાર હતો, તે પોતાને ઇમાનદાર નોકર ગણાવતો હતો અને ડરાયસની પણ તેના ઉપર ઘણી મેહેરબાની હતી. તેણે કેટલા એક આરબોને પોતાની ચાકરીમાં રાખ્યા હતા તેના ઉપર તેનો ઘણો વિશ્વાસ હતો. વળી તે શહેરની આસપાસ મોટો કોટ હતો તેથી સિકંદરના લશ્કરથી માંહે દાખલ થવાયું નહિ. માટે તે ભીંતને પાયામાંથી ખોદી કાઢવાનું કામ ઝપાટા બંધ ચલાવવા માંડયું.

આ જગાએ સિકંદર પોતાની જીત થવા માટે કંઈ અનુષ્ટાન કરવા સારૂ બેઠો હતો તે વેળા એ એક મોટું માંસહારી પક્ષી તેના ઉપર થઈને ચાલ્યું જતું હતું તેના ગોડામાંથી એક નાનો પથરો રાજાની ખાંધ ઉપર પડયો.તેનો અર્થ પાસે ઉભેલા શુકન મૂર્તમાન નારા લોકોએ એવો ર્ક્યો કે શહેર મહા મેહેનતે સ્વાધિન થશે પણ તેમાં રાજાના જીવને જોખમ છે. માટે તેણે દુશ્મનનાં હથિઆરનો માર ન લાગે એટલે દૂર રેહેવું જોઇએ. એ વાત સિકંદરે પ્રથમ કબૂલ કરીને આઘે જઇને ઊભો રહ્યો. તથાપિ શેહેરના લોકોએ જ્યારે પોતાના સિપાઇઓ ઉપર જોરાવર હુમલો ર્ક્યો, તે વખત પેલી સૂચના વિસરવાથી કે તેને નજીવી સમજીને તે તો તે જાણે પણ તે હુમલાની વેળાએ દોડતો સંગ્રામની જગા ઉપર આવીને પોતાના લશ્કરને હિંમત આંપતો હતો એવામાં શેહેરમાંના કોઈ માણસે કોટ ઉપરથી એક મોટું તીર માર્યું, તે સરરર કરતું આવીને તેના ખભામાં પેઠું, અને તેથી તેને ઘણી વેદના થવા લાગી. પરંતુ પાસેજ તેનો કોઈ જોશી હતો, તેણે તરત કહ્યું કે, "હવે આપના જીવ ને કંઈ ધોકો નથી; એટલુંજ નહિ પણ જેથી આજે તમને આ જખમ લાગ્યો છે તેથીજ શહેર આજ ને આજ તમારે સ્વાધિન થશે એ નક્કી સમજજો." એ સાંભળી સિકંદરનું ધ્યાન પોતાને થતી વેદનામાંથી જઇને શત્રુ ઉપર એકદમ મોહોટો હુમલો કરવા ભણી લાગ્યું. તેના સિપાઈઓએ કોટના પાયામાં ઠેકાણે ઠેકાણે કપરોડો પાડી હતી તેથી તે હડશેલી પાડીને સેહેરમા જવાનો મોટો રસ્તો પડ્યો. પછી માસિડોનિયનો માંહે ધશી ગયા અને અંદરના તમામ લશ્કરી લોકોને ચડાચડ કાપી નાખ્યા, અને સુબેદાર બાતીસને કેદ કરીને સરદાર લોકોએ બાદશાહ પાસે આણ્યો, તે વેળા તે આખે શરીરે જખમોથી ભરાઈ ગયો હતો, વાસ્તવિક રીતે બાદશાહે તેને સાબાશી આપીને વખાણ કરવાં એ તેની હમેશની રીતને ઘટારત હતું. પણ આ વેળાએ તેની વૃત્તિ કેટલાંએક કારણથી છેકજ બદલાઈ ગઈ હતી. તેથી બાતિસ નજરે પડતાંજ તેના શરીર ઉપર પિશાચ પ્રમાણે ધશી જઇને બોલ્યો, "અરે મુર્ખા તું ગમે તેમ કરીશ તો પણ તારી મરજી પ્રમાણે મોત આવનાર નથી, હું તારી પાસે પુરે પુરૂં વેર લઇશ, તે માટે મારાથી જેટલું દુઃખ દેવાશે તેટલું દઇશ, તે ખમવાને તૈયાર થા." એ સઘળું બાતિસે નીચી ડોકી રાખીને સાંભળ્યા કીધું. કેમકે આ વખતે રાજા ઘણો ક્રોધાયમાન થયો હતો માટે આ વેળા લગારે ન બોલવાનો તેણે નિશ્ચય ર્ક્યો હતો. પરંતુ એ ઉપરથી સિકંદર તો ઉલટું સમજ્યો તેથી

બોલ્યો, "જુઓ, આ ગુલામ કેવા ભારમાં ઉભો રહ્યો છે તે! એ કેટલો હઠીલો છે? એના મોડામાંથી એકે અક્ષર નીકળે છે કે? તે નીચો વળીને મારી ભણી ગરીબાઈથી જોતો સરખોએ નથી. કાંઈ ફિકર નહિ, હું એની સઘળી જીદ એક ક્ષણમાં બહાર કાઢી નાખીશ. મોડામાંથી હવે શબ્દ કેમ નહિ નીકળે? વાંસા ઉપર ચાબખના સપાટા પડશે ત્યારે કકળશે તો ખરો! પછી તો મુગો નહિ રહે!" આગલી રેહેણીનો વિચાર કરતાં એવા શબ્દો સિકંદરના મોડામાંથી નીકળેલા જોઇને કેટલી નવાઈ લાગે છે.

સિકંદર બાદશાહનો ક્રોધ માત્ર બોલવાથીજ સમ્યો નહિ. તેણે બાતિસને નાના પ્રકારની વિપત્ત પાડીને આખરે તેના ગળામાં કાણું કોચાવી તેમાં દોરડું બાંધીને તેને પોતાની ગાડીને પૈડે બંધાવ્યું ને પછી તે ગાડીને આખા શેહેરમાં રખડાવીને તે ગાડી તળે તેને કચરાવી નાંખ્યો. માણસના ક્રુરપણાનો અંત લાગતો નથી. બાતિસે પોતાની ફરજ બરાબર બજાવ્યા બદલ તેને ઘટારત ઇનામ આપવું લાયક હતું. તેની આવી અવસ્થા થવી જોઇએ. સદ્‌ગુણ હોયછે તેની ગણના હમેશાંજ સદ્‌ગુણમાં થાયછે એમ નહિ. સ્થળ કાળપરત્વે તે દુર્ગુણમાં પણ ગણાય છે.

ગાઝા જીતી તેના ઉપર પોતાના માણસોનો પેહેરો મૂકીને પોતે પોતાના લશ્કર સાથે ઇજિપ્ત દેશ ભણી ચાલતો થયો. તે દેશ ઘણી મુદત થયાં ઇરાની સરકારના તાબામાં હતો પણ તે સરકાર સાથે ત્યાંની પ્રજાને બનાવ નહોતો. તે લોકો તે સરકારનો હુકમ ફક્ત જુલમથીજ માનતા હતા. બાકી તેમનામાં રાજનિષ્ટા લેશ માત્ર હતી નહિ, એટલુંજ નહિ પણ તેમને ઇરાની રાજ્ય એવું અલખામણું થઈ પડ્યુ હતું કે બીજું ગમે તેનું રાજ્ય થાય પણ ઇરાની રાજ્ય ન જોઇએ એવું તેમના મનમાં ઠશી ગયુ હતું. એવી સ્થિતિમાં સિકંદર બાદશાહની સ્વારી આપણી ભણી આવે છે એવું જાણી તેમને જે આનંદ થયો હશે તે કેહવાઇ શકાય એવો નથી. વળી ડરાયસના જે અમલદારો ત્યાં હતા તેમને એવું લાગ્યું કે દેશના સર્વ લોકો આપણી વિરૂદ્ધ અને દુશ્મન જોરાવર છે માટે આપણું કંઈ ચાલશે નહિ એવું ધારીને સિકંદરની સ્વારીને આડા આવવાની કશીએ વેતરણ તેમણે કરી નહિ. તે દેશનું મુખ્ય શેહેર મેંફિસમાં માઝીઅસ નામે ઇરાની સરદાર ઘણો બહાદૂર હતો. પણ આપણો રાજા ડરાયસ હવે છેકજ દુર્બળ થયેલો છે તેની તરફથી કંઈ મદદ મળવાની આશા નથી એવું સમજીને તે શેહેર તેણે સિકંદરને સ્વાધિન કર્યું. ત્યાંથી તેને આઠસેં તાલેન્ત રોકડા અને લાખો રૂપીઆનો રાજાનો ઉમદા સામાન તેના હાથમાં આવ્યો. એવી રીતે લગારે મેહેનત ન પડતાં આખો ઇજીપ્ત દેશ સિકંદરના તાબામાં આવ્યો.

સિકંદર જ્યારે મેંફિસમાં હતો ત્યારે એક વાર વહાણમાં બેશીને હંકારતો હંકારતો નેલ નદીમાંથી ક્યાંનોપિક નામે બીજી નદીમાં ગયો અને ત્યાંથી તે મારિઓતિસ નામના સરોવર અને સમુદ્રની વચ્ચે જે સાંકડી સંયોગી ભૂમિ તેની નજરે પડી, તે રમણ્ય અને શેહેર વસાવવા લાયક હોવાથી તે ઉપર તેનું મન ચોટ્યું. તે જગા અસલથીજ એવી રળીઆમણી હતી કે મિસ્ત્રી લોકોએ તેના ઉપર ચોકી મૂકી રાખી હતી. અને તે જેને દુ-

શ્મન ગણતા હતા તેને ત્યાં દાખલ થવા દેતા નહોતા. સિકંદર શિલ્પ શાસ્ત્રમાં ઘણો માહિતગાર હોવાથી તે જગા તેની નજરે પડવાથી અહીં મારાથી શેહેર ક્યારે વસાવય એમ મનમાં ઘુંટાવા લાગ્યું. અને ત્યાંથી પાછો ફરીને છાવણીએ જતાંજ પોતાની સાથેના ઈંજનેરોને મોકલીને ત્યાં કેવું શેહેર બાંધવું તેનો નકશો કઢાવ્યો. અને લાગલીજ તે કામની સરૂઆત કરી. એ શેહેર આખા મિસર દેશમાં સરસ થયું, તેને અલેકઝાંડરના નામ ઉપરથી યુરોપિયનો અલેકઝાંદ્રિઆ કહેવા લાગ્યા. અને તેનેજ સિકંદરના નામઉપરથી એશિઆના લોકોએ સિકંદર્યા નામ પાડ્યું.

ત્યાર પછી તે સ્વારી યરૂશાલેમ ભણી વળી. ત્યાં પોહોંચવા સારૂ તેને ઘણા ગાઉની મુસાફરી કરવી પડી. તે રસ્તો આફ્રિકાના ઉજડ મેદાન માંહેથી હતો માટે તેના લશ્કરના ઘણા હાલ હવાલ થયા. એક બે દિવસ ચાલ્યા પછી તે એવા અનહદ અને વિલક્ષણ મેદાનમાં આવી પડ્યા કે પગ તળે રેતી અને માથા ઉપર આકાશ વગર આશપાસ પાંચ પાંચ છ છ ગાઉ સુધી તપાસ કરતાં ઝાડનું એક લીલું પાંદડું કે પાણીનું એકે ટીપું તેમની નજરે પડ્યું નહિ. અને તે અરસામાં બીજું એવું બન્યું કે તેમની સાથે પીવાના પાણીનો થોડોએક સંગ્રહ હતો તે ખપી ગયો હતો. વળી ત્યાં બપોરી વેળાએ પવનના મોટા ઝપાટાથી આકાશમાં દરિયાના મોજા પ્રમાણે રેતી એટલી ઉડે કે તેના ઢગલા નીચે આખું લશ્કર એક પળમાં દબાઈ મરશે એવી બીક બધાને લાગવા માંડી. અને તાપ એવો સખ્ત પડતો કે માણસ તરફડીને બેશુદ્ધ થઈ પડવા લગ્યાં. જ્યાં ત્યાં પાણી પાણી એ વગર બીજો શબ્દ કાને પડે નહિ. અને સર્વ એવાતો કંટાળી ગયા કે આ વિટંબણા કરતાં તો મોત ભલું એમ ઇચ્છવા લાગ્યા. તથાપિ પરમેશ્વરની લીલા અગાધ છે ! તમામ લશ્કર જીવવાની આશા છોડીને મરવાની વાટ જોતું હતું અને આકાશ હમેશ પ્રમાણે નિર્મળ હતું, તથાપિ એક દિવસે ખરેબપોર એકાએક વાદળ ચડી આવ્યું. દશે દિશાએ અંધારૂં ઘોર બની ગયું. મોટી મોટી ગર્જનાના ભડાકા થવા લાગ્યા; અને ઘણો પવન છુટીને જોરાવર વરસાદ એટલોતો વરસવા લાગ્યો કે તેની નાની ધાર સાંબેલા જેવી જાડી હતી! પછી શું પુછવું ? તે લોકોનો આનંદ પેટમાં માવા ન લાગ્યો, કેટલાકતો એવા તરસ્યા થયા હતા કે પાણી ઝીલીને પીવા જેટલી પણ તેમનાથી ધીરજ ખમાઈ નહિ માટે વરસતા વરસાદમાં ચતાપાટ સુઈ જઇને પોહોળે મોડે પાણી પીવા લાગ્યા એવું એક ગ્રંથકારે લખેલું છે !

એવી રીતે મુશીબત વેઠીને યરૂસાલેમની લગભગ આવી પોહોચ્યો. ત્યાંના લોકોએ ગાઝાશેહેર અને ત્યાંના લોકોની દુર્દશા કેવી થઈ તે જાણી હતી માટે સિકંદર આપણા ઉપર આવેછે એવું સાંભળીને ઘણા ભયભિત થઈ ગયા અને હવે આપણો શી રીતે બચાવ થશે તેના મોટા વિચારમાં પડ્યા. એ વેળાએ તેમના મુખ્ય ધર્માધ્યક્ષ જાદિયસે સર્વને એક ઠેકાણે એકઠા કરીને તેમને એવું કહ્યું કે માસિડોનિયન લોકો ઘણા કરડા છે. તેની આગળ આપણાથી નભી શકાવાનું નથી માટે આપણે બધાએ પરમેશ્વરની અંતઃકરણ પૂર્વક મદદ માગવી એટલે આવેલા સંકટનું નીવારણ થશે. પણ ત્યાર પછી એવો ચમ-

ટકોર બન્યો કે તે ધર્માધ્યક્ષ રોજના ધારા પ્રમાણે જઇને સુતા પછી તેને પરમેશ્વરે સ્વપ્નમાં આવીને કહ્યું કે, "માસિડોનિયન લોકો તમારા શેહેર ઉપર આવેછે, તેના સનમાન સારૂ તમે તમારૂં શેહેર શણગારો, દરવાજા ઉઘાડા રાખો, અને ઘણા હર્ષથી તેની સામા મળવા જાઓ. એટલે પરમેશ્વર તમારૂં સંકટ દૂર કરશે." એ સ્વપ્નાની વાત તેણે બધાઓને જાહેર કરી અને તે લોકોને પણ તે ખરૂં લાગ્યું. માટે તે મુજબ તેઓ વર્ત્યા. યરૂશાલેમના રેહેનારાઓ ઘણા આનંદથી પોતાના સામા આવતા જોઇને સિકંદરને મોટી નવાઈ લાગી. તથા તેમની ખરી નિષ્ટા જોઇને તેને ઘણો આનંદ થયો. અને સામૈએ આવેલા લોકોની જોડે ઘણો ભભકાથી શેહેરમાં દાખલ થયો ત્યાં મુખ્ય ધર્માધ્યક્ષ અને સિકંદરનો મેળાપ થયો. ત્યારે બાદશાહે તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યો. એ જોઇને સાથેના અમીર ઉમરાવોને મોટી નવાઈ લાગી અને એમ થવાનું કારણ જાણવાની ઉત્કંઠા ઉત્પન્ન થઈ. તેથી તેઓ એક બીજાના મોડા સામુ ટગમગ બેઠા બેઠા જોવા લાગ્યા. જ્યાં અસ્ત્ર શસ્ત્રના ધડાકા ઉડવાના હતા ત્યાં આદર પૂર્વક આગતા સ્વાગતા થાય એ મોટી નવાઈની વાત હતી પણ સિકંદર પ્રતાપી પુરૂષ હોવાથી તેની મતલબ તેને પુછવાની કોઈની છાતી ચાલી નહિ. પરંતુ પાર્મિનિઓના ઉપર તેની ઘણી મેહેરબાની હતી તથા તે હમેશાં તેની સાથે મોકળા મનથી બોલતો હતો. માટે તેને એ બાબત બાદશાહને પૂછી જોવા સારૂ સર્વ મંડળીએ આગ્રહથી વિનંતી કરી. તે ઉપરથી તે બાદશાહ આગળ જઇને ઘણી નમ્રતાથી બોલ્યો, "મહારાજ, આપને આ પૃથ્વી ઉપરના સર્વ રાજાઓ સાષ્ટાંગ નમસ્કાર કરે છે એવું છતાં આ યહુદી લોકના ધર્માધ્યક્ષને આપ શા માટે પગે પડ્યા?" તેનો સિકંદરે જવાબ દીધો, "અરે, હું યાહુદી લોકના ધર્માધ્યક્ષને પગે લાગ્યો નથી; પણ એ પરમેશ્વરના પવિત્ર ધર્મનો અધ્યક્ષ છે એમ જાણીને મેં તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યો. હું માસિડોનિઆ મધ્યે દિઅમ શેહેરમાં હતો, ત્યારે એ પુરૂષ એક રાત્રે મારા સ્વપ્નામાં આવ્યો હતો. તે વેળાએ મારા મનમાં એશિઆખંડ કેમ જીતવો તે વિચાર ઘોળાયા કરતો હતો, તે મારા મનમાંની વાત જાણીને તેણે મને કહ્યું કે, 'તું એશિઆખંડ જીતવા સારૂ સ્વારીની તૈયારી કર અને તેના ઊપર ધશી જા એટલે અદૃશ્ય રૂપે હું તારા લશ્કરને મોખરે ચાલીને કઇ બાજુએ શી રીતે જવું તે બતાવીશ અને ઈરાનનું રાજ્ય તારા હાથમાં આવે તેમ કરીશ, તું કાંઈ ચિંતા કરીશ માં.' એ બોલનારૂં જે સ્વરૂપ મેં સ્વપ્નામાં દીઠું હતું, તે આ ધર્માધ્યક્ષ નજરે પડતાંજ મને તે સાંભર્યું. એના પ્રતાપથી હું એશિઆખંડ જીતીશ. ડરાયસનો પરાભવ કરીશ, અને ઈરાની રાજ્ય ખાલસા કરીશ એવો મને નકી ભરોંસો છે અને એની મેહેરબાની વડે મારા સર્વ મનોરથ પૂર્ણ થવા વિષે મને લગારે સંશય રેહેતો નથી."

એ પછી તે ત્યાંના ભકિત મંદીરમાં ગયો, અને પેલા ધર્માધ્યક્ષના કેહેવા પ્રમાણે ત્યાં પૂષ્કળ વિધિ કર્યા, એ હોમ હવન થઈ રહ્યા પછી પેલા ધર્માધ્યક્ષે તેને દાનિયાલનું પુસ્તક* દેખડાવ્યું. તેમાં ગ્રીકલોકોનો રાજા ઈરાનનું રાજ્ય જીતશે એવું મોહોગમ ભવિષ્ય

* એ પુસ્તક ખ્રીસ્તીઓના પવિત્ર મનાતા જુના કરારમાં છે એ તેના અગીઆરમા અધ્યાયમાં એને મળતી કંઈ ભવિષ્ય વાણી લખેલી છે ખરી.

બએલું હતું. તો પણ તે સિકંદરે પોતાને માટે માની લઈને ઘણો આનંદ પામ્યો. તથા તે વાણી વડે પોતાના કામમાં વધારે મેહેનત કરવાને ઉમેદ આવી. તેથી તે યહુદી ધર્માધ્યક્ષનું તેણે બહુ સન્માન કર્યું. અને તેના કહેવા પ્રમાણે ઘણીએક ધર્મક્રિયાઓ કરી. એમ કરે એમાં કંઈ નવાઈ જેવું નથી. કારણ કે જે જે દેશમાં જવુ તે તે દેશના ધર્માધિકારીને અંતઃકરણ પૂર્વક માન આપવાનો એ બાદશાહનો નિયમજ હતો એવું એક ગ્રંથકારે લખેલું છે. પણ એ નિયમ તેને પોતાની મેળે સુઝ્યો હતો કે તે બાબત આરિસ્તાતલે શીખામણ દીધી હતી તે બરાબર સમજાતું નથી. તથાપિ એ નિયમ પકડીને ચાલવાની વિવેકબુદ્ધિ આવવાને માણસને પુખ્ત વિચાર આવવા જોઈએ. તે કેહેવાની વધારે જરૂર નથી. દેશ જંગલી હો, કે સુધરેલો હો. પણ ત્યાંના લોકોની શ્રદ્ધા તેમના ધર્મ ઉપર દૃઢ હોયજ અને તે ધર્મને અનુસરીને જે કોઈ વર્તે. તેના વિષે તેમનો સારો વિચાર બેસીને તેને અનુકુળ થશે અને વિરૂદ્ધતો નહિજ થાય; એ વાત ધ્યાનમાં રાખીને સિકંદર બાદશાહ પરદેશમાં ચાલતો હતો; એ તેની ચતુરાઈને શોભા આપનારૂં છે.

સિકંદર બાદશાહ યરૂશાલેમમાં હતો ત્યારે બધા યાહુદીઓ સાથે ઘણી સારી રીતે ચાલ્યો. તે માસિડોનિયનોના જેવા સારા બીજા કોઈનેજ માનતો નહોતો; પરંતુ યાહુદી લોકો તેના જેવા છે એમ ખુલ્લી રીતે બોલ્યો હતો અને જે હકો તેણે માસિડોનિયનોને આપ્યા હતા તે યાહૂદીઓને આપ્યા તેથી તેમને પરમ સંતોષ થયો. વળી પોતાને જ્યાં ત્યાં જય જય મળતો અને પોતાની હાર તો તેને કાને પણ પડતી નહિ તેથી તે પોતાને કોઈ દેવતાઈ પુરૂષ સમજવા લાગ્યો, એ તેના મનનો વિચાર યાહૂદીઓના જાણમાં આવ્યાથી તેમાંના મોટા મોટા યાહૂદી ગૃહસ્થો તેને જ્યુપિટરનો પુત્ર કહેવા લાગ્યા. આરિસ્તાતલના વિચારવંત શિષ્યને આવો વિલક્ષણ અહંકાર થવો જોઈએ ? એ મોટી નવાઈ છે. પરંતુ કોઈ કાંઈ ગમે તેકરે તોપણ માણસનો મુળ સ્વાભાવ જતો નથી એવાત ધ્યાનમાં રાખવા જોગ છે.

યરૂશાલેમમાં ઘણાક દિવસ ગાળ્યા પછી તે માલસમારિઆતિસ નામે જગાએ ગયો પણ ત્યાં જઇને તે નીરાંતે બેશી રહ્યો નહિ. પણ થોડી વિશ્રાંતી લીધા પછી લાગલોજ ત્યાંથી અલેકઝાંડ્રિઆનું કામ ક્યાં સુધી આવી પહોચ્યું છે તે તપાસવા સારૂ ગયો. અને ઘણીજ ઉતાવળે તે કામ પાર પાડ્યું, તથા તેને માટે જાહેર કર્યું કે જે કોઈ ત્યાં જઈને રેહેશે તેને ફલાણા ફલાણા વધારે હક આપવામાં આવશે. તે ઉપરથી કેટલાએક લોકો ત્યાં જઈ રહ્યા. એ વગર તેણે કેટલાએક માસિડોનિયનોને ત્યાં જાયુ વસવા સારૂ મોકલી દીધા. પછી ત્યાંથી પાછો ફરીને ગોફિસમાં જઈ રહ્યો એટલામાં શિઆળો બેઠો તે ત્યાંજ ગાળ્યો પણ તે મોજશોખમાં ગુમાવ્યો નહિ. પણ જે મિસરદેશ વગર શ્રમે સાંપડ્યો હતો તેના ઉપર પોતાનો અમલ કેવી રીતે બેસાડવો તેનો વિચાર કરીને તેવી ગોઠવણ કરી. તે એ પ્રમાણેઃ—તે દેશના કેટલાએક નાના નાના વિભાગ કરીને તે દરેક ઉપર એક એક માસિડોનિયન સુબેદાર નીમ્યો. અને તેમને હુકમ કર્યો કે દરેક મોટી બાબત ખુદ મને પુછીને કરવી. બીજા કોઇનો હુકમ ન માનવો એ સુબેદારો પાસે ઘણું કરીને લશ્કરી સરદારો હતી. અને દેશનો મુલકી કારભાર દોલોસ્પિસ નામના એક મોટા ઇજીપ્શિયન પાસે

હતો. કારણ કે દેશનું મુલકી કામ ચલાવનાર અધિકારીને દેશ રીવાજની માહિતી ઘણી સારી હોવી જોઇએ. જો તે ન હોય તો તેને હાથે મોટા મોટા ગુન્હા બને છે. અને એ જ્ઞાન પારકા લોકોથી ગમે તેટલી મેહેનત કરવા છતાં પણ મેળવી શકાતું નથી. એ તે બાદશાહ સારીપેઠે જાણતો હતો.એ વિચાર આટલા જુના વખતમાં સિકંદરના મનમાં આવ્યો હતો અને એ બાબત ઉપર આજદીન સુધી ચરચા ચાલતી આવેલી છે તોપણ કેટલાએક અર્વાચીન રાજ્યકર્ત્તાઓને તે પ્રમાણે વર્તાવાનું મન થતું નથી એ મોટું આશ્ચર્ય જેવું છે.



# ભાગ ૪ થો.

પાછલા ભાગમાં કહી ગયા પ્રમાણે ઇજીપ્ત દેશનો બંદોબસ્ત થઈ રહ્યા પછી સિકંદરનું મન ડરાયસ ભણી વળ્યું. માટે પાછું લશ્કર તૈયાર કરીને પાલિસ્ટાઈનને રસ્તે પોતાના દુશ્મનની પૂંઠ પકડીને નીકળ્યો. એટલામાં સિરિઆ અને પાલિસ્ટાઈન ઉપર આંદ્રોમાકસ નામે પોતાના એક ભરોસેદાર મિત્રને સુબેદાર નીમ્યો હતો. તેને સામારિઆ શેહેરના લોકોએ બળવો કરીને મારી નાંખ્યો. તથા તેનું ઘર બાળી નાંખ્યું. એવા માઠા સમાચાર સાંભળી તે લોકો ઉપર બાદશાહ ઘણો ગુસ્સે થયો.તે કાંમમાં જે જે સામેલ હતા તેમને ઠાર માર્યા, અને જેમના ઉપર પુરતો પુરાવો સાબેત ન થયો તેમને દેશનિકાલ કર્યા અને તેની જગાએ માસિડોનિયન લોકોને વસાવ્યા.એ કામ પુરૂં થઈ રેહેછે એટલામાં ડરાયસની રાણી જે પકડાયલા લોકો સાથે પોતાની સ્વારીમાં હતી તે મરણ પામી. એ સમાચાર કાને પડતાંજ સિકંદર ડરાયસની માતુશ્રી સિસિગ્યાંબીસના તંબૂમાં ગયો. ત્યાં રાણીનું સબ પડ્યું છે, તેની સાસુ રૂદન કરતી તેની પાસે બેઠેલી છે. અને બીજાં સગાં વહાલાંઓની આંખોમાંથી દડ દડ આંસુ વહી રહ્યાં છે તથા ડરાયસનો નાનો કુંવર શું બન્યું છે, આ સર્વ કેમ રડે છે, અને આપણા ઉપર કેવડી મોટી આફત ગુજરી છે, તેની તે બિચારાને કંઈ સમજણ ન હોવાથી બધાની ભણી ટગમગ જોતો આઘે એક ખૂણામાં બેઠેલો છે, એમ તેની નજરે પડ્યું. તેથી તેને મહા માઠું લાગ્યું, અને પેલા છોકરાને જોઇને તો તેની છાતી ભરાઈ આવી. તેથી તે છોકરાને પાસે તેડીને તે દુઃખી માણસોના મનનું સમાધાન કર્યું. પેહેલું પરાધિનપણું તો હતુંજ તેમાં પોતાની વહાલી રાણીના મોતથી તેમના દુઃખનો પાર રહ્યો નહોતો. પણ તે દુઃખમાં સુખ એટલું હતું કે સિકંદર તેમના ઉપર ઘણી માયા રાખતો હતો. તેના સબને તેની પદવીને લાયકની ક્રિયા કરાવી અને તેનો સર્વ ખરચ સિકંદરે પોતાના ખજાનામાંથી આપ્યો.

એ ગરબડમાં કેદ પકડાયલાં ઈરાની માણસોમાંથી એક ખોજો નજર ચુકાવીને નાશી ગયો, તે જ્યારે ડરાયસને મળ્યો ત્યારે પેહેલાં તેણે રાંણીના મરણનો સમાચાર કહ્યો તે સાંભળી ડરાયસને ઘણો ખેદ થયો. એ દુઃખનો પેહેલો ઉભરો સમ્યા પછી પેલા ખોજાને એક બાજુએ બોલાવી તેને કસમ આપીને પૂછ્યું કે, "છેક આંખર સુધી મારી રાણીનું શીયળવ્રત કાયમ રહ્યું કે નહિ?" તેનો પેલા ખોજાએ જવાબ દીધો, "સાહેબ, તે બાબત

શંકા રાખશો નહિ. સિકંદર જેવો નીતિમાન પુરૂષ આ પૃથ્વી ઉપર બીજો કોઈ થવાનો નથી, તેણે આપનાં રાણી સાહેબ વિષે પાપ વાસના કદી મનમાંજ આણી નથી તો પછી તેના ભણી પાપી નજરે જોવાની વાત તો ક્યાંથીજ હોય? અમથી ઠાલી કલ્પના મનમાં લાવીને આપનાં પવિત્ર રાણી સાહેબનું અપમાન તેની પછવાડે શું કરવા કરો છો વારૂ! અને આ દુઃખની વેળાએં એવી ફોગટ કલ્પનાથી આપના મનને શા માટે દુઃખી કરોછો વારૂ! સિકંદર તમારો શત્રુ છે ખરો; પણ તે એવો નિતીમાન છે, એ વાત આપના જીવને લગાર સાતા વળવાને ઠીક છે, એ નકી સમજજો. તેની જે બહાદૂરી આપનાં અનુભવમાં આવી છે તેના કરતાં તેનું નિતીમાનપણું આપના કુટુંબના અનુભવમાં વધારે છે. સાહેબ, સિકંદર બાદશાહ મહા શાહણો, શૂરો, મિતાહારી. નિર્વ્યસની, સત્યાચરણી અને ઉદાર છે. એ હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું. આ સાંભળતાંજ ડરાયસના મનમાં સિકંદર વિષે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઈ. તેથી લાગલોજ ત્યાંથી કચેરીમાં જઈને ઉભો રહ્યો અને હાથ ઊંચા કરી આંખો બંધ કરીને બોલ્યો, "હે પરમેશ્વર, આ મારૂં રાજ્ય મારા વંશજોને મળીને તેમણે ભોગવવું એવી મારી ઇચ્છા છે, તે તું પૂર્ણ કર. પરંતુ હે, સર્વ વ્યાપક, જો તારી એ મરજી ન હોય, અને આ રાજ્ય મારા કુટુંબીઓના હાથમાંથી જઈને બીજાને અપાવવાનો તારો સંકેત હોય તો, આ મારા સિંહાસનને સિકંદર સિવાય બીજા કોઈનો પગ ન લાગે એવું તું કરજે." જુઓ, ખરે ખરૂં જોતાં સિકંદર તેનો શત્રુ હતો, તથાપિ તેનામાં સદ્‌ગુણ હોવાથી ડરાયસના મોડામાંથી એ ઉદ્‌ગાર નીકળ્યાં. સદ્ગુણ વડે શત્રુ હોય છે તે મિત્ર થાય છે, એવું જે મોટા મોટા કવિઓએ કહ્યું છે તે ખરૂં છે.

આણી મેર સિકંદરની સ્વારી મોટી તૈયારીથી નીકળી તે તમામ લશ્કર સાથે થાપસાકસમાં યુફ્રેતીસ નદીના પૂલ ઉપરથી આ પાર આવી. ત્યાર પછી તેણે પોતાની ચાલનો રોખ બદલીને તેગ્રીસ નદી ભણી વળ્યો. કારણ ડરાયસ આપણને એટલામાંજ મળશે એવી તેની ધારણા હતી. પેલી મેર ડરાયસ આપણું સલાહનું બોલવું સિકંદર માનતો નથી એવું જોઈને તેના સામો થવા સારૂ તે પણ તૈયાર થવા લાગ્યો અને પ્રથમ બાબેલન શેહેરમાં આવીને ગ્રાનેકસની લડાઇમાં જે લશ્કર ભેળું કર્યું હતું તેનું અડધું લશ્કર ત્યાં એકઠું કર્યું અને ત્યાંથી નિનેવે શેહેર ભણી વળ્યો. તેની ફોજથી આખું મેસોપોતામિઆનું મેદાન* ભરાઈ ગયું એવામાં સિકંદર નજીક આવે છે એવું સાંભળ્યું. માટે તેણે પોતાના સ્વારોના સરદારને ૧૦૦૦ વીણી કાઢેલા સ્વારો આપીને તેણી મેર મોકલ્યો; તે બંને જણાને તેને ફરમાવ્યું કે સિકંદરને પાછો હડાવવાનું કામ જો તમારે હાથે બને તો ઘણુંજ સારૂં. પણ જો તે નજ થાય તો આખરે તેના આવવાના રસ્તામાં દાણો ચારો વગેરે પદાર્થોનો નાશ તો કરવોજ એટલે થયું. એ હુકમ માથે ચડાવીને તે બંને જણા ત્યાંથી રવાને થયા.

સિકંદરની સ્વારી દરરોજ આઠ આઠ દશ દશ ગાઉની મજલ કરીને તેગ્રીસ નદીને કાંઠે આવી પહોંચી. તે નદીમાં નાની નાની બીજી ઘણી નદીઓનો સંગમ થવાથી તે ઘ-

---

* એ મેદાન સિરિયા અને ઇરાનની વચ્ચે છે અને એનો અર્થ નદીઓની વચ્ચેનો પ્રદેશ થાય છે માટે અસલ એ નામ કહેવાતું હતું.

ણા જોરમાં વેહે છે. અને તેના પાણીમાં તાણ એટલી છે કે તેના ઝપાટાથી મોટી શિલા સરખીએ તણાઈ જાય છે. એનો એવા ચમત્કારીક વેગ હોવાથી ઇરાની ભાષામાં તેને તેગ્રીસ એટલે બાણ એવું નામ પડેલું છે. તે નદીમાં પાણી ગમે તેટલા થોડાં હોય તોપણ તેમાં થઈને જનારાના પગ તળેની રેતી સડસડાટ ઘસડાઈ જવાથી માણસ પોતાના જીવને સંભાળતો સંભાળતો થાકી જાય છે. એ વાત સિકંદર જાણતો હતો. અને એ વખતે તેમાં પાણી સાધારણ માણસની કંબરપૂર હતાં તો પણ તે લેશમાત્ર ગભરાયો નહિ અને પેહેલો પોતેજ આગળ ઉતરીને પાણી ક્યાં કેટલાં આવે છે તેની અજમાયસ કાઢી. અને અનુક્રમે પોતાના લશ્કરને પોતાની પાછળ બોલાવ્યું. ત્યારે તે નદીમાં પગ મૂકવાને ઘણાએકની છાતી ચાલી નહિ. પણ હુકમ થયો એટલે આનાકાનીથી કશુ વળવાનું નથી એવું જાણીને ગુપચુપ પોતાનો સામાન બાંધે લઈ એકેક ડગલું આગળ ચાલવા માંડ્યાં. તેનો હુકમ તેના માણસોએ માન્યો પણ નદી કંઈ માને? તેથી માસિડોનિયનોએ પેહેલાં તો કેટલાંએક ડગલાં આગળ વધ્યા પણ પછી તેમના પગ નીચેની રેતી સરી જવાથી તે લોકો થરથર કાંપવા લાગ્યા. તેમાં કેટલાએક જણા જે જોરાવર હતા તે ધીમે ધીમે આગળ ચાલ્યા પણ બાકીના બિચારાઓના ઘણા હાલ હવાલ થયા. તે ધડાધડ નદીમાં પડ્યા ને તેમનો સામાન ઘસડાવા લાગ્યો. તે પકડવાને ફાંફાં મારવાથીજ તે ઘણા દુઃખી થયા. પેલીમેરને કિનારે સિકંદર બાદશાહ ઊભો રહીને બૂમ પાડીને કહેતો હતો કે, "તમારૂં બીજુ બધું ગયું તો જવા દો, માત્ર હથિઆરો લઈને આણીમેર આવો એટલે ઘણું છે" પણ તેમણે પોત પોતામાં એવો ગભરાટ મચાવી મૂક્યો હતો કે તેમણે બાદશાહનો એકે શબ્દ સાંભળ્યો નહિ. આખરે તે તણાતા તણાતા એક થોડા પાણી વાળા ઉતાર આગળ આવી પોહોચ્યાં ત્યાં થઈને તે નદીની આ બાજુએ આવ્યા. અને તેમનો સરસામાન ઘસડાઈ ગયો તે ગયો દુશ્મનસામા ઉભારહીને યુદ્ધ કરવાનું કામતો ઘણું કઠણ છેજ; પરંતુ તે વખત આવવાની પેહેલાં રસ્તા વગેરેમાં અકસ્માત સંકટો ઉભાં થાય છે તે યુદ્ધ પ્રસંગ કરતાં એ ઘણાં ત્રાસદાયક અને નઠારાં છે. લડાઇમાં જખમ ખમવાનાં જે દુઃખ ખમવાં પડે છે, તે જય પ્રાપ્તિના ઉલ્હાસથી કંઈક ઓછાં થાય છે. પણ એ માર્ગાદિકના સંકટ કશા લેખામાં ન હોવાથી તે વધારે દુઃખદાય લાગે છે,

સિકંદરનું લશ્કર મહા મુશ્કેલીતે તેગ્રીસ નદી ઉતરીને આણીમેર આવી રહ્યું. તે વેળા તે છેક થાકી ગયું હતું માટે ત્યાં બે દિવસ મુકામ રાખ્યો હતો. તે બીજે દિવસે પુનેમ હતી તેની રાત્રે નવ વાગ્યાને સુમારે ચંદ્રને ગ્રહણ લાગ્યું, ઘેરાયલા ચંદ્રનો ભાગ કાળો રતુમડો જણાયાથી માસિડોનિયન લોકોના મનમા આવ્યું કે આપણા હાથથી કોઈ મહા પાપ થવાને લીધે પરમેશ્વરે પોતાનો ક્રોધ આ ચંદ્રની સ્વરૂપ વિકૃતિથી દરશાવ્યો છે. તેથી હવે આપાણું ક્ષેણ જાણે શું થશે. એવા વેહેમ ભરાવાથી ભોળા વેહેમી લોકો એકવાર વિફર્યા તો પછી શું કરશે અને શું બોલશે એનો કાંઈ નિયમ રેહેતો નથી. એવું જે સિકંદરે ફકત સાંભળ્યું હતુ તે આ વેળાએ તેના અનુભવમાં આવ્યું. તેમણે તેના ઉપર ગાળો ભેળોનો વરસાદ વરસાવી મૂક્યો, અને ખુલ્લી રીતે બંડ કરવાને કચ પચ

કરવા લાગ્યા. ત્યારે તેમને શી રીતે ધીમા પાડવા અને આ વિઘ્ન કેમ ટાળવું તેનો સિકંદર બાદશાહને મોટો વિચાર પડ્યો. એટલામાં તેને સાંભરી આવ્યું કે ઇજિપ્શિયન જોશી ઉપર આપણા માસિડોનિયન લોકોનો સારો વિશ્વાસ છે; માટે તેની પાસે એ બાબતનું ફળ કહેવડાવ્યું હોય તો એના વહેમથી ગાંડા થએલા લોકો પાછા ઠેકાણે આવીને આપણી ધારેલી મતલબ સારૂ ઉદ્યોગે લાગશે. તે મુજબ તે જોશીને પોતાના તંબૂમાં બોલાવીને એ બાબતનાં સારાં માઠાં ફળ તમામ મંડળીને કહી સંભળાવવાનો હુકમ કર્યો. તેને ગ્રહણ લાગવાના ખરાં કારણોની ખબર હતી. પરંતુ તે કહેવા બેસવાથી આ થોડા વખતમાં એ વહેમી લોકોને સમજાવી શકાવાનું નહિ, તે મનમાં આણીને તથા રાજાની મરજીનું વલણ જોઇને બોલ્યો કે, "સૂરજ હાલમાં માસિડોનિયમ લોકોની પક્ષનો છે અને ચંદ્ર ઈરાની લોકોના પક્ષનો છે. ચંદ્રને ગ્રહણ લાગ્યું છે તેમાં આપણા પક્ષને કશુંએ માઠું ફળ નથી; પણ ઇરાની લોકોનો હવે જલદીજ પરાભવ થશે તેનું એ સૂચક ચિન્હ છે, એ ખચિત માનવું." એ સંભળાવ્યાથી માસિડોનિયનોના મનનો વેહેમ દૂર થયો અને પેહેલાં પ્રમાણે હિંમત પકડીને લડાઇની તૈયારી કરવા લાગ્યા.

એ પ્રમાણે ઇરાનીઓ ઉપર આપણા લોકોની ઇર્ષા જાગૃત થતાંજ સિકંદર તેને લઇને આગળ ચાલ્યો. એટલામાં ડરાયસનું લશ્કર છેક પાસે આવ્યું છે, એમ જાસુસોએ તેને આવીને કહ્યું. એટલે તેને પોતાના લશ્કરને લાગલુંજ લડવાને સજ્જ કર્યું. અને ક્યારે દુશ્મનો આવે કે તેના ઉપર ધશી જઇએ એવા ઉમગમાં અટકી રહ્યો. પરંતુ એ જે માણસો આવ્યાનું સાંભળ્યું તે સિકંદરનો માર્ગ ઉજડ કરનારો પેલો હજાર સ્વારો સાથે લઇને આવેલો નીનિવેનો સુબેદાર હતો. અને ખુદ ઇરાનીશાહની સ્વારીનો તેનાથી દશબાર ગાઉ ઉપર હતી. એવી પક્કી ખબર મળ્યા પછી તેણે પેહેલાં મુજબ પોતાનો આગળ રસ્તો લીધો.

આ વખતના સુમારમાં અથવા તેનાથી લગારેક પેહેલાં ડરાયસના કાગળો સિકંદરના લશ્કરમાંના જે ગ્રીક લોકો ઉપર આવ્યા હતા તે પકડાયા. તેમાં મોટાંમોટાં ઇનામાંની આશા આપીને સિકંદરને મારી નાંખવો અને એટલું ના બને તો આખરે તેને પકડી આપવા માટે તેમાં ઘણા આગ્રહથી લખ્યું હતું. ડરાયસ સરખા રાજાએ એવી શરમ ભરેલી યુક્તિના કાગળો લખતાં શરમાવું જોઇએ. પરંતુ વિનાશકાળે વિપરીત બુદ્ધિ થાય છે તેમ ડરાયસને થયું હતું. તે કાગળો જોઇને સિકંદરને ઘણો ક્રોધ આવ્યો. અને તે પોતાના તમામ લશ્કરને જાહેરમાં વાંચી સંભળાવવા એવું તેના મનમાં આવ્યું. ત્યારે પાર્મિનિઓએ તેને સૂચના કરી કે આપણા લશ્કરના ગ્રીક લોકોનાં અંતઃકરણમાં આપણા વિષે જોકે પૂજ્ય બુદ્ધિ છે, તો પણ એ પત્ર સાંભળીને ઇનામની લાલચે કોઇની બુદ્ધિ કદાચ ફરે તે કહી શકાતું નથી. માટે એ કાગળો એમને એમ છાના રાખવા એ સારૂં છે. એ સૂચના સિકંદરને ગમી, તેથી તેણે તે કાગળો કોઇને દેખડાવ્યા નહિ.

ડરાયસે સિકંદર જોડે સલાહ કરવાનું કહેણ પેહેલાં બે વાર મોકલ્યું હતું અને તે બંને વખત તે સિકંદરે નાકબૂલ રાખ્યું હતું. માટે હવે તે બાબત ડરાયસે મોડામાંથી અક્ષર કહા-

ડરવાનું રહ્યું નહોતું. પરંતુ તેણે તેના કુટુંબના માણસોને જે મમતાથી રાખ્યાં હતા તે ઉપરથી તે ઘણો દયાળુ અને કોમળ મનનો હોવો જોઈએ એવું અનુમાન કરીને ઈરાની બાદશાહે પોતાની તરફના દશ વકીલોને સલાહના કોલકરાર કરવા સારૂ મોકલ્યા. અને તેમની સાથે તેણે પત્ર આપ્યો હતો તેમાં એવું લખેલું હતું કે, "આપે અમારા કુટુંબ પરિવારનું સારી પેઠે રક્ષણ કર્યું તથા તેની ઉત્તમ રીતે માન મુરાતબ રાખી તેને વાસ્તે હું તમારો ઘણો આભારી છું. કરારની કલમો પેહેલાં જે અમે લખી હતી તે કરતાં હમણાંની કલમો તમને ઘણી ફાયદા પડતી છે. માટે તે તમારે કબૂલ કરવી. આ કરાર ઉપરથી હેલિસ્પાંટ અને યુફ્રેતીસની વચ્ચેનો બધો મુલક તમને મળવાનો છે." તેનો જવાબ સિકંદરે લખ્યો કે, "જે રાજાઓને એક બીજા સાથે લડાઈ ચાલે છે, તેણે એક બીજાનો ઉપકાર માનવામાં કંઈ ફાયદો નથી. તમારા કુટુંબ પરિવાર સાથે હું જે આટલો હેતભાવ અને દયાળુપણાથી ચાલ્યો, તે તમારાથી ડરીને અથવા તમને સંતોષ પમાડવાને માટે સમજશો નહિ. મને તે આચરણ સારૂ લાગ્યું માટે મેં તેમ કર્યું, બીજું કંઈ નથી. દુખીઆંને દુઃખ દેવાનું મહા પાપ છે એવું હું સમજુ છું માટે મારે હાથે તેમ બનતું નથી. મેં કેદ પકડેલાં માણસો પર અથવા સ્ત્રીઓ ઉપર મારો ક્રોધ કાઢેલો નથી. પણ જે હાથમાં હાથિઆર પકડીને મારા સામો લડવાને ઉભો હશે તેનેજ મારૂં પરાક્રમ દેખાડાવીશ. તમે જો મારી સાથે નિષ્કપટપણે ચાલત તો તમારા બોલવાનો હું કદાપિ વિચાર કરત. પણ તમારા દેખાડવાના દાંત અને ચાવવાના દાંત જૂદા જૂદા છે તે હું સારી પેઠે જાણુંછું. તમે બહારથી મારા એટલા કાલાવાલા કરોછો અને અંદરથી મારા લશ્કરી સિપાઈઓને ઇનામની લાલચ આપીને મારૂં કાટલું કાડવાની ગોઠવણ કરોછો એની મને ખબર છે તે તમે જાણો છો? જાણતા હોતો આ પ્રયત્ન કરવો કેવળ વ્યર્થ છે. અને તમારાં આવાં કપટી આચરણ છે માટે થાય તેટલી મેહેનત કરીને તમારી પૂંઠે લાગવાનો મેં નિશ્ચય કર્યો છે. હું તમને હવે રાજા સમજતો નથી પણ કેદી અથવા ફાંશીઓ સમજું છું. દુનિઆંથી જેમ બે સૂરજની ગરમી ખમાવાની નથી તેમ તેને બે ચક્રવર્તી રાજા પણ ગમવાના નથી. તમે દાંતે તરણાં લઈને આજે મારે શરણ આવો અથવા આવતી કાલે મારી જોડે હથિઆર સજીને લડવાને તૈયાર થાઓ. નકામા મનના મનસુબામાં વખત ગુમાવશો નહિ." એ કાગળ જોયા પછી કોલ કરાર બાબત ડરાયસની આશા ભંગ થઈ; અને લડતાં લડતાં જે પરિણામ આવે એ ખરો એવું સમજીને લડાઈની તૈયારી કરવા લાગ્યો.

ડરાયસ ભયભિત થયો છે, તેને આપણે ઝપાટામાં જીતી લઈશું એવી આશામાં ભુલતો ભુલતો ૪૦૦૦૦ પાયદલને ૮૦૦૦ સ્વાર સાથે આરબેલા નામે ગામ આગળ આવી પહોંચ્યો. ત્યાં આગળ એક મોટું મેદાન હતું*તેમાં તેનું લશ્કર ઉતર્યું. અને ડરાયસે પણ તેણી મરે તે ઠેકાણની પાસેજ આવીને મુકામ કર્યો. તેની પાસે ૬૦૦૦૦૦ પાયદળ અને ૪૦૦૦૦ સ્વાર હતા એ મોટી સંખ્યા જોતાં સિકંદરનું લશ્કર કશા લેખામાં નહોતું.

* એ મેદાનનું નામ ગોગમેલા હતું.

પણ ડરાયસની ફોજ સઘળા રખડતા ઝળતા માણસોની તથા ભાર વેહેનારા વેતરાઓ-થી બનેલી હતી એટલે તેમાં રણવીર કહેવા જોગ જોદ્ધા ઘણા થોડા હતા. પણ સિકંદરના લશ્કરમાં એવા બોગિર ભરતીના લોકો મુળેજ નહોતાં. તેનો દરેક સિપાઈ યુદ્ધ કળામાં પ્રવીણ, હથિઆરથી સજ થએલો અને રાજકાજ માટે જીવ આપવાને તૈયાર હતો. એ ઉપરથી એ લશ્કરો વચ્ચે શું તફાવત હતો તે જણાશે.

આ બંને લશ્કરોના મુકામ વચ્ચે આસરે બે હડી ગાઉનું છેટું હતું. ડરાયસે પોતાના લશ્કરને ફરવા હરવા સારૂ ઘણી સારી સપાટ જગ્યા પકડી હતી. તેવી સિકંદરના લશ્કરને મળી નહોતી. તેની આસપાસ ટેકરા ટેકરી ઘણા હતા તો પણ ત્યાં તે ઘણી સાવધાનીથી રહ્યા હતા. તેથી તેમને દુશ્મનનો ડર લાગતો નહોતો. આ મેદાનમાં ડરાયસ ઘણી નિરાંતથી પડ્યો હતો તેથી તે પોતાની મેળે લડાઇનો આરંભ કરશે એવું જણાતું નહોતું. ત્યારે આપણે તેના ઉપર ધશી જવું કે તેની પેઠે નિરાંતે પડી રહેવું તે બાબતનો સિકંદરને મોટો વિચાર પડયો. માટે તેણે પોતાના સઘળા સરદારોને બોલાવીને તે વિષે મસલત પુછી ત્યારે ત્યાં જૂદા જૂદા માણસોનાં જૂદાં જૂદાં મત પડયાં. તેમાં પાર્મિનિઓ એ બાબત બોલ્યો કે, "શત્રુનું સૈન્ય ઘણું મોટું છે; માટે રાત્રે અંધારામાં તેના ઉપર એકદમ હલ્લો કરવાથી તેનો પરાભવ કરવાને લગારે વાર લાગશે નહિ." એ સૂચના સિકંદરને બીલકુલ પસંદ પડી નહિ. તેથી તરત તેની ભણી વળીને બોલ્યો, "અરે પાર્મિનિઓ, તું મને ચોરીની જીત મેળવાને સલાહ આપે છે કે? છિ. છિઃ છિઃ! એવા શબ્દો ફરીને કદી મોડામાંથી બહાર કાડીશ નહિ! ચોરીથી ફતેહ મેળવવી હું સિકંદરને ન શોભે. હું તો ધોળે દહાડે સામો ઉભો રહીને ડરાયસ ઉપર જીત મેળવીશ, એ અચિત્ત ધ્યાનમાં રાખજે." એનેજ ખરો શૂરો અને ખરો જોદ્ધો કહેવો જોઇએ. ખરે ખરા પરાક્રમી પુરૂષોનાં મન એવાંજ મોટાં હોય છે. 'અડધા મુવેલા શત્રુનું ગળું કાપવા સારૂ બેહેરામખાંએ એક વાર અકબરને કહ્યું ત્યારે એવોજ ઉત્તર દીધાનું ઇતિહાસમાં લખેલું મળી આવે છે.

એવી રીતે ઘણા એક મનસુબા થયા પછી આવતી કાલે સૂર્યોદયની વેળાએ શત્રુ ઉપર ધશી જવાનો ઠરાવ થયો. અને બધા સરદારોને પોત પોતાને મુકામે જવાને હુકમ થયો, એટલું થતાં ઘણી રાત ગઈ હતી. તેથી સરદારો પોત પોતાના સિપાઇઓને પોકારતાં તૈયાર રહેવાનો હુકમ આપીને સૌ સૌના તંબૂમાં સુવા ગયા. થોડી વારે પરોડ થયું. એટલે હુકમ પ્રમાણે સ્વાર પાયદળ વગેરે આખું લશ્કર તૈયાર થઇને ઉભું રહ્યું અને રાજા કયારે ઉઠીને આજ્ઞા આપે એવું તેમને થવા લાગ્યું. તથાપિ વાટ જોતાં એક ઘડી દહાડો ચડ્યો પણ સિકંદર બહાર આવ્યો નહિ. એ જોઇને આખા લશ્કરને મોટી નવાઈ લાગી. આખરે પાર્મિનિઓ તેના તંબુમાં ગયો અને બાદશાહને જગાડયો. તે ઉઠીને ઉભા થયા પછી પાર્મિનિઓ બોલ્યો, "સાહેબ, આવડા જોરાવર શત્રુ ઉપર હુમલો કરવાની આવી સંપૂર્ણ તૈયારી થએલી છતાં આવી બારીક વખતે આપને આવી સજડ ઉંઘ શી રીતે આવી!" ત્યારે સિકંદરે જવાબ દીધો, "અરે, શત્રુ તેવો મોટો હોત અને તેને આપણે જીતી શુ કે નહિ તેની શંકા હોત તો તેની ફિકરથી ઉંઘ ન આવત. પરંતુ ડરાયસ પોતા-

ની મેળે આપણા સાપડામાં સપડાવાને સારૂ આગળ આવે છે અને તે છેક કમજોર થયો છે તે હું જાણું છું ત્યારે નિરાંતથી ઊંઘ ન આવેતો પછી શું થાય!" એ ઉપરથી જીત મળજવાનો સિકંદરને કેટલો બરોસો હતો તેનું સેહેજ અનુમાન થશે.

આર્ણીમેર સિકંદરની સ્વારી હલ્લો કરવા સારૂ નીકળ્યાની ખબર ડરાયસને થઈ એટલે તે પણ પોતાનું લશ્કર સજ કરીને લડવા સારૂ તૈયાર થઈને ઉભો રહ્યો. તેના લશ્કરને છેક મોખરે ૨૦૦ ખડગ રથ હતા એટલે તે રથને તરવાર વગેરે હથિઆરો એવી રીતે બાંધ્યાં હતાં કે તે રથ જ્યાં જાય ત્યાં પેલાં હથિઆરોથી સૈન્યનો સંહાર વળી જાય; એ વખત પેહેલી હારમાં ૧૫ હાથીઓ હતા; તે હારના મધ્ય ભાગમાં ડરાયસ પોતાના રથમાં બેઠો હતો તેની પાછળ પાસેજ તેનું પાયદળ અને ઘોડેસ્વારો હતા. એ વેળાએ પણ ડરાયસ પેહેલાની પ્રમાણે ધારતો હતો કે આપણા મોટા લશ્કર વડે સિકંદરના લશ્કરને એકદમ ચારે બાજુએ વીંઝરી નાંખીને તેને હરાવીશું. આ તેનો મનસુબો સિકંદરના જાણ્યામાં હતો

સિકંદરે પોતાના લશ્કરની ગોઠવણ કંઈ જુદાજ પ્રકારે કરી હતી. તેણે પોતાના તિરંદાજ, નિશાન તાકોને ગોફણ મારનારા અને બરછીવાળા લોકોને મોખરે રાખ્યા હતા, તેમણે પોતાના તીરોનો, પથરાનો અને બરછીઓનો વરસાદ પેલા ખડગરથના ઘોડા ઉપર કરીને તેમને પાછા હઠાવી દેવા, તેની પાછળ પાયદળ અને ઘોડેસ્વારને ડાબા જમણાં હારબંધ ઉભા રાખ્યા. પછી હમેશના ધારા પ્રમાણે જમણી બાજુનું અધિપતિપણું પોતે લીધું અને ડાબીમેરનું પાર્મિનિઓને આપ્યું. તથા થોડાંક માણસો છાવણીની સંભાળ સારૂ મૂક્યાં તેના તાબામાં ડરાયસની મા અને તેનાં બીજાં છોકરાંછૈયાં સોંપ્યાં હતાં.

બંને લશ્કરો છેક પાસે આવતાંજ લડાઈનો આરંભ થયો. પહેલવેહેલાં ડરાયસે પોતાની ડાબીમેરના ઘોડેસ્વારો પાસે માસિડોનિયનો ઉપર હુમલો કરાવ્યો. તેની સામા ટક્કર લેવા સારૂ પોતાના મેનિદાસ નામે સરદારને કેટલાંક માણસો આપીને મોકલ્યો. તે આગળ ચાલવા લાગ્યો એટલામાં સિકંદરને એમ લાગ્યું કે ગયેલા સ્વાર ઘણા થોડા છે, તેનાથી ઇરાની લોકો સામા ટકાશે નહિ. માટે લાગલાજ તેણે આરિતાજ નામે સરદાર સાથે બીજા પુષ્કળ સ્વારોને મદદને સારૂ મોકલ્યા. તે સઘળા એકદમ જઈને જ્યારે ડરાયસના સ્વારો ઉપર પડ્યા ત્યારે તે છેકજ હિંમત હારી જઇને દશે દીશાએ નાશવા લાગ્યા. પછી ઇરાની લશ્કરના ખડગરથ સિકંદરના લશ્કર ઉપર ધસ્યા તે વારે ઘોડાઓને માસિડોનિયન લોકોએ પોતાના બાણ, પથરા અને બરછીઓથી ઘાયલ કરીને તથા મોટી ચીસો અને પોતાની ઢાલ તરવારના ખખડાટ વડે એવા તો ગભરાવી નાંખ્યા કે તે સિકંદરના લશ્કરમાં ન ઘુસતાં ઉલટા ડરાયસના લશ્કરમાં પાછા ફરીને નાશવા લાગ્યા, તેથી ઇરાની લશ્કરનો ઘણો નાશ થયો. જે યુક્તિ દુશ્મનના નાશ સારૂ કાઢી હતી તે વડે પોતાની આવડી મોટી હાની થઈ તે જોઈને દરાયસને ઘણું માઠું લાગ્યું. પણ તે કોઇને જણાવ્યું નહિ.

આપણે અગાડી ડગલાં ભર્યાં છે અને શત્રુ પાછા હઠેછે એવું જોઇને માસિડોનિયન લોકોને વધારે શૂરાતન આવ્યું. તેથી એકદમ મોટા જોસ્સાથી આગળ ધસ્યા; અને હમણાં એ વખત જવા દઈશું તો આપણને આપણા શત્રુ એકદમ ઘેરી લેશે એવું જોઇને

ઈરાનીઓ પણ આગળ આવ્યા. તેવેળા બંને પક્ષના રાજાઓ પણ ત્યાં હાજર હતા. બંને બેરના જોદ્ધાઓ પાસે પાસે આવી જઈને હાથોહાથ ઘણા જોસ્સાથી વઢવા લાગ્યા. તેવેળા સિકંદર ઘોડા ઉપર બેઠો હતો અને ડરાયસ રથારૂઢ હતો. બંને જણા પોતાના જોદ્ધાઓની પીઠ થાબડીને સાબાસી આપતા હતા, અને તે પોતાના અધિપતિને સંતોષ પમાડવા સારૂ તથા સ્વદેશની આબરૂ જાળવવા સારૂ જીવની આશા છોડીને ઘણા જોસ્સાથી મથતા હતા. તે લડાઈ ખરેખરી વર્ણન કરવા જોગ થઈ હતી. કેટલીકવાર સુધી તો બંને પક્ષો સરખાં હતાં. તથાપિ સિકંદરે પોતાના હાથમાંની તરવાર વડે ડરાયસની છેક પાસેના સ્વારને એક મોટો ઝટકો માર્યો. તેથી તે જ્યારે ઘાયલ થઈને હેઠે પડ્યો ત્યારે ખુદ ડરાયસ પડ્યો એવું બંને તરફના લશ્કરને ભાસ્યું. પછી શું રહ્યું? સિકંદરના લશ્કરમાં જય ઘોષનાં દુંદભી વાગવા લાગ્યાં અને ઈરાની લશ્કર નાસવા લાગ્યું અને તેમાં હાહાકાર વર્તાઈ રહ્યો. કોઈ ગ્રંથકારે એમ લખ્યું છે કે પોતાના લશ્કરની આ માઠી દશા જોઈને ડરાયસે પોતાની તરવાર બહાર કાઢી આપઘાત કરવાનો વિચાર કર્યો હતો; પરંતુ કેટલેક દૂર ઈરાની લોકો માસિડોનિયનો સાથે ઘણા જોરમાં લડતા નજરે પડવાથી ત્યાં જીતની થોડીક આશા જણાઈ માટે ફરીને પોતાની તરવાર મ્યાનમાં ઘાલી જુવો! શૂરા મોત કબૂલ કરે છે પણ પરાભવ તેનાથી ખમી શકાતો નથી. એવું કહેછે તે ખરૂં છે ઉપર કહેલી ઝપાઝપીમાં પણ ઈરાની બાદશાહને જય મળ્યો નહિ. પણ પછી લડાઈ બંધ પડી અને પછી ઈરાનીઓ આગળ અને માસિડોનિયનો પાછળ એવી નાસ ભાગ જ્યાં ત્યાં ચાલી રહી. તેમાં ડરાયસ પણ પોતાના રથમાં બેશીને કેટલાંએક માણસો સાથે રણભૂમીમાંથી નીકળી નાઠો.

પેલીમેર પાર્મિનિયો કેટલાએક ઈરાની લશ્કર સાથે લડતોજ હતો તેને સિકંદરની જીત થયાના ખબર નહોતી. એકવાર તો તેના ઉપર મેઝિઅસે એવો ધસારો કર્યો હતો કે તેણે તુરતાતુરત માણસ મોકલીને સિકંદર બાદશાહને તેડી મંગાવ્યો તો ઠીક થયું. નહિતો તેવેળાએ તેણે જીવ ખોયો હોત. સિકંદરનું ત્યાં આવી પહોંચવું અને મેઝિઅસનું ડરાયસની હાર વિષે સાંભળવું બંને એકીવેળાએ બન્યાં. તેથી ઈરાની લોકો ભયભિત થઈને દશે દિશાએ નાસવા લાગ્યા.

એવી રીતે ઈ૦ સ૦ પૂ૦ ૩૩૦ મા વર્ષના અકટોબર મહિનામાં આરબેલાનાં મહાભારત યુદ્ધમાં સિકંદર બાદશાહની ફતેહ થઈ અને ડરાયસ છેકજ હારી ગયો. તેના લશ્કરનાં ૩૦૦૦૦૦માણસો આ લડાઈમાં માર્યા ગયાં; એ વગર ફતેહમંદ માસિડોનિયન લોકોએ કેદ પકડ્યા તે તો જાદાંજ. તેવેળા સિકંદરનાં માત્ર ૧૨૦૦ માણસો પડ્યાં. એવું કેટલાએક ગ્રંથકારોએ લખેલું છે. તથાપિ આ બેમાંની ગમે તે એક સંખ્યા અતિશયોક્તીની હોવી જોઈએ, એવું કેટલાએક વિચારવંત પુરૂષોનું મત છે.

આરબેલાની લડાઇમાં હાર્યા પછી ડરાયસ ત્યાંથી નીકળીને લૈકસ નામે નદી આગળ આવી પહોંચ્યો. તે નદી ઘણી મોટી હતી, પણ તે ઉપર પૂલ બાંધેલો હતો. તેથી તેને કંઈ હરકત પડી નહિ. ને પૂલ ઉપરથી નદીપાર ગયો, ત્યારે તેને પાસેનાં માણસોએ સૂચવ્યું કે

એ પૂલ એકદમ તોડી પાડો કે શત્રુ પૂઠે લાગવાનો ભય રહે નહિ. તેનો ડરાયસે એવો જવાબ દીધો કે, "અરે, મારે માટે જેણે પોતાનાં માથાં હાથમાં રાખ્યાં હતાં તે મારા મદદગારો હજી પછવાડે છે. તે મારી પેઠે આ રસ્તે આવવા સારૂ નીકળ્યા હશે. માટે એવી વેળાએ જો હું એ પૂલ ભાંગી નાખું તો તે બધા દુશ્મનને હાથ સપડાઈને જીવ ખુવે. અને હું મારા એકલાના જીવના બચાવ સારૂ કૃતઘ્ન થઈને એટલાઓનો જીવ જોખમમાં નાખું એ મને ઘટે નહિ. એ પૂલ ઉપરથી સામેપાર જવાનો જેટલો મારો હક છે, તેટલો તે બધાનો પણ છે મારા કરતાં કંઈ ઓછો નથી." એ વાત થઈ રહ્યા પછી ઘોડા ઉપર બેશીને ઉતાવળો આરબેલા શેહેરમાં આવ્યો અને ત્યાંથી લાગલોજ મીડિઆ દેશ ભણી ચાલતો થયો. તેવેળા તેની સાથે થોડાએક સરદારો હતા.

એ પછી કેટલેક દિવસે આ શેહેર વગર મેહેનતે સિકંદરને તાબે થયું. ત્યાંથી ડરાયસનો ખજાનો જડ્યો. તેમાં ૪૦૦૦૦ ટાલેંટ (૭૭૫૦૦૦૦ રૂપિઆ) રોકડા મળ્યા અને બીજો મુલ્યવાન સામાન મળ્યો તે જુદો. ઈરાની લોકોનો આવડો મેટો ખજાનો એ પેહેલાં કોઈ ઠેકાણે જડ્યો નહોતો. તે શેહેરમાં સિકંદરનો કેટલાક દિવસ મુકામ રાખવાનો વિચાર હતો.પણ પાસેના મેદાનમાં મુડદાંના ઢગલે ઢગલા પડ્યા હતા તે કોહીને તેની ગંધથી ભયંકર રોગ ફાટી નીકલવાથી ત્યાથી નિકળીને બાબેલન ભણી જવું પડ્યું. ત્યાંથી નીકળેલો ચોથે દહાડે મેમનિસમાં પહોંચ્યો ત્યાં આગળ કોતરના એક ઝરામાંથી શિલાજીત વેહેતો હતો, તે ચમત્કાર તેણે જાતે જઈને જોયો. બાબેલન ગામનો કોટ બાંધતી વેળાએ માટીના ગારામાં ઘણો શિલાજિત વાપર્યો હતો એવું કહેવાય છે. તેમજ ત્યાંના એક ઝરામાંથી પુષ્કળ નપ્પતેલ વેહેતું હોવાથી ત્યાં એક મોટું તળાવ ભરાયું હતું. તે જોઈને તેને મોટી નવાઈ લાગી. અને તેણે તે બાબત ઘણી માહિતી ત્યાંના લોકોને પુછીને મેળવી લીધી. જે ખરેખરા મોટા મનવાળા હોય છે, ને ગમે તેવા મહાભારત કામમાં ગુંથાયા હોય તો પણ કુદરતી ચમત્કાર જોવાને તેની જિજ્ઞાસા જાગૃત હોય છે. તેથી લગારેક ફુરસદ મળે કે તરત તે તૃપ્ત કરે છે, એ ચમત્કારો જોવામાં કંઈ અલૌકીક આનંદ રહેલો છે, એ જડભરતોને ક્યાંથી મળશે!.

રણ ભૂમીમાંથી નાઠેલો મેઝીઅસ બાબેલનમાં આવીને રહ્યો હતો. ત્યાં તેનો પરિવાર પણ હતો. વળી એ માણસ ઘણો ડાહ્યો અને ચતુર હતો તથા કઈ વેળાએ કેમ ચાલવું તે પણ તે સારી પેઠે જાણતો હતો. તેથી જ્યારે સિકંદરની સ્વારી મોટા દબદબાથી શેહેર ભણી આવતી દીઠી ત્યારે તેણે દરવાજા ઉગાડ્યા. સારાં સારાં લૂગડાં પેહેરીને સર્વ લોકોને ત્યાં બોલાવ્યા અને તે દહાડો મોટા તેહેવાર પ્રમાણે પાળ્યો, રસ્તા સુશોભીત કરાવ્યા, અને તેને મોટું આદરમાન આપ્યું. તેથી સિકંદર બાદશાહ ઘણો રાજી થયો. વળી જ્યારે અંદર દાખલ થયો ત્યારે ત્યાંના કિલેદાર બાગોફાનિસે રસ્તે રસ્તે ફુલો વેર્યાં તથા તેને હોમ હવન કરવા સારૂ રૂપાના હોમ કુંડો ગોઠવ્યા હતા. ત્યાં બધી વાતો તેની મરજી મુજબ બની. વળી ત્યાં પણ તેને ડરાયસનો ખજાનો જડ્યો તે તેણે લીધો ને પોતાના લસ્કરને યોગ્યતા પ્રમાણે વેહેંચી આપ્યો. બાબેલન શેહેર સઘળા કરતાં ઘણું મજબૂત હતું તેથી તે જીતતાં

ઘણી મેહેનત પડશે એમ સિકંદર ધારતો હતો, તે આમ સેહેજમાં મળ્યું એટલુંજ નહિ પણ ત્યાંના લોકોએ પોતાની શક્તિ પ્રમાણે ઉલટથી આદરમાન આપ્યું ત્યારે તે રાજી રાજી થાય અને પોતાને ઇશ્વરી અંશ ગણે એમાં શી નવાઈ.

સિકંદરને વિદ્યાભ્યાસ ઘણો ગમતો હતો, તે જ્યારે બાબિલનમાં રહ્યો હતો ત્યારે ખાલ-ડીયન જોશીઓ સાથે ખગોળ વિદ્યા સંબંધી તકરાર કરવા બેસતો, તે લોકોમાં મોટા મોટા જોશીઓ ઘણા પ્રાચીન કાળથી થઈ ગયા છે. તેમણે ખસ્થ પદાર્થો વિષે નાના પ્રકારના શોધ કરીને લખી રાખ્યું હતું તે બધું સિકંદરે તેને પૂછી લઇને ક્યાલિસ્થિનિસ નામે પોતા-ની સાથેના માણસ પાસે લખાવી લીધું અને પછી તે બધું પોતાના ગુરૂ આરિસ્તાતલ તર-રફ મોકલાવી દીધું. સિકંદર બાદશાહ દેશ જીતવા સારૂ નીકળ્યો હતો એ ખરૂં છે; તથાપિ નાનપણથી તે આરિસ્તાતલની સંગતથી જ્ઞાન સંપાદન કરવાની જે ટેવ પડી હતી તે આ મોટપણમાં પણ તેવીને તેવીજ સતેજ હતી. એવું જે આ વાત ઉપરથી માલમ પડે છે તે ખરે ખરૂં આશ્ચર્યકારક છે. પૈસા પેદા કરવા એજ માત્ર વિદ્યાભ્યાસનું ઊત્તમ ફળ છે એવું સમજનારાઓને આ વાત વિચારવા જોગ છે.

સિકંદર બાદશાહ બાબિલન શેહેરમાં શુમારે ચોત્રીસ દિવસ રહ્યો હતો. એ મુદતમાં પોતે તો હમેશના નિયમ પ્રમાણે વર્તતો હતો. પરંતુ તેના લશ્કરી સિપાઇઓએ તો ચેન બાજી ભોગવવામાં કંઈ કસર રાખી નહિ; તે મોટી મોટી મજલો કરીને તથા એક મોટી લડાઈ જીતીને થાકી ગયા હતા, વળી આ શેહેરમાં વિસામો ખાવાને આવ્યા ત્યાં જે જોઇએ તે મળવા લાગ્યું અને સિકંદરે પણ આ વેળાએ પોતાની દોરી લગાર ઢીલી મૂકી; તેથી તેમ-ને પોતાની મરજી પ્રમાણે મોજ કરવાને સવળ પડ્યું. તેથી રાત દહાડો નૃત્ય ગાયન અને વિષયમાં મચ્યા રહ્યા હતા. તેથી આપણે જે લડાઇઓ જીતી છે તે કરતાં અનેક મોટી લડાઇઓમાં જીત મેળવવાની બાકી છે એ વાત તેના સ્વપ્નામાં પણ આ વેળાએ રહી ન હોતી. માટે એવું જો બીજા વધારે દહાડા ચાલ્યા કર્યું હોત તો તે લોકો લડાઈના કામમાં છેકજ નિરૂપયોગી થઈ ગયા હોત, પણ ઉપર કહેલી મુદત પતી રહે એટલામાં આંતિ-પાતરે આમિંતાસ સાથે તેર સાડા તેર હજાર પાયદળ અને દોડ હજાર સ્વારો માસિડો-નિયાથી મોકલી દીધા. તેને લડાઈની કળા શીખવવા માટે સિકદરે જે નિયમ પકડ્યો તેથી પેલા આળસુ થઈ ગએલા સિપાઇઓ નાચરંગ તજી દઇને પાછા પૂર્વ સ્થિતિમાં આવ્યા.

પછી બાબિલનથી તેની સ્વારી સિતાસિના પ્રાંતમાં આવી. એ પ્રાંતની જમીન ઘણી સારી અને જે જોઇએ તે પાકી શકે એવી ફળદ્રુપ હતી. વળી ત્યાંની હવા પણ ઘણી સુખદાયક લાગી તેથી ત્યાં કેટલાએક દિવસ રેહેવાનો ઠરાવ કર્યો. પણ બાબિલન પ્રમાણે આપણા લોકો એશઆરામમાં ગુલતાન ન થાય તથા કંઈ સારો હેતુ સિદ્ધ થાય માટે તેણે કેટલાએક સરદાર લોકોની એક મંડળી નીમીને તેને ફરમાવ્યું કે ગઈ લડાઈમાં કોણે કોણે કેવું પરાક્રમ કર્યું હતું અને કયા માણસો કેવા પ્રકારની બક્ષીસ આપવાને લાયક છે તે તપાસી કાઢવું. એ કામથી દરેક માણસને પોતાના સાહસ, સંકટ, અને પ્રાક્રમનો સં-પૂર્ણ ઇતિહાસ આપવો પડ્યો. અને તે સપ્રમાણ ખરો કરી આપવો પડ્યો, એ કામ

નીકળવાથી તેના આખા લશ્કરમાં ચળ વચળ થઈ રહી, પણ તેમાં શૂરા સિપાઈઓના પરાક્રમને સાક્ષીઓનો તોટો ન હોતો. કારણ તે તેમના કામો હજારો માણસની રૂબરૂ બન્યાં હતા. આ મંડળીની રૂબરૂ ઘણાં માણસોએ- પોતાની હકીકત કહી અને તે પૂરાવો આપી ને સાબીત કરી. તે સર્વનો વિચાર કરીને તે મંડળીએ બધા લશ્કરમાંથી આઠ આસામીને વધારે લાયકી વાળા ગણીને વીણી કાઢ્યા. તેને સિકંદરે મોટી પદવીઓ આપીને એક એક હજાર માણસની પલટણનું નાયકપણું આપ્યું. એ ક્રિયા જોવા સારૂ સિપાઈઓનાં ટોળે ટોળાં દોડતાં આવતાં હતાં. તેમાં જેમણે આ લડાઈમાં પોતાની શક્તિ પ્રમાણે થોડી ઘણી તરવાર બજાવી હતી, તેને આ પ્રસંગ કેટલા આનંદનો લાગતો હશે તે કેહેવાની જરૂર નથી. પણ જે બાયલાં અને બીકણ લોકોએ તે મંડળીને સંભળાવવા સરખાં કંઈ એ પરાક્રમ કર્યાં નહોતા તેને આ વેળાએ સરમાઈ મરવું પડયું હતું. જે લોકો પોતાના કર્તવ્ય કર્મો વખતે'વખતે ઘટતી રીતે બજાવતા નથી તેમને નીચું જોવાની વારી કોઈ કાઈ વાર આવશેજ એ નક્કી સમજવું.

સિકંદર બાબિલનથી નીકળેલો ચોવીસ દિવસે સુસા નામે શેહેરપાસે આવી પહોંચ્યો. ત્યાંનો સુબેદાર આબ્યુતિતીસ નામે હતો તેણે વખત ઓળખીને પોતાના છોકરા સાથે કેટલા માણસ આપીને બાદશાહને આદરમાન આપવા સારૂ સામો મોકલ્યો- તે તેમને કોઆસ્પિક નામની નદી આગળ લાવ્યો. એ નદીના પાણી ઘણાં નીર્મળ અને રૂચિકર હતાં તે પાણી વગર બીજું પાણી ઇરાની બાદશાહ પીતા નહોતા. કદાપિ તેની સવારી ઘણે આઘે જવાની હોય તો તે પાણીનો પુષ્કળ જથ્થો સાથે રાખતા હતા તેથી તેમને ઘણા દહાડા સુધી તેની તાણ પડતી નહોતી. તે નદી આગળ પેલી મંડળી આવી પહોંચી એટલામાં આબ્યુતિતીસ પણ ત્યાં કેટલાંએક માણસો સાથે આવીને, ઘણી નમ્રતાથી મળ્યો. તે વેળા તેણે જે નજરાણું કર્યું તેમાં ઘણી ચમત્કારીક વસ્તુઓ હતી. તેમાં કેટલાંએક ઘણાં ઉતાવળાં ચાલનારાં ઉંટ અને બાર હાથી હતા. તે ડરાયસે હિંદુસ્તાનથી મંગાવીને તેના ઉપર મોકલાવ્યા હતા. એ નજરાણું લીધા પછી સિકંદરની સ્વારી શેહેરમાં દાખલ થઈ. ત્યાં ડરાયસના પૂર્વજોએ જે મોટો ખજાનો ઘણા વર્ષ સુધી નાના પ્રકારનો ઉદ્યોગ કરીને જમાવી રાખ્યો હતો તે તેને વગર મેહેનતે મળી ગયો. પોતાના વારસોને સંકટ સમયે દ્રવ્ય સારૂ બીજાના મોડા સામું જોવું ન પડે માટે તે પૈસો તેણે સંચકી રાખ્યો હતો. પણ ઈશ્વરી સંકેત કંઈજ ન્યારોજ હોવાથી તેની મતલબ એક બાજુ ઉપર રહીજઇને આમ બન્યું. જે દ્રવ્ય લોભી માણસો જાતે દુઃખ વેઠીને છોકરાં છૈયાંને ઉપયોગી થઈ પડવાની આશાએ સંગ્રહ કરેછે તેમણે આ વાત ઉપરથી શીખામણ લેવી જોઇએ. એ ઉપરથી કંઈ ઉડાઉપણું કરીને પૈસા ઉડાવી નાંખી મોજમઝા ભોગવવી એવો અમારો અભિપ્રાય નથી. સત્કાર્યમાં પૈસો ખરચવો એજ પૈસાનો ખરો ઉપયોગ છે. અને ખુદ સિકંદર બાદશાહનું મત પણ તેવુંજ હતું. ડરાયસનો આવડો મોટો ખજાનો તેને હાથ આવ્યો. તો પણ તેનો ખરચ તેણે પોતાના વૈભવ અથવા અસત્કાર્યમાં કર્યો નહિ. તે આ પૈસાનો પોતાને સંરક્ષક માનતો હતો. અને તેમાંથી તે સદગુણ અને હિંમતની વૃદ્ધિ થવા સારૂ

જ માત્ર ધણી સંભાળથી ખરચતો હતો. આવો પુખ્ત વિચાર તેની ભરજુવાનીમાં તેનામાં હતો એ વાત તેને અત્યંત ભૂષણપ્રદ છે.

સુસા શેહેરમાંથી જે મુલ્યવાન વસ્તુઓ તેને મળી તેમાં એક પ્રકારનો આસમાની રંગ બનાવવાનો પદાર્થ હતો તેની કીંમત એક તોલાની આશરે વીસ રૂપિઆ થતી હતી. અને તેનું વજન કેટલાએક ખાંડી હતું. વળી ત્યાં હાર્મોદિયસ* અને અરસ્તોજીતનની ‡ પીતળની મૂર્તિઓ હતી તે તેણે ત્યાંથી કાઢીને આથેન્સ શેહેરમાં મોકલી દીધી. પછી ત્યાંથી નીકળવાની વખતે તેનો મુખ્ય અધિકાર પહેલાં પ્રમાણે આબ્યુતિતીસને આપીને તેના હાથ નીચે આર્ચીલાસ અને મેઝારસ નામે પોતાના બે સરદાર આપ્યા તથા તેમના હાથ તળે આસરે પાંચ હજારનું સિપાઇનું પોતાના ભરોસાવાળું લશ્કર મૂક્યું. આ ગોઠવણ ઉપરથી સિકંદર કેવો ચતુર અને સામા ધણીની મરજી સાચવીને પોતાની મતલબ સાધવામાં કેટલો હોશિઆર હતો તે ખુલ્લું માલમ પડે છે.

પછી ડરાયસની મા અને તેનાં છોકરાંઓને સુસામાં સારા બંદોબસ્તથી રાખ્યાં. તેના ખરચખુટણ અને બીજી સગવડની ગોઠવણ કરતો હતો એટલામાં માસિડોનિયાથી તરેહ તરેહના ઊંચાં ઊંચાં વસ્ત્રો તેની પાસે આવ્યાં તેમાંનાં કેટલાંએક ભારે કીંમતનાં વીણી કાઢીને તેણે સિસિગ્યાંબિસને ભેટ મોકલ્યાં તેની સાથે તેને એવું જણાવ્યું કે જે કારીગરોએ આ લુગડાં વણી તથા શીવીને તૈયાર કર્યાંછે, તેને જો તમારી મરજીમાં આવે તો તમારી તેનાતમાં રાખીને તેની પાસે તે કળા તમારા કુટુંબના માણસોને શીખવો. ઊનનાં લુગડાં વણવાં એ ઘણું નીચું કામ છે. એવી ઇરાની બઇરાંઓની સમજણ હોવાથી સિકંદરનો આ સંદેશો કાને પડતાંજ સિસિગ્યાંબિસની આંખોમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં. અને મારૂં આવું અપમાન કદી કોઇએ કર્યું નહોતું એવું મહા માઠું લાગેલું તેના ચેહેરા ઉપરથી ખુલ્લું જણાવા લાગ્યું. તે સર્વ હકીગત જ્યારે સિકંદરે જાણી ત્યારે તેને ઘણું ખોટું લાગ્યું. અને જે વાત ઉપરથી સિસિગ્યાંબિસને આવડું દુઃખ થયું તે વાતનો પેહેલાં ખુલાસો કરીને તેનું સમાધાન કરવાની આપણી અવશ્યની ફરજ છે એવું તેના મનમાં આવવાથી લાગલોજ પોતાની કચેરીમાંથી ઉઠીને તેની કોટડીમાં ગયો અને તેને કહેવા લાગ્યો, "માતુશ્રી, આ જે અંગરખો મારા શરીર ઉપર છે, તે મારી બેન તરફથી મને ભેટ મળેલો છે. એટલુંજ નહિ પણ એ તેણે ખુદ પોતાને હાથે વણેલો છે. એ ઉપરથી જુઓ કે જે ભૂલ મારાથી થઈ તે મારા દેશના રીવાજ ઉપરથી, અજાણપણે થઈ છે. તમારૂં મન દુઃખવવાનો મારો હેતુ મુદલે હતો નહિ. તમારી રીતભાતથી ઉલટું મારાથી કદિપણ બનવાનું નથી. એ ખચિત સમજજો. માએ બેસવાનું ફરમાવ્યા વગર તેની રૂબરૂમાં છોકરાંએ બેસવાનો તમારો મોટો ગુન્હો ગણાય છે. એ હું ઘણા દિવસ થયાં જાણુંછું. તેથી હું તમારી સાથે કેવો ચાલું છું તે તમે જુવોજ છો. તમે બેસવાનું કહ્યા વિના તમારી રૂબરૂમાં હું આજ સુધી કદિ બેઠો નથી. અને તમે મને જ્યારે જ્યારે પગે લાગવા મંડ્યાં. ત્યારે

* એ એક મોટો પ્રસિદ્ધ આથેન્સવાશી હતો.

‡ એ પણ એક તેનો સોબતી મહા શૂરો આથેન્સવાશી હતો.

ત્યારે મને મારાથી સહન ન થાય એટલું માઠું લાગતું હતું તે હું તમને જણાવતોજ હતો. તમારા વિશે મારી પૂજ્યબુદ્ધિ છે. માટેજ હું તેમને ઘણા હેતથી મા, મા કહુંછું. જે ખઈ જોતાં જેણે મને જન્મ આપ્યો તે ઓલિપિયાસનેજ એ નામે બોલાવવી ઘટારત છે." એ ઉપરથી આપણે મુખ્યત્વે કરીને બે વાતોથી જાણીતા થઇએ છીએ. તે એ કે ગ્રીક લોકોનાં છોકરાંઓ ગમે તેટલાં મોટાં થાય તોપણ તે માબાપનું ઘણુંજ માન રાખેછે. અને બીજી રાજ્યકુળની મોટી મોટી સ્ત્રીઓ પોતાને હાથે ઉન અને સુતરાઉ વણાટ કામ કરેછે. અને તેમના હાથથી બનેલાં અંગરખાં વગેરે લુગડાં તેમનાં સગાવહાલાંઓ ઘણી હોંશથી વાપરે છે. એ બંને ચાલ ઘણા સારા છે. તે આપણામાં દાખલ કરવાને આખા દેશના લોકોએ મન લગાડવું જોઈએ.

એવીરીતે સિસિગ્યાંબિસને ટાઢી પાડી તથા બીજા રાજકાજ આટોપીને બાદશાહ બાર હજાર પાયદળ અને ત્રણ હજાર સ્વારોનું નવું લશ્કર લઇને પાસિતેગ્રીસ નદી પાર કરીને યુક્ષી નામે પ્રાંતમાં દાખલ થયો. આ પ્રાંત લાંબો અને સાંકડો હોવાથી પટી સરખો સુસા અને ઇરાની રાજ્યની વચ્ચે આવેલો હતો. તેનો સુબેદાર માદિર્તીસ નામે હતો, તે પવનને આધીન કે કેવળ સ્વાર્થિ નહોતો, પણ ડરાયસનો એક ખરેખરો નિમકહલાલ ચાકર અને મહાશૂરો હતો. તેથી પોતાના શેહેરના દરવાજા બંધ કરીને સિકંદર સાથે લડવાને તૈયાર થઈ બેઠો હતો. તથાપિ જ્યારે દરવાજા ભાંગીને માસિડોનિયન લોકો શેહેરમાં દાખલ થયા ત્યારે તે પોતાના લશ્કર સાથે કિલ્લામાં ભરાયો. ત્યાં તેને લાગ્યું કે આપણાથી અહીં આખર સુધી નીભાવાનું નથી માટે તેણે પોતાના ત્રીસ વકીલોને અભય વચન મેળવવા સારૂ સિકંદર પાસે મોકલ્યા. તેમનું બોલવું સિસિગ્યાંબિસની મધ્યસ્તીથી સિકંદરે કબૂલ રાખ્યું. એટલુંજ નહિ પણ ત્યાંથી કેદ પકડાયલા માણસોને છોડી દઈને તેમણે જમીનનું ગણોતન ભરતાં ખેતી કરીને પોતાનું ગુજરાન ચલાવવું એવો ઠરાવ કર્યો. એમ બનવાનું કારણ માદિતિસ સિસિગ્યાંબિસનો સગો હતો તે હશે. એ પ્રમાણે જો ખુદ તેનો દીકરો ડરાએસ એ પ્રમાણે જીત્યો હોત તો તે આટલી મર્યાદા ને માન રાખત કે નહિ તે શંકાછે.

યુક્ષી પ્રાંત જીતી લીધા પછી તેણે પોતાના લશ્કરનો એક ભાગ પાર્મિનિઓના તાબામાં સોંપીને તેને સીધી વાટે ઈરાન ભણી જવાને ફરમાવ્યું અને પોતે થોડું એક લશ્કર લઇને આડીવાટે પર્વત કોતર ચડતો ઉતરતો તેણી મેરજવા સારૂ નીકળ્યો. તે પાંચમે દહાડે સુસા ઘાટમાં આવી પહોંચ્યો. ત્યાં આરિઓબાર્ઝાનીસ નામનો ઈરાની સુબેદાર હતો તેણે સિકંદરનું લશ્કર ઉપર ચઢીને પોતાના દેશમાં ના આવી શકે માટે રસ્તામાં એક મોટી મજબુત ભોંત બાંધીહતી અને તે ઘાટને મથાળે સંખ્યાબંધ રાની (જંગલી) લોકોની ચોકી રાખી હતી તે એવી યુક્તિબંધ રાખી હતીકે હેઠેથી એકે તીર લાગે નહિ આ ઠેકાણે સિકંદરનુ લશકર ઉપર ચડતું નજરે પડતાંજ પેલા જંગલી ચોકીવાનોએ એવાતો પથર ગબડાવી દીધા કે તેથી સિપાઈની આખી હારની હાર તેની તળે છૂદાઈ મરણ પામી. એથી સિકંદર ઘણી ફિકરમાં પડયો. અને શું કરવું સુજે નહિ આખરે આગળ જવાનો કશોએ ઉપાયન રહેવાથી પોતાનાં માણસોને પાછાં વળવાનો હુકમ કર્યો તેથી પાછા

ફરીને એક ટેકરીને ઓથે શોકાતુર થઇને બેઠા હતા તેવામાં સાથેના કેદમાં પડી રહેલામાં-થી એક જણ સિકંદર આગળ આવીને બોલ્યો કે મને હુકમ હોયતો હું વગર અડચણે ઉપર જવાનો રસ્તો બતાવું છું. એ તેનું બોલવું તેણે કબૂલ કર્યું એટલે તેણે ખરેખરોજ એક ઘણો સેહેલો અને સારો રસ્તો બતાવ્યો. તે રસ્તે બધા જણા ઉપર ચડ્યા. અને ઘણા જોસ્સાથી પેલા રાની ચોકીદારો ઉપર તુટી પડીને તેને જમીન દોસ્ત કર્યા! એમાં જે નાઠો તે બચ્યો પણ જે હાથમાં આવ્યા તેના માસિડોનિયન લોકોએ કટકે કટકા કરી નાં-ખ્યા. એટલામાં ફિલોતાસ, આમિંતાસ ઈત્યાદિ તેના સરદારો જે બીજે રસ્તે આવવા સારૂ નીકળ્યા હતા તે તેને આવી મળ્યા. તેથી સિકંદરના લશ્કરનો સારોજમાવ થવાથી તે જં-ગલી લોકોનો સમુળગો નાશ થયો. એ નાસા નાસમાં આરિઓબાર્ઝાનીસ ૭૪ લઇને નાશી ગયો.

એટલું થયા પછી સિકંદરે સીધો ઇરાનનો રસ્તો પકડયો. અને પરસિપોલિસ ભણી ચાલ્યો. ત્યાં તિરિદાતિસ નામે એક સુબેદાર હતો તેને સિકંદર આપણા ઉપર આવે છે એવી ખબર થતાંજ તેણે તેને લખી મોકલ્યું કે. "અહીં ડરાયસનો મોટો ખજાનોછે, તે જે લોકોના કબજામાં છે તે તમને નજીક આવેલા જાણીને ખજાનો લૂટવાના મનસુબામાંછે. માટે તમારે ઉતાવળા આવવું જોઇએ. રસ્તામાં આરાકિસસ નદી સુધી જરા અડચણ વાળો રસ્તો છે; પણ પછી સારો છે. ઉતાવળા આવો. હું વાટ જોઇને બેઠો છું." એ કાગળ પોહોચ્યા પછી તેની સ્વારી ઘણી ત્વરાથી ચાલવા માંડી. તેમાં આરાકિસસ નદી ઉતરતાં પણ હરકત નડી નહિ કેમકે તેના ઉપર કામ ચલાઉ પૂલ બાંધેલો હતો. આગળ ચાલતાં પરસિપોલીસની નજીક આવ્યો. ત્યારે ત્યાં આસરે આઠસેં, નવસે ગ્રીક લોકો દુઃ-ખમાં ટળવળતા તેની નજરે પડ્યા. તે બધા જખમી થયા હતા. તેમાં કોઇ હાથ ભાગેલો, કોઈ પગ ભાંગેલો, કોઈ નાક કપાયેલો, અને કોઈ કાંણો થયેલો, વળી તેમાં કોઈ તો છેકજ ઠુંઠા, લંગડા, આંધળા, અને બેહેરા પડ્યા પડ્યા રીબાતા હતા. તે જોઇને સિકંદર બાદ-શાહને અતિશય માઠું લાગ્યું અને ઇરાની લોકોએ ગ્રીક લોકોને પેહેલાં જે દુઃખ દીધું હતું તે સર્વ આવેળા તેના મનમાં આવીને ઉભું રહ્યું તેથી તે વેર ક્યારે લેવાય એવું તેને થવા લાગ્યું. તથાપિ તે આ વખતે એક કોરણે મૂકીને તેણે તેમને ટાઢા પાડ્યા અને કહ્યું કે, "ભાઇઓ, થએલી વાતનો ઉપાય નથી. પણ તમે હવે નિરાશ થશો નહિ.તમારો કુટુંબ પ-રિવાર ઝટ તમારી નજરે પડશે." એવું બોલતાં તેની આંખોમાંથી દડદડ આંસુ વહેતાં હતાં. પણ પેલા જખમીઓને પોતાના દુઃખનો છોડો આવેલો લાગીને તેમને ઘણો આ-નંદ થતો હતો. તથાપિ તેમાં પણ તેમને તરેહ તરેહની કલ્પના આવવાથી તેમના ચેહેરા વિલક્ષણ દેખાવા લાગ્યા. અને તેમાંનો એક જણ ઉભો થઇને સિકંદરને પગે લાગી બો-લ્યો, "મહારાજ, ઇરાની લોકોએ માત્ર દુષ્ટ બુદ્ધિથી અમારા આ હાલ કર્યા છે. એ સ્વ-રૂપથી અમારા દેશી ભાઇઓ અને સગાં વહાલાની નજરે પડવા કરતાં મોત સારૂં નથી કે? જે દુઃખ મટી શકતું નથી તે ધીરજથી ખમવું એજ સારો રસ્તો છે. વિપતકાળમાં પડેલા માણસને એકાંતવાસ અને પેહેલાંની સુખાવસ્થાનો ભુલાવો એ બે ફાયદાની વાતો

લાગે છે. વળી આટલી મોટી મજલ અમારા જેવા જખમી અને નાચારોને પરમ દુઃખકારક છે મહારાજ, જે મુસાફરીથી આપણી સાથેના નવા, જુવાન જોદ્ધ અને ફતેહમંદ સિપાઈઓ છેકજ કંટાળી ગયાછે તે મુસાફરી અમે લુલાં પાંગળાંથી શી રીતે થાય વારૂ ? હવે અમારે આ દુનિયામાં માત્ર એટલુંજ રહ્યુંછે કે જે થોડા દિવસ અમારા જીવતરના બચેલા છે તે કહાડીને એક દહાડો મરવું. એ વગર બીજું હવે અમારે કશું રહ્યું નથી." એ બોલવું સિકંદરે નિરાંતે સાંભળી લઇને તેને આમ તેમ બે વાતો કરીને તેમનું સમાધાન કર્યું. તેમાંથી કેટલા એક જણાએ પોતાને દેશ જવાની મરજી જણાવી પણ તે કંઈ સફળ થઈ નહિ કારણ કે પેલાગ્રીકનું ભાષણ તેના મનમાં એવું ઠશી ગયું કે તેમને ત્યાંજ નિરાંતે રહેવા સારૂ બંદોબસ્ત કરવાનો ઠરાવ કર્યો. અને દરેક માણસને ૩૦૦૦ *દ્રાકમાસ રોકડા, પુરૂષને પાંચે પોષાક. સ્ત્રીને પાંચ પોષાક, એક હોળ, જમીન ખેડવા સારૂ બે જોડ બળદ, અને વાવવા સારૂ કેટલુંક ધાન્ય અપાવ્યું. વળી ત્યાંના સુબેદારને સખ્ત હુકમ કર્યો કે આ લોકોને કોઈ રીતે કોઈ હરકત કરે નહિ એવો તમે બંદોસ્ત રાખજો તથા કોઈ રીતનો કર તેની પાસેથી લેશો નહિ. એ ગ્રીક લોકોને ઈરાની લોકોએ પકડી આણીને કેટલાક વર્ષસુધી ગુલામ બનાવી પશુ કરતાં એ અતિ નીચ રીતે તેની સાથે વર્તી આખરે આવી હાલતે પહોંચાડયા હતા. તેથી આપણે સ્વતંત્ર થઈશું એવું તે બિચારાના સ્વપ્નામાં પણ કદિ આવ્યું નહોતું તથાપિ પરમેશ્વરની લીલા અબાધ છે ! તેનો સંપૂર્ણ મહિમા કોણ જાણી શકે ? આ વેળા એ ગ્રીકોને તેમનાં દાસપણામાંથી મુકત કરીને સ્વતંત્રતા આપી તેથી તેમણે તેનો ઘણો પાડ માન્યો. ગરીબોનાં દુઃખ નિવારણ કરવાના અલૌકિક આનંદની મીઠાશ જેના અંતઃકરણમાં લાગે છે તેને સાબાશી ઘટેછે.

પરસિપોલિસ શેહેરમાં સિકંદર બાદશાહનો પેહેલો દિવસ આમ તેમ ગયા પછી બીજે દિવસે તેણે પોતાના હાથ નીચેના સર્વ સરદારોને એકઠા કરીને તેમની આગળ બોલ્યો, "ભાઈઓ, આ શેહેર ઘણી મેહેનત ન પડતાં આપણા હાથમાં આવ્યું એ ઘણી ખુશીની વાત છે. એ શેહેર નામાંકિત સાયરસ બાદશાહે બાંધેલું છે, અને એજ અસલ ઈરાનની રાજધાની હતું; ત્યાં અસલના ઘણા ખરા રાજાઓ રેહેતા હતા તેથી તે બીજા શેહેરો કરતાં ઘણું મજબૂત છે; જે લશ્કરે પેહેલાં અર્ધો યુરોપખંડ ઉજડ કર્યો હતો તે અહીંથી નીકળ્યું હતું. અને આપણા ગ્રીક લોકોના પણ તે લશ્કરે ભુંડા હાલ કર્યા હતા; માટે હવે જાઓ, અને જે રીતે તમારી મરજીમાં આવે તેમ વરતો, આ વખત છે !" એથી ભાવતું હતું ને વૈદ્યે કહ્યું, મુજબ સિપાઇઓને આ વાત ઘણી ગમતી હતી, તેમાં રાજાની આજ્ઞા થઈ એટલે લાગલીજ કત્તલ ચાલી. ત્યારે મોતની બીકથી શેહેરના ઘણા લોકો નાશી ગયા પણ કેટલાએક લોભમાં પડીને રહ્યા હતા તેમના તેણે કટકે કટકા કરી નાંખ્યા. પછી તે કતલ કેટલીકવારે સિકંદરે ઢંઢેરો પીટાવીને બંધ પાડી; તથા સ્ત્રીઓનું શિયળવ્રત જે કોઈ બળાત્કારે ભંગ કરશે તેને મોટી સજા થશે એવું જાહેરનામું માંડ્યું. એની પહેલાં તેણે જે શેહેર લીધાં હતાં તેમાં પુષ્કળ દ્રવ્ય તેને મળ્યું હતું ખરૂં, પરંતુ આ શેહેરમાંથી

* ૧ દ્રાકમાસ એટલે આસરે સાડા સાત રૂપિયાની કિંમતનો એક શિક્કો.

મળેલી દોલત આગળ તે કશી ગણતીમાં નહોતી એવું જણાય છે. જુવો મીત્ર ખજાનામાં-થીજ તેને ૧૨૦૦૦૦ ટાલેંટ એટલે અરાડ કરોડ રૂપિયા રોકડા મળ્યા. એ વગર સોના રૂપાની ઢાળકીઓના મોટા મોટા ઢગલાને ઢગલાજ પડેલા હતા. એ વગર અપરિમિત કિમતનો ઉંચો ઉંચો સામાન હાથ આવ્યો તે જુદોજ. વળી. તેની જોડે શેહેરમાંથી મળેલી લૂટ પણ ખરી! મતલબ કે આ વેળાએ સિકંદર બાદશાહ અને તેના લશ્કર ઉપર દોલતનો જાણે વરસાદ વરસી રહ્યો હતો એમ કહી શું તો ખોટું નથી.

એ શેહેર માંહેલી ગરબડ પત્યા પછી ત્યાંથી નીકળવાની આગમચ સિકંદરે પોતાના બધા મિત્ર મંડળને એક મોટી મીજબાની આપી. તે વેળા ત્યાં કેટલીએક સ્ત્રીઓ પણ આવી હતી. તેમાં થાઇસ નામે એક વેશ્યા હતી. તે પોતાની વાક્ ચાતુરી વડે બીજાનું મન રીઝવવાની કળામાં ઘણી હોંશીઆર હતી. તેણે આ મીજબાની વેળાએ સિકંદર બાદશાહને ઘણી નમ્રતાથી અરજ કરીકે, "જર્કસિસ બાદશાહે બાંધેલું અહીંઆનું મોટું રાજ્યમંદીર બાળી નાંખવાની પરવાનગી જો સરકાર મને આપશે તો તે કામ હું મોટી ખુશીથી બજાવીશ. એટલે આ ઘરાની રાજાએ આપણા ગ્રીક લોકોને જે અપરિમિત દુઃખો આજ સુધી દીધાં છે. તેનું વેર સરકાર સ્વારી સાથેના સરદારો કરતાં સાધારણ બૈરીએ વધારે લીધું એમ આખી દુનિયામાં થશે." એ સાંભળતાંજ સિકંદર જાતે હાથમાં એક મોટી બળતી મશાલ લઇને તે રાજ મેહેલ ભણી ગયો અને સળગાવ્યો. ત્યારે તેની સાથેનાં માણસોએ પણ પોતાની મશાલો તેમાં ફેરવી તેથી તે ભડભડાટ બળવા માંડ્યું એટલામાં તેને એ કામનો પશ્ચાતાપ થયો અને તરત હોલવી નાંખવાનો હુકમ કર્યો. તેથી તે લોકોએ તે આગ ઓલવી નાંખી. સિકંદર સરખાને આવા ધિકારપાત્ર કર્મવડે પોતાના દુશ્મન સાથે વેર લેવાની ઇચ્છા થાય, એ મોટી નવાઇ લાગે છે. તથાપિ આ વાતની સાચાઈ બાબત તલમાત્રની શંકા નથી. માણસની વૃત્તી ઘણી ચમત્કારિક વસ્તુછે. તેનો રંગ કઈ વેળા એ કેવો થશે એનો નિયમ નથી! જે શોધક મુશાફરો આ શેહેરમાં આવે-છે તે આ રાજ્યમંદીરની ઇતિહાસ પ્રસિદ્ધ જગા જોયા વગર ત્યાંથી જતા નથી.

સિકંદર બાદશાહ જન્મથીજ મોટો ઉદાર હતો. અને તેનો વૈભવ જેમજેમ વધતો ગયો તેમ તેમ તેની ઉદારતા પણ વધતી ગઈ. પર્સિપોલિસ શેહેરમાં તેણે પોતાના લોકોની એક મોટી દરબાર ભરીને તે માંહેના લોકોને મોટી મોટી બક્ષીસો આપી. એમ તે વારંવાર કરતો હતો. તે એની મા ઓલિંપિયાસને ગમતું નહોતું. તેથી આ અરસામાં તેની ભણીથી એક કાગળ આવ્યો. તેમાં તેણે એવું લખ્યું હતું કે, "તું તારા મિત્રોને મોટાં મોટાં ઇનામો આપે છે, એ હું કંઈ ખોટું કેહેતી નથી. રાજામાંઉદારતા હોય તે તેને સોભા આપનારી છે. તથાપિ, બીજી વાતો પ્રમાણે તેની પણ હદ હોવી જોઇએ. તારી ઉદારતાથી તેઓ રાજા થઇ ગયા છે. અને તેં તેમના ઉપર પૈસાનો વરસાદ વરસાવી મુક્યો છે. તેણે કરીને તેમણે ઘણા લોકોને પોતાના જીવજાન દોસ્તો કરી લીધા છે. એજ પૈસા જો તું તેને ન આપત અને કરેકસરથી વર્તત તો તે બધા લોકો તારા જીવજાન દોસ્તો થાત અને વખત આવે તને ઉપયોગી થઇ પડત." એવી મતલબના તેનાં અનેક કાગળો

પેહેલાં પણ આવ્યાં હતાં. તે તેણે કોઇને ન દેખાડાવતાં એક પેટીમાં ઘાલી મૂક્યા હતા. તે કાઢીને એકવાર સિકંદર વાંચવા બેઠો હતો તેવામાં તેનો મિત્ર હીફીસ્તિયન તેની પાસે જઇને તેના હાથમાંનું પત્ર વાંચવા લાગ્યો. તે તેણે બધું વાંચવા દીધા પછી પોતાના હાથની વીંટી ઉપરનો શિક્કો તેને મોડે દીધો; એમ કરીને એવું જણાવ્યું કે; આ વાત મોડામાંથી કદી બહાર કાઢીશ નહિ, સિકંદર પોતાની માને સંતોષ પમાડવાને સારૂ નાના પ્રકારના નજરાણા મોકલતો હતો. તથાપિ રાજ્યકારભારમાં તેણે લગારે હાથ ઘાલવો ન જોઇએ એવું ઇચ્છતો હતો. બાદશાહ જ્યારે માસિડોનિયા છોડીને નીકળ્યો ત્યારે તે દેશનો કારભાર આંતિપાતરને સોંપ્યો હતો તે કરતો હતો. તેમાં તેની મા વચ્ચે પડીને કોઈ કોઇ વાર ઘણી ગરબડ કરતી હતી. તેથી આંતિપાતરને સુડી વચ્ચેનું સોપારી જેવું થયું હતું આણીમેર રાજાજ્ઞા અને તેણીમેર રાજ્યમાતા હતી. તેથી અકળાઇને તેણે એકવાર તે બાબત સર્વ હકીગત એક લાંબા કાંગળમાં લખીને સિકંદરને જણાવી. તે વાંચી જોયા પછી જરા હશીને બોલ્યો, "મારી માતુશ્રીના આસુંના એક ટીપાને આવા દશ હજાર કાગળો લુછી નાંખવાને હું અડચણ ધારતો નથી એ શું આંતિપાતરને ખબર નથી કે? આ બે વાતો ઉપરથી તે કેટલો માતૃ ભક્ત હતો તે ખુલ્લું જણાઈ આવે છે. અને જે પુરૂષો સંસારમાં પડતાંજમાં બાપના હાલહવાલ કરવા માંડે છે તેમને આ વાત શિખામણ લેવા જોગ છે.

જે રાજ્યમંદીર બાળી નાંખવાનું ઉપર વર્ણન કર્યું છે તેના આગલા દરવાજા ઉપર જર્કસિજનું* એક મોટું પુતળું એક ઊંચા સિંહાસન ઉપર ઉભું કીધું હતું તે મોટી ગરબડમાં કોઇ ગ્રીક સિપાઇઓએ નીચે ફેંકી દીધું હતું. તેથી તે રસ્તાની ધુળમાં રગદોળાતું હતું તે તેણીમેરથી જતાં સિકંદરની નજરે પડયું. ત્યારે તે લગારવાર સ્તબ્ધ ઉભો રહ્યા પછી તેની ભણી વળીને બોલ્યો, "અરે તેં ગ્રીસ દેશ ઉપર સ્વારીઓ કરીને ત્યાંના લોકોને જેરજેર કર્યા હતા. માટે તને એમને એમ ધુળમાં રગદોળાવા દેઊં, કે તું મોટો ઉદાર અને સદ્ગુણી હતો માટે તારા આસન ઉપર ફરીને તને ઉભો કરૂં?" જુવો, આ વેળાએ જર્કસિના કૂરપણાની જેવી તેને યાદ આવી તેવીજ તેના સદ્ગુણની પણ આવી. શત્રુના અથવા બીજા કોઇના દુર્ગુણ ગાવાને વધારે ડહાપણની જરૂર પડતી નથી. પરંતુ દુશ્મન માંહેના સદ્ગુણોની કિંમત મનમાં લાવવાને અલ્પ બુદ્ધિ બસ નથી. તેમાંનો ખરેખરો પુખ્ત વિચાર જોઇએ. તે સિકંદરનામાં હતો એ કેહેવાની હવે જરૂર રહી નથી.



# भाग ५ मो.

સિકંદર બાદશાહે પર્સિપોલિસ શેહેર લીધા પછી પાસાર્ગદ નામે બીજું શેહેર જીતી લીધું. અને પછી તે દરાયસની પુંઠે લાગવાની તૈયારી કરવા લાગ્યો. દરાયસ તે વખતે ચક-

*એ ઇરાનનો મોટો પરાક્રમી બાદશાહ હતો. તેણે ૮૦૦૦૦૦ માણસો સાથે લઇને ગ્રીસદેશ ઉપર સ્વારી કરી હતી. અને તેને ઈ.સ.પૂ.૪૬૫ ના વર્ષમાં તેનાજ એક સરદારે તેને ઠાર માર્યો હતો.

રાવો આઇને એકબતાના શેહેરમાં આવી પહોંચ્યો હતો. તેનેજ હાલમાં ઇસ્પહાન કહે છે. એ શેહેર તે વેળા મિડિઆ દેશની રાજધાની હતી. આ વખતે ડરાયસ જો કે દુઃખથી ઘેરાયલો હતો, તોપણ તેની સાથે ૩૦૦૦૦ પાયદળ, ૪૦૦૦ ગોફણ મારનારા અને ૩૦૦૦ સ્વાર હતા. એમાં આશરે ૪૦૦ ગ્રીસ લોકો હતા તથા તેમાં ઘણાએક સ્વારો બાકુત્રિયા દેશના હતા તેથી તેનું અધિપતિપણું તેજ દેશના સુબેદાર બીસસ પાસે હતું. આ વેળા ડરાયસને જ્યારે માલમ પડ્યું કે સિકંદર મારી શોધ કરતો આવે છે, ત્યારે તેણે પોતાનો સામાન સારંજામ આડી વાટે આગળ પહોંચાડીને એક દીવસે પોતાના સરદારોને બોલાવી ને કહ્યું, "મિત્રો લડાઇનો આરંભ થયો ત્યારે મારા લશ્કરમાં લાખો માણસો હતાં; તે સઘળા મારા જીવ માટે પોતાનો જીવ આપશે એવું મને લાગતું હતું. તથાપિ જ્યારે વખત ફર્યો એટલે ઘણાખરા મને છોડીને ચાલ્યા ગયા. તમે તમારી સ્વરાજ નિષ્ટા અને ઇમાનદારીથી મને વળગી રહ્યાછો એ તમને અત્યંત શોભા આપનારૂં છે. અને મને સંતોષ પમાડનારૂં છે. તમે મારી પાસે છો, માટેજ હું રાજાછું એમ મને લાગેછે. જે વિશ્વાસઘાતી નિમકહરામ લોકો પોતાની ઇમાનદારી છોડીને મને મુકી ગયા છે. તેને દુશ્મને મોટાં મોટાં કામો આપ્યાં છે. કેટલાએકો તો મારા શેહેરોના સુબેદારો થઈ બેઠા છે! સિકંદરે તેને જે એવડું મોટપણ આપ્યું છે તે તેના પરાક્રમ કે સદ્‌ગુણ ઉપરથી આપ્યુંછે. એમ લગારે સમજશો નહિ. તેની મતલબ જુદીજ છે. તે એ કે તેનો વૈભવ જોઇને તમે પણ તેની પેઠે બળતા ઘરના દાંડા મૂકીને તેને જઈ મળો. તથાપિ તમે મારો પક્ષ પકડીને રહ્યાછો એ પરમેશ્વરને ગમતું છે. માટે તેનું ઘટતું ફળ તે તમને આપશે એ નક્કી માનજો. તમે પણ શૂરવીર છો, એટલે તમે જો ખમ ઠોકીને નિરંતર મારી મદદમાં તૈયાર રેહેશો તો શત્રુ ગમે તેવો બળવાન હશે તોપણ તેનાં હાડકાં રઝળાવી નાંખીશું! હું દાંતે તૃણ લઇને શરણ જઇને 'તમારી મરજીમાં આવે તેટલું રાજ્ય તું મારી પાસે રેહેવા દે પણ મારો સમુળો નાશ કરીશ નહિ, એવું કહીશ એમ કોઇને લાગેછે કે? એમ જેને લાગતું હોય તો તે ભુલેછે. જે રાજ્યમુગટ હાલમાં મારા માથા ઉપર છે તે રેહેવા દેવો કે લઈ લેવો એ પરમેશ્વરના હાથમાં છે, માણસના હાથમાં નથી મારૂં રાજત્વ અને મારાં જીવતરની સમાપ્તિ તેણે નિર્માણ કરેલે વખતે થશે. વેહેલી મોડી થવાની નથી. વળી તમારી હિંમત અને દૃઢ નિશ્ચય આવોને આવો અચળ રેહેશે તો તમારે તે ઉન્મત્ત માસિડોનિયન લોકોના પગ તળે ચંપાવાનો પ્રસંગ આવવાનો નથી એ ખચિત્ત સમજજો." એ ભાષાણ સાંભળીને તે સરદારોને ભારે જોસ્સો ચઢ્યો; અને લડાઈમાં મરીશું પણ રાજાનો પક્ષ છોડીશું નહિ, એવી કડણ પ્રતિજ્ઞા કરીને તેઓએ એકદમ મોટી જય ગર્જના કરી.

એ બહારથી દેખાતું સર્વ ઠીક થયું. પરંતુ તેના લશ્કરની અંદરની સ્થિતી સારી નહોતી. ઇરાનના મુખ્ય સરદારોમાં નાર્વઝાનીસ કરીને એક ગૃહસ્થ હતો. તે અને બીસસ એ બંને જણ એકચિત્ત થઇને ડરાયસના નાશનો પ્રકર્ણ ઘણી છાની રીતે કરતા હતા. તેમણે લશ્કર માંહેના બીજા કેટલાએક જણાને પોતાનામાં ભેળી મનસુબો ઠરાવ્યો કે સર્વ તૈયારી થઇ રહ્યા પછી ડરાયસને કેદ કરીને તેના પગમાં બેડી ઘાલવી. અને એટલામાં

સિકંદર બાદશાહ આપણી પાછળ આવી પહોંચે તો તે કેદી રાજાને હવાલે કરીને તેની મહેરબાની મેળવી આપણી મતલબ સાધી લેવી. અને જો સારી તક મળે તો રાજાને મારી નાખી તેનું રાજ્ય પોતાને સ્વાધિન લઈ સિકંદર સામા લડવાને ઉભા રહેવું. એ બધું ઘણી છાંની રીતે ચાલતું હતું. પણ ઉડતું ઉડતું ડરાયસને કાને આવ્યું, પરંતુ તે તેને ખરૂં ન લાગ્યું. પેત્રન નામે તેના લશ્કરના ગ્રીક સિપાઇઓનો મુખ્ય અમલદાર હતો. તેને પણ એવી ગુણ ગુણ સાંભળી હતી. તેથી તેણે રાજાને એવું કહ્યું કે, આપનો ખાસ તંબુ છે તેને જો ગ્રીક સિપાઇઓની છાવણીમાં ઠોકાવશો તો તમારા જીવને મુદલે બીક રહેશે નહિ તથાપિ એ બોલવું ડરાયસને પસંદ પડ્યું નહિ. અને સ્વજાતિ અભિમાન મનમાં આણીને પેત્રનને જવાબ આપ્યો, "મારા દેશના લોકો મને જો ફસાવે તો તેનું મને એટલું દુઃખ લાગશે નહિ; તથાપિ તે મારો વિશ્વાસઘાત કરશે એવું માત્ર મનમાં આણવાથીજ મને મહા દુઃખ થાયછે; તો પછી તે જણાવ્યાથી મને કેવું માઠું લાગે તેનો વિચાર તમેજ કરો. પારકા લોકો ગમે તેટલા વિશ્વાસુ અને પ્રમાણિક હોય તોપણ તેના આશ્રયમાં મારો જીવ બચાવવા કરતાં હું મારા સ્વદેશીઓમાં રહીશ પછી તે મને મારો કે જીવાડો! મારાજ લોકો જો મારાથી કંટાળ્યા હશે તો પછી હું સાચવી સાચવીને કેટલું સાચવીશ! વારૂ તેમ કરીને જીવ બચાવ્યો તો તેવું જીવવામાં અર્થ શોછે? એ બોલવું થયા પછી થોડાજ દિવસમાં ડરાયસને પેત્રનની સૂચનાની કિંમત સમજાઈ. એટલે ઉપર કહેલા બંને સરદારોએ તેને એકાએક પકડીને કેદ કર્યો. અને તેના પગમાં સોનાની બેડી ઘાલીને એક બંધ બારણાવાળી ગાડીમાં બેસાડી, ને તાળું મારી, તથા આસપાસ સારો મજબૂત પેહેરો મૂકીને તેમણે બાકૂત્રિઆ ભણી ચાલવા માંડયું! જેના શબ્દ ઝીલવા સારૂ લાખોબંધ લશ્કર ઊંચાં મોડાં કરીને ઉભું રહેતું, તે ડરાયસની આવી અવસ્થા થાય કે? પણ થવાનું તે થયા કરે છે. એ વાત ખરી છે.

એવી રીતે એકબતાનામાંથી ડરાયસ અને ઇરાની લશ્કર નીકળી ગયા પછી શુમારે પાંચમે દહાડે સિકંદર ત્યાં આવી પહોંચ્યો. ત્યારે ત્યાંનો ખજાનો પોતાના તાબામાં લેવાનો પાર્મિનિઓને હુકમ કર્યો. તે પ્રમાણે તેણે લીધો. તેમાંથી ૧૮૦૦૦ ટાલેંટ જડ્યા, તેના ઉપર તેણે સારો મજબૂત પેહેરો મુક્યા પછી પાર્મિનિઓને હિરકાનિયા જવાને ફરમાવ્યું. અને કિલટસ સુસામાં હતો તેને એવું લખી મોકલ્યું કે, તમે એકબતાનામાં આવી ત્યાંના લશ્કરને સાથે લઈ અમને પાર્થિઆ દેશમાં આવી મળવું.

પાછળની એવી ગોઠવણ કરી સિકંદર બાદશાહ થોડાએક વીણી કાઢેલા સિપાઇઓ સાથે લઈને ડરાયસની પૂંઠે લાગવા નીકળ્યો તે અગીઆરમે દિવસે -હાજીસ નામે શેહેરમાં આવ્યો ત્યાંથી કાસ્પિયન સમુદ્ર એક મજલને અંતરે હતો. તેમાંથી ડરાયસ પાર નીકળી ગયાની ખબર તેને મળી. તેથી તે આપણે હાથ આવવો કઠણ સમજીને ઘણો દલગીર થયો. અને એવો નિશ્ચય કર્યો કે થાકેલા બધા લશ્કરને અહીં ચાર દિવસ વિસામો ખવડાવવો. પછી તે હાથમાં આવેછે કે નહીં તે જોવું. તે પ્રમાણે ચાર દિવસ રહીને પછી પાર્થિયન લોકો ઉપર ચડાઈ કરવાના ઇરાદાથી એક મજલ કાપીને કાસ્પિયન સમુદ્રની પાસે

આવી પહોંચ્યો. અને બીજે દહાડે તે ઉતરાંને પેલેપાર ગયો. ત્યાં તેણે એવું સાંભળ્યું કે ડરાયસને વિશ્વાસઘાતી રાજદ્રોહી લોકોએ કેદ કરીને બેડીઓ ઘાલી છે; અને તેના લશ્કરના ગ્રીક લોકો વગર બાકી તમામ લશ્કર તે દુષ્ટના હુકમમાં ચાલવા લાગ્યું છે. એ સઘળું ખરૂં હતું. એ ઉપર કહેલો નીમકહરામપણાનો બનાવ બન્યો ત્યારે પેલા ગ્રીસ લોકો ત્રીજી આડી વાટે નીકળી ગયા હતા. એ લોકોની ઇમાનદારી વિષે પેત્રને ઘણું કહ્યું હતું; તથાપ તેનો તેણે શું જવાબ દીધો અને શું કર્યું તે ઉપર કહેવામાં આવ્યું છે. માણસનું જેવું થવાનું હોય તેવી બુદ્ધિ સુઝેછે, એવું જે કેહેવાય છે તે ખોટું નથી.

ડરાએસની દુર્દશાના એ સમાચાર કાને પડતાંજ તેની પૂંઠ પકડવા સારૂ જવાના વિચારને ઉત્તેજન મળ્યું. અને એની સ્વારી જ્યારે બાકત્રિયામાં આવી પહોંચી તેવારે ત્યાંના લોકો ઘણા ભયભીત થઇને જીવનો બચાવ કરવા સારૂ ઘણા ઘભરાવા લાગ્યા. અને ત્યાં ઠામ ઠામ ગરબડ મચી રેહી. ખરૂં જોતાં તે વેળાએ બીસસનું લશ્કર સિકંદર કરતાં ઘણું વધારે અને જોરાવર હતું; તે બંને વચ્ચે જો લડાઈ થાત તો તેમાં સિકંદરને નકી ફતેહ મળી નહોત પરંતુ આ ઠેકાણે સિકંદરના માત્ર ધાકથીજ તેનું કામ થયું. એટલે સિકંદરની સ્વારી પાસે આવી એટલું સાંભળતાંજ બીસસનાં માણસોનાં ગાત્ર સીથળ થઈ ગયાં તે એટલે સુધી કે ખુદ બીસસને પણ ગભરામણનો પાર રહ્યો નહોતો. તેથી તે પોતાના સોબતીઓ સાથે નાસતો નાસતો ડરાયસ પાસે આવીને કહેવા લાગ્યો કે દુશ્મનો પાસે આવ્યા છે માટે તમે આ ઘોડા ઉપર બેસીને આઘા નીકળી જાઓ; ત્યારે ડરાયસ બોલ્યો. "ઠીક છે, કંઈ ચિંતા નથી. આવવા દો પાસે. જેણે મારા હાલ હવાલ માંડેલા છે, તેને પ્રભુ જોઈ લેશે. એટલાબધે આઘે પણ શા માટે જવું જોઇએ? ખુદ સિકંદર પણ મારો ઇનસાફ કરશે. હું નિમકહરામ લોકોનું કહેલું કદી માનવાનો નથી." એ સાંભળતાંજ બીસસ અને તેના સાથીને પગની ઝાળ માથે ચઢી. તેથી પોતાના હાથમાંના ભાલા વડે ઇરાની બાદશાહને ભચાભચ ભોકી નાંખીને પગથી માથા સુધી જખમોથી ભરી કાડ્યો અને પછી પોતાનો જીવ લઇને નાઠા! તેમાંના બર્ઝાનીસ હિર્કાનિઆ ભણી ગયો અને બીસસે બાકત્રિઆનો રસ્તો લીધો.

આણી મેર સિકંદરનું લશ્કર ડરાયસની શોધ કરતું કરતું હીંડતું હતું. તેમાંના કેટલાએક જણા ચાલતા ચાલતા ઓચિંતા ડરાયસની ગાડી પાસે આવ્યા તે વારે તે અત્યંત વેદનાથી વ્યાકુળ થઈ મોતની વાટ જોતો પડ્યો હતો. તે વખત તેને ઘણી તરસ લાગેલી હતી. તેથી અરે મને જરા પાણી પાવો' એમ મહા દુઃખથી બોલ્યો. એ સાંભળીને પાલિસ્ત્રેતસ નામે એક માસિડોનિયન સિપાઇએ મદ્યનો એક પ્યાલો ભરીને આગળ ધર્યો. તે પીધાથી તેને જરા સાતા વળી હોય એમ લાગ્યું. ડરાયસને માસિડોનિયન ભાષા આવડતી નહોતી. પરંતુ પાલિસ્ત્રેતસની જોડે એક ઇરાની કેદી માસિડોનિયન ભાષા સમજી શકતો હતો તેને આ વેળાએ દુભાષીઆની ગરજ સારી. તેની ભણી વળીને ડરાયસ બોલ્યો, "આવી દુર્દશામાં હું મરૂં છું તો ખરોજ; પણ એવા વખતમાં હું બોલું તે સાંભળવા માટે તમે મારી પાસે છો, એ એક દુઃખમાં સુખ જેવું છે' મારા અંતકાળના બોલો હવે કો-

ગટ જશે નહિ! અરે, સિકંદરને મારો એટલો સંદેશો કહેજો કે, 'તમારા ઉપકાર મારા ઉપર ઘણા થયા છે, એ મારે એક મોટું દેવું છે એ હું સમજું છું; અને તે દેવું વાળ્યા પેહેલા હું મરૂં છું તેથી મને ઘણું માઠું લાગે છે; તથાપિ હું હવે શું કરૂં; મારા બધા ઉપાયો ખુટ્યા; તમે મારા કુટુંબના માંણસોનો પ્રાણ બચાવ્યો એટલુંજ નહિ પણ તેને છેક પેહેલાંના જેવા સુખ વૈભવમાં રાખ્યાં, તેને માટે હું તમારો ઘણોજ ઓશિગણ છું; તમારા શસ્ત્રાસ્ત્રમાં નિરંતર જય વાસ થાય અને તમે આખી પૃથ્વીનું રાજ્ય સદાકાળ ભોગવો તે માટે હું જગદીશ્વરની પ્રાર્થના કરૂંછું; જેણે મને વિશ્વાસઘાત કરીને માર્યોછે, તેનું વેર લેવા સારૂ હું તમને આગ્રહ કરતો નથી; કેમકે તે તમારી ફરજ તમે બજાવશો, એવી મારી પક્કી ખાતરી છે." એટલું બોલી પાલિસ્ત્રેતસના હાથમાં હાથ ઘાલીને ડરાયસે પ્રાણ છોડ્યો. એવી રીતે ઈ. સ. પૂ. ૩૩૦ મા વર્ષના જુલાઈ મહિનામાં ઇરાન દેશ નજોરાવર અને મહત્વાકાંક્ષી બાદશાહની આખર આવી.

એ સમાચાર સિકંદરે જાણ્યા નહોતા. પણ તેના શોધમાં હીંડતો ઓચિંતો ત્યાં આવી પહોંચ્યો. તે વખત ડરાયસે પ્રાણ છોડ્યાને બેચાર પળોજ થઈ હતી. આવડો મોટો પરાક્રમી રાજા, આખે શરીરે જખમથી ભરેલો, અને લોહીથી લદબદ થઈને ફીકે ચેહેરે પરેલો છે તે જોઈ તેની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં તે કેમે કરતાં બંધ પડે નહિ જેમ એકાદ પોતાની નજીકનો વહાલો સગો મરવાથી કોમળ અંતઃકરણવાળા માણસની અવસ્થા થાય છે, તેવી આ વેળાએ સિકંદરની થઈ. તેણે પેહેલાં તો પોતાના શરીર ઉપરનો લડાઈમાં પેહેરવાનો મોટો ડગલો કાઢીને તેને પેહેરાવ્યો અને ઘણું કલ્પાંત કર્યું. અને ઊંડો નિસાસો મૂકીને બોલ્યો, "રાજા ડરાયસ, તને આવી રીતે દુઃખદાયક અને શરમ ભરેલી રીતે મરણ આવવું જોઇએ કે? પણ ઇશ્વર કૃતિ આગળ આપણો શો ઉપાય ચાલે?" માણસના અંતઃકરણની વૃતિનો શો ચમત્કાર છે તે જુઓ. ડરાયસ સિકંદરનો દુશ્મન; તેના મોતથી સિકંદરને બીજી બધી વાતો કરતાં વધારે આનંદ થવો જોઇએ, તેમ ન થતાં ઉલટું તેને મહા દુઃખ થયું! એવાં બીજાં કેટલાંએક ઉદાહરણો ઇતિહાસમાંથી મળે છે. તેની મુળ મતલબ એટલીજ છે કે, જે ખરા શૂરવીરો છે, તેને દુશ્મનને જીતવાથી જેવો સંતોષ થાય છે તેવો કોઈ રીતે શત્રૂના નાશથી થતો નથી; એટલુંજ નહિ; પણ પ્રબળ શત્રુનો નાશ થવાથી પોતાનું બળ અને શૂરાતન દેખડાવીને દુનિયામાં ગાજી કેહેવડાવવાની જગા જતી રેહેવાનું મનમાં લાગવાથી તેમને ઘણું માઠું લાગે છે. જેમ કે રાવણ એટલો જોરાવર રાજા હતો તેથીજ રામ લક્ષમણનું શૂરાતન દુનિઆએ દીઠું; અને કૌરવો જોરાવર જોદ્ધા હતા; તેથીજ ભારતમાં ભીમ અરજુનની યુદ્ધ કળાની હોંશીઆરીનો મહિમા વર્ણાયો; તેજ રાવણ અને કૌરવો જો પ્રતિસ્પર્ધી થયા નહોત અથવા છેક નિર્બળ હોત તો રામ લક્ષ્મણ અને ભીમ અરજુન મોટા જોદ્ધા હતા એવું કદી કોઈ જાણત નહિ.

સિકંદરે ડરાયસની લાસને તે વખતના રીવાજ પ્રમાણે ખૂશબોદાર મસાલો ભરાવીને એક કિંમતી પેટીમાં મૂકી તથા તેના ઉપર ઢાલ તરવાર વગેરે રાજાની લાસ જણાવનારાં ચિન્હો મૂકી તે પેટી સિસિગ્યાંબીસ ભણી રવાના કરી. તે નજરે પડતાંજ તેણે જે

આક્રંદ આરંભ્યું, તેનું વર્ણન પણ કરી શકાતું નથી. છોકરો આવો બળવાન રાજા છતાં એક નાનાસરખા ચોર પ્રમાણે પાસે કોઈ સગાંવહાલાં પણ ન મળે એવી હાલતમાં મરણ પામે, અને તેની લાસ આપણે કેદમાં હોવાથી પારકા લોકો ઊંચકીને આપણી પાસે લાવે એ કેવું અપમાન અને દુઃખકારક થાય, તે તો સિસિગ્યાબીસજ જાણે; એ બાબત બીજાથી તો કલ્પના પણ થઈ શકશે નહિ. ડરાયસના સ્વભાવનું વર્ણન આરિયન નામે એક ઉત્તમ ગ્રંથકારે ઘણું ઘટારત રીતે કર્યું છે. તેની મતલબ આ પ્રમાણે છે;— ડરાયસ લડાઇના કામમાં ઘણો આળસુ અને અવિચારી હોવાથી તેના આવી ચમત્કારીક રીતે આખર આવી. બીજી બાબતોમાં તે નિર્દોષ સ્વભાવનો હતો. એમ કહીશ તો તે ખોટું નહિ કહેવાય. કારણ કે તે નાનપણથીજ સારો નીતિમાન હતો. તેણે કોઈ દિવસ પોતાની પ્રજાને પીડા કરી નહોતી. કેટલાએક કહેછે કે તે ગાદીએ બેઠો ને તરતજ માસિડોનિયન લોકોના હુમલાની શરૂઆત થઈ. તેથી તે કામમાં ગુંથાવાને લીધે તેનાથી બીજાં કામો થવાનો અવકાશ ન મળ્યો, માટેજ તેના દુર્ગુણો દેખાયા નહિ. તેની કારકીર્દિ આરંભથી આખર સુધી નાના પ્રકારનાં સંકટોમાં ગુજરી. પહેલ વહેલી ગ્રાનૈકસની લડાઈ થઈ; પછી ઇઓનિયા, ઐઓનિયા, ફ્રિજીઆ, લીડિયા, કારિઆ, અને સિસિલિઆ, એ બધા સમુદ્ર કિનારાના મુલકો ગુમાવ્યા. ત્યાર પછી ઇસસની લડાઈ થઈ; ત્યાં છેક હારી ગયો તેથી તેના કુટુંબના માણસો સિકંદરને હાથ ગયાં; અને ફિનિશિઆ તથા ઇજિપ્ત પણ ખોયાં. આરબેલાની લડાઈ વખત તેનું તમામ લશ્કર અનેક પ્રકારના રાની લોકોથી ભરેલું હતું. તેમાંના હજારો માણસોએ જીવ ખોયા; અને કેવળ પરાભવ પામ્યા પછી તેણે જાતે શરમ ભરેલી રીતે નાસવાનો આરંભ કર્યો. અને પોતાના રાજ્યમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે અને બીજેથી ત્રીજે ઠામે એમ ભટકતાં તથા બીકથી સંતાતાં છુપાતાં તેનાજ લશ્કરના બે નિમકહરામ માણસોએ રાજાધિરાજ કહેતાં કહેતાં તેને બેડીઓ ઘાલી! ને આખરે તેને ભાલાવડે ભોકી નાંખીને મારી નાંખ્યો. એવી રીતે ડરાયસનું બધું આયુષ્ય ગયું. તેના મુવા પછી તેની લાસને મોટા રાજાની લાસ પ્રમાણે, મોટા માન સાથે ઘણા ઠાકમાઠથી ભૂમિદા કરવામાં આવી. તે મરણ પામ્યો ત્યારે આશરે પચાસ વર્ષની ઉમરનો હતો." એ વર્ણન યથાર્થ છે, ડરાયસને ગાદી મળ્યા પછી એક પળવાર પણ નિરાંતે જંપીને બેઠો નહોતો. તેણે માત્ર છ વર્ષ રાજ્ય કર્યું હતું. એ રાજ્ય અસલ મોટા સાયરસ બાદશાહે સ્થાપન કર્યું હતું તે સુમારે ૨૦૬ વર્ષ સુધી જાહોઝલાલી ભોગવીને ડરાયસની‡ સાથે સમાપ્ત થયું.

એવી રીતે એશિઆખંડમાં ધડબાગ મચી રહી હતી, તેવામાં ગ્રીસ અને માસિડોનિયા દેશમાં બંડો થયાં. મેમનનને ડરાયસ બાદશાહે થ્રેસમાં મોકલ્યાનું પાછળ કહેલું છે તેણે ત્યાં કેટલાક લોકો એકઠા કરીને દંગો મચાવ્યો. તે સમાવવાને આંસિપાતરનું લશ્કર ગુંથાયલું જોઈને + લાસિડિમોનિયન લોકો એ પિલોપોનિસસ લોકો સાથે મળી જઇને માસિડોનિયન લોકોના અમલમાંથી નીકળીને સ્વતંત્ર થવાનો ઉદ્યોગ આરંભ્યો. ત્યારે થ્રેસનો બળવો સ-

‡ ઈરાનનો એ ચોથો ડરાયસ હતો.

+ લાસિડિમન અને પિલો પોનિસ એ બે ગ્રીસ દેશમાં પ્રખ્યાત શેહેરો હતાં.

મારીને આંતિપાતર ઉતાવળો રાજ્યધાનીમાં આવ્યો. અને સર્વ સમાચાર કેહેવા સારૂ ઉતાવળો એક કાસદ સિકંદર બાદશાહ તરફ રવાને કર્યો. ને પોતે લાસિડિમોનિયન સામા લડવાને ઝટ કંમર બાંધી. દુશ્મન બળવાખોરનો મુખ્ય સરદાર અજિસ નામે હતો; તેની પાસે વીસ હજાર પાળા અને બે હજાર સ્વાર હતા. એ લોકોએ મજબૂત જગા હાથ કરી રાખી હતી તેથી માસિડોનિયન લોકો ઉપર મારો ચલાવવાનું ને પોતાનો બચાવ કરવાનું તેમનાથી સારી રીતે બનતું હતું. તેથી તેમની સાથે લડતાં આંતિપાતરને માહા દુખ વેઠવું પડ્યું. પણ ગભરાયો નહિ ને લગાર વિચાર કરીને એક યુકિત શોધી કહાડી તેમાં તે ફાવી ગયો. તે યુક્તિ એવી કેઃ—લાસિડિમોનિયન લોકો પોતાની મજબુત જગાએથી ખસ્યા વગર આપણું કંઈ ચાલવાનું નથી એવું જોઈ તેણે પોતાનો પરાભવ થયેલો દેખાડીને નાસવા માંડ્યું. તે જોઈ લાસિડિમોનિયનો ફતેહની જુમમાં ફુલાઈ તેની પૂંઠે દોડ્યા. એવી રીતે મને પોતાની જગાએથી ખસેલા નજરે પડતાંજ પાછા ફરી માસિડોનિયન લોકોએ તેમના ઉપર હુમલો કર્યો. તેથી તેઓ ગભરાઈ જઇને છેકજ હારી ગયા. તથા તેનો સરદાર કેટલાંએક જખમો ખાઈ લડતાં લડતાં રણમાં પડ્યો. એ લડાઇમાં ૩૦૦૦ દંગાખોરો માર્યા ગયા અને આંતિપાતરનાં ૧૦૦૦ માણસ મુવાં. એ બાબત ઘણી સંભાળથી લખીને આંતિપાતરે સિકંદરને મોકલી. ઘણી સંભાળથી લખવાનું કારણ એટલુંજ કે સિકંદરનો સ્વભાવ ઘણો અદેખો અને મહત્વાકાંક્ષી, તેથી કોઈની ઘણી વાહવા થયેલી તેનાથી ખમાતી નહોતી. એ આંતિપાતર સારી પેઠે જાણતો હતો. માટે તેણે લડાઇની હકીગત લખી જણાવી પણ તેમાં તલમાત્ર પોતાનું પરાક્રમ દેખડાવ્યું નહિ. તેની સાથે લાસિડિમોનિયન જોડે સંધીકરાર બાબત તેને એવો જવાબ દીધો કે તમે સિકંદર બાદશાહ પાસે જઇને તમારો છુટકો કરી લો. મારા હાથમાં કશુંએ નથી. તેથી તે લોકો સિકંદર બાદશાહ પાસે આવ્યા. તેમની હકીગત સાંભળીને જે નિરપરાધી જણાયા તેને માફી આપીને જેણે બંડની ઉસકેરણી કરી હતી તેને સખત સિક્ષા કરી. એવી રીતે લાસિડિમોનિયન લોકોના બળવાની સમાપ્તિ થઈ.

ડરાયસ મરણ પામ્યો તો પણ ઇરાની સિપાઇઓ જોડે લડવાથી સિકંદર પરવાર્યો નહોતો. બીસસ બાંકુત્રિયાનામાં નાશી ગયો હતો, ને ત્યાં આત્રાઝર્કસિજ નામ ધારણ કરી પોતાને રાજા કેહેવડાવતો હતો. તેની પાછળ જઇને પકડવાનો મનસુબો હતો પણ તે કઈ દિશામાં છે તે બરાબર સમજાતું નહોતું. વળી માસિડોનિયન લોકો રખડી રખડીને છેક થાકી ગયા હતા. તેથી તે પાર્થિઆમાં પાછો ગયો અને પોતાના લસ્કરને હિકાતોપિલસમાં કેટલાક દહાડા થાક ખાવાને રાખ્યા. તેમાં બધાને પહોંચે એટલી ખોરાકી નહોતી તે આસપાસના પ્રાંતોમાંથી આણવાનો હુકમ કર્યો.

ત્યાં લશ્કરે મૂકામ કર્યો હતો, તેવામાં કોઇએ એવી ગપ્પ ચલાવી કે દેશ જીતવાનું કામ પડતું નાખીને સિકંદર બાદશાહ તાબડતોક પોતાને વતન જવાનો વિચાર કરે છે. તે સાંભળી ઘણા લોકોને મહા સંતોષ થયો. અને ઝટપટ પોત પોતાના સામાન સરંજામની ગાસડી પોટલી બાંધવા લાગ્યા. તે જોઇને સિકંદરને ઘણું માઠું લાગ્યું. તેથી તેણે પોતા-

ના મુખ્ય મુખ્ય સરદારોને બોલાવીને એ બાબત શું કરવું તેનો મનસુબો પૂછ્યો. ત્યારે તે સરદારોએ એવી મસલત આપી કે તમામ સિપાઇઓને ભેળા કરીને તેમના મનમાં ધૈર્ય ઉત્પન્ન થાય એવું ભાષણ કરશો એટલે ફરીથી કમર બાંધીને આપણો ફતેહમંદ ઝુંડો અગાડી લઇ જવાને તૈયાર થશે. એ વાત સિકંદરને પસંદ પડી. તેથી તેણે પોતાના તમામ લશ્કરને એક મેદાનમાં ઉભું કરી સૌ સાંભળે એવી રીતે બોલ્યોઃ—"મારા બહાદૂર સિપાઓ, આપણે મોટી મોટી લડાઈઓ જીતી, ઘણા જોરાવર દુશ્મનોને હરાવી મહાયશ પ્રાપ્ત કર્યા છે. અને આપણને મેહેનત પણ ઘણી પડી છે. તેથી થાક ખાવાની ઇચ્છા થવી સાધારણ છે. આપણે ક્યા ક્યા દેશો જીત્યા તેની ટીપ વાંચવા બેસતો નથી. બીજા કોઇએ કોઇવાર કેટલાંક શેહેરો જીત્યાં હશે, તેના કરતાં વધારે આપણે દેશો જીત્યા છે. જે દેશો આપણે જીત્યા છે, તે જો નિરંતર આપણી પાસે અચળ રહે અને તેમાં કોઈ કાંઈ ગરબડ નહિ કરે, એવી જો મારી પક્કી ખાત્રી થઈ હોતતો તમારી, પેંડેજ મારી માતુશ્રી અને મારી બેનને મળવા સારૂ સ્વદેશ જવાની તૈયારી હું મોટી ઉલટ અને ઉતાવળથી કરત. મારી પ્રજા ત્યાં શું કરે છે, તેના સમાચાર લેવા તથા આપણા દેવતાઓને પગે લાગવાનું મારા મનમાં ઘણું આવે છે. તથાપિ હાથમાં લીધેલું કામ અધુરૂં નાંખીએ તો મેહેનત કરીને મેળવેલો જશ નકામો થાય તેનું મને માઠું લાગે છે. અરે, આપણે જે દેશો ઝપાટાબંધ જીતી આવ્યા છીએ, તેની રીત ભાત, ભાષા, ધર્મ, રાજ્યરીતિ, ઇત્યાદિ આપણી રીતભાત, ભાષા, ધર્મ ઇત્યાદિથી બીલકુળ જૂદાં છે. તેની જોડે આપણું કંઈ મળતું આવતું નથી. તે જે આપણા તાબામાં આવ્યા છે તે માત્ર આપણી તરવારના જોરથી એટલે નાચારીથી તેઓ આપણે કહીએ તેમ વર્તે છે, એ તમને માલમ નથી કે? અને એવી સ્થિતીમાં જો આપણે પાછા જવા નીકળ્યા તો તે તરતજ સંપ કરીને આપણી સામા ઉઠે અને દુખ દે એમાં તમને લગારે શંકા છે કે? વળી જે દેશો હજી જીત્યા નથી તે આપણે એમ અધવચ છોડી દીધાથી નિરાંતે બેસશે કે? અરે, આપણી હિંમત છુટી ગઈ માટેજ આ વિજય કર્મ અધવચ છોડી દીધું એવું લોકોમાં ગણાશે એ તમને માઠું નથી લાગતું? એ સઘળું હાલ તુરત એક બાજુએ મુકીએ; પણ બીસસે જે આવડું ભયંકર પાપ કર્મ કર્યું છે તેની તેને શિક્ષા કરવાની આપણી ફરજ નથી કે? અરે, જે અધમ માણસે પોતાના ધણી સાથે નિમક હરામી કરી, પહેલાં તેને કેદ કર્યા, પછી બેડીઓ પેહેરાવી અને છેવટે ભાલા વડે ભોંકી નાંખીને તેનો પ્રાણ લીધો ને પોતાને હવે ઇરાનનો બાદશાહ કેહેવડાવે છે એ તમારાથી સંખાય છે કે? આપણા પોતાના કોઈ વિશ્વાસઘાતી અમલદારના કબજામાં ડરાયસ આવી પડ્યો હોત અને તેને આપણે છોડાવ્યો હોત તો આપણાં લોકોમાં કેટલાં વખાણ થયાં હોત વારૂ! પણ એ ચંડાળ વચ્ચે પડવાથી બધુ ધુળ મળ્યું એથી મારા મનમાં ઘણું લાગ્યું છે. તે દુષ્ટ માણસે આ પૃથ્વીપરના સર્વ દેશો અને સર્વ રાજ્યનો એ મહદપરાધ કર્યો છે; માટે એને ફાંશીએ લટકતો જ્યારે હું જોઇશ ત્યારે મારા જીવને કરાર વળશે; હું કહું છું તેમાં કંઈ ભ્રાંતિ છે એમ ધારતો નથી કારણ તે લુચ્ચાને ઠાર મારવાનો નિશ્ચય હાલમાં આ ઘડી તમારા સર્વના

ચેહેરા ઉપરથી ખુલ્લો નજરે પડે છે. તથા આ ભયંકર અપરાધની હકીગત સાંભળી તમારા બધાની આંખોમાં એવું ખુન્નસ ભરાઈ આવ્યું છે કે તે નિમકહરામીની ગરદનનું લોહી જમીન ઉપર રેડ્યા વગર તમે નિરાંતે બેસવાના નથી, એવું તમારો ચેહેરો મને કહેછે."

એ ભાષાણ કાને પડતાંજ માસિડોનિયન લસ્કરને નવી ઉમેદ આવી તેથી તેમણે ઘણા ઉમંગથી તાળીઓ વગાડી ને જયઘોષ કર્યા તથા તમે જ્યાં લઈ જશો ત્યાં આવીશું અને કેહેશો તે કરીશું એવું તેઓએ પ્રતિજ્ઞા પૂર્વક કહ્યું. એપરથી લાગલોજ તે તેમની સાથે પાર્થિયા દેશમાંથી સામે પાર નીકળી ગયો ને ત્રણ મોટી મોટી મજલો કરીને હિરકાનિઆ દેશની સરહદ ઉપર આવી પહોંચ્યો. પછી તેણે માર્ત, આરાય, દ્રાંગી, આરાકોસાય, ઇત્યાદિ લોકોના અનેક દેશો જીતી લીધા. એ જીતવામાં લગારે મેહેનત ન પડી. કેમકે સિકંદર બાદશાહ ઘણો આઘો છે તે આટલો જલદી આપણા ઉપર આવી નહિ શકે એવું સમજીને તેઓ નિરાંતે બેઠા હતાં. અને ખરેખાત, આ વેળા સિકંદરે પેલા નવા ઉમેદની જુસ્સામાં પોતાના લશ્કરે પાસે એવડી મોટી મજલો કરાવી કે બધાં રાજ્યો અચંબામાં પડીને તેનાથી થર થર કાંપવા લાગ્યાં, કેમકે આકાશી વિદ્યુતના પેઠે તેની તે ધાડ આપણા ઉપર ક્યારે આવશે ને આપણું શું થશે,તે વિષે અનુમાન બાંધવાને પણ તે લોકો અશક્ત થયા હતા. એ ઉપરથીજ જુના બાઇબલમાં દાનિયાલે ભવિષ્ય કહેતાં કેશરી વાઘ, ને ચિત્તા વાઘના આપેલાં વિશેષણો ઇતિહાસ કરતાઓને આ વેળાએ ખરાં લાગ્યાં. એ ભવિષ્યો સિકંદરના જન્મ્યા પેહેલાં ઘણાં, વરસ આગમચ બહાર પડ્યાં હતાં એવું ઘણા શોધક ગ્રંથકારો લખે છે.

બીસસનો બીજો સાથી નાબર્ઝાનિસ ભટકતો ફરતો હતો. તે પોતાની મેળે સિકંદર બાદશાહને શરણ થયો. એ વખતે બાદશાહની સ્વારી હિરકાનિઆની રાજ્યધાની ઝાદ્રાકાર્ટામાં હતી. ત્યાં તેને સંતુષ્ટ કરવા સારૂ અનેક નવાઈના પદાર્થો સાથે આણ્યા હતા. તેમાં બાગોઆસ નામે એક ખોજો હતો. તે અસલ ડરાયસ પાસે હતો. અને તેના ઉપર તેની ઘણી મમતા હતી. તે ખોજાને સિકંદરે પોતાના ઘરમાં રાખ્યો. તેણે કેટલાક દિવસ ગયા. પછી સિકંદર બાદશાહની ઘણી મેહેરબાની મેળવી. પ્રાચીન કાળના રાજાઓને ખોજા એટલા બધા કેમ વહાલા લાગતા હતા. એ એક ઘણો ચમત્કારિક અને લગાર અઘરો પ્રશ્ન છે. ચાલતા વખતમાં પણ રાજાઓના જનાનખાનામાં એવા લોકોની ઘણી જરૂર હોયછે એમ કહેછે, તથાપિ પેહેલાંનાં જેટલું હવે આ વાત ઉપર રાજાઓ ધ્યાન રાખતા હોય એવું જણાતું નથી.

સિકંદરની સ્વારી ઝાદ્રાકાર્ટામાં હતી ત્યારે આમાઝોનની રાણી થાલેસ્ત્રિસ તેને મળવાસારૂ આવી. એ લોકો છેક જંગલી હતા, તથા તેનો દેશ ઘણો આઘો હતો. તથાપિ સિકંદરની કીર્તિ સાંભળીને તેને નજરે જોવા સારૂ અત્રે આવી હતી. તેણે આગળથી બાદશાહને કહાવી મોકલ્યું કે હું મળવા આવુંછું. તે બાદશાહે ઘણી ખુશીથી કબૂલ કર્યું. તે પ્રમાણે તે બીજું લશ્કર પાછળ મૂકી માત્ર ૩૦૦ સ્ત્રિઓ સાથે લઈ એક મોટા ઉમદા ઘોડા ઉપર બેસી, તથા હાથમાં બે ભાલા લઇને તેને મળી તે વેળા તેની છાતીનો ડાબો

ભાગ છેક ઉઘાડો હતો. અને બાકીનું બધું શરીર ઢાંક્યું હતું. તેમનામાં એવી ચાલ હતી કે, સ્ત્રીઓએ છોકરાંને ધવડાવવા સારૂ ડાબું થાન રાખીને ધનુષ્યબાણ બાંધવાની સગવડ માટે જમણું બાળી નાંખવામાં આવતું હતું ! કેવા વિચિત્ર ચાલ !

થાલેસ્ત્રિસ રાણી સિકંદરની મુલાકતવેળાએ કેટલીએકવાર સુધી તેની ભણી એકી નજરે જોઈ રહી તેમાં તેના ચેહેરા ઉપર કંઇ વિશેષ ચિન્હો જણાયાં નહિ. તેથી તે ઘણા અચંબામાં પડી. કારણ કે જે કોઈ મોટો પરાક્રમી કે અસાધારણ બુદ્ધિવાળો પુરૂષ હોય તેના શરીરનું તેજ અને બાંધો બીજાં સાધરણ માણસો કરતાં કંઈ જુદાજ પ્રકારનો હોવો જોઇએ એવું જંગલી લોકો માનેછે. એજ મત થાલેસ્ત્રિસનું હતું. તેણે સિકંદરને ખુલ્લી રીતે કહ્યું કે આપની પાસે ગર્ભ ધારણ કરવા સારૂજ હું આટલી લાંબી‡ મુસાફરી કરીને આવીછું અને મારાથી જો આપને સંતતિ થશે તો તે આપની પછવાડે રાજ્ય ચલાવવા લાયક થશે એવી મારી પક્કી ખાતરીછે, એ તેની માગણી પ્રમાણે ત્યાં કેટલાક દિવસ રહીને તેની ઇચ્છા પુરી કરી. એટલે થેલેસ્ત્રિસ પોતાના રાજ્યમાં ગઇ; અને સિકંદર પણ પાર્થિયન લોકોએ વસાવેલા પ્રાંતમાં જઈ રહ્યો. એ સઘળી વાત કલ્પિતછે. લેશ માત્ર ખરી નથી એવો કેટલાએક સુજ્ઞ ગ્રંથકારોનો વિચારછે. અને અમારો પણ એવોજ અભિપ્રાયછે. તથાપિ આજ સુધી સિકંદર બાદશાહનું ચરિત્ર જેટલા લખનારાઓએ લખેલુંછે. તે બધાઓમાંથી એકે પણ એને મૂકી દીધી નથી એ નવાઈ જેવુંછે. ખોટું બોલવામાં કે લખવામાં કોઈ હેતુ રહેલો હોયછે. એ વાત જો ખરીહોય તો એ વાતથી સિકંદર અને થાલેસ્ત્રિસ બંને જણાને અથવા તેમાંના એક જણની કીર્તિમાં કે અપકીર્તિમાં વધઘટ થાયછે એવું ખુલ્લું માલમ પડેછે. તો ઇતિહાસ લખનારાઓ એવા અસત્ય કથનના બદ્દામાં નકામા શા માટે પડતા હશે. એ એક મોટો સવાલછે વાસ્તે એનો ખુલાસો થવાની ઘણી જરૂરછે.

આ સમયમાં સિકંદર બાદશાહ એશઆરામ અને ઇશકમાં છેક ગરક થઈ ગયો હતો. એમ થાય તેમાં કશી નવાઈ જેવું નહોતું. કેમકે તે વેળાએ કોઈ શત્રુનો ભય નહોતો, અથાક સંપત્તિ પ્રાપ્ત થઈ હતી અને ચડતી જુવાની હતી. તેથી ગાનતાન અને બીજા એશઆરામ વગર તેને બીજું કશું સુજ પડતું નહોતું*. તેથી એક વિચારવંત ગ્રંથકારે એવું કહ્યું હતું કે, ઇરાની લોકોને સિકંદરે જીત્યાખરા; પણ ઇરાની લોકોના એશઆરામ અને વિષય વિલાસે સિકંદરને છેક જીતી લઈને પોતાનો કરી લીધોછે. એ ઘણું માઠું પરિણામછે પરંતુ ઉડતા ફુવારાની નળી ઉપર હાથ ઢાંકીને જો તેને કેટલીક વારસુધી બંધ

---

‡ આપણામાં જે સ્ત્રિઆ રાજ્ય વિશે દંત કથા ચાલેછે, તે આમાઝોનના રાજ્યને બરાબર લાગુ પડેછે. તે રાજ્યમાં પુરૂષ મુદલે નથી. ત્યાંની સ્ત્રિઓ ગર્ભ ધારણ કરવા જેટલો સંબંધ પાસેના દેશોના પુરૂષ સાથે રાખતી; છોકરી આવેતો ઉછેરીને મોટી કરતી પણ છોકરો થાય તો લાગલોજ મારી નાંખતી હતી.

* આ ઠેકાણે 'સુખે સોનીને દુઃખે રામ' એ કેહેવતનો અનુભવ મળે છે.

રાખ્યા પછી છોડી દઇએ તો ઘણા જોરથી ઉછળે. તેવું વિષય સુખ અને સુખોપભોગનાં સંબંધમાં માણસછે. અત્યાર સુધી સિકંદર બાદશાહ ઘણા નિયમિતપણાથી ચાલતો હતો તેનો સઘળો વખત ચડાઈ, ઘેરા, લડાઇઓ, કોલકરાર અને રાજ્યકિય બંદોબસ્તના કામ માં ગયો હતો. તેથી વિષય સુખ એક બાજુએ રહ્યું હતું. તે આ વિશ્રાંતિમાં આગળ ધસી આવે એમાં શી નવાઈ? તેને રાજી કરનારી સ્ત્રીઓમાં કેટલી એક ઇરાની તથા બીજી જાતની હતી, તે પોત પોતાના દેશાચાર પ્રમાણે ગાઈ, નાચીને તેને રીઝવતી હતી તેમાં એક જુવાન ઇરાની અબળા ઘણી સુંદર અને સરમાળ હતી. તે સિકંદરને ખુશ કરવા સારૂ પોતાની સાથેની બીજી સુંદરીઓ પ્રમાણે નાચવું ગાવું વગેરે સર્વ બાબત કરતી હતી ખરી, પણ તે કોઈ મોટી આબરૂદાર સ્ત્રી હોવી જોઇએ એવું તેના ચેહેરા ઉપરથી ખુલું જણાઇ આવતું હતું એ સિકંદરના ધ્યાનમાં આવ્યું. તેથી તે બાબત તેને પૂછવાથી આંખમાં આંસુ લાવીને બોલી કે, "સાહેબ, ઓકસ* નામે જે પરાક્રમી બાદશાહે ઇરાનનું રાજ્ય કેટલાં એક વરસ ચલાવ્યું હતું, તેની હું છોકરી છું. અને હાલના ડરાયસ બાદશાહના નામીચાં શૂરા સરદાર હિસ્તારિપસની હું પત્નીછું; પરંતુ ઈશ્વરીઇચ્છાથી જે ભાગે આવ્યું છે તે ભાગેવું છું. તે રાખે તેમ રહેવું પડે." એ સાંભળીને સિકંદરનું મન પીગળી ગયું. તેથી તેનો છુટકો કર્યો એટલુંજ નહિ પણ તેની યોગ્યતાં પ્રમાણે વૈભવ પણ તેને આપ્યો તથા તેનાં ધણીને શોધવા સારૂ કેટલાં એક માણસોને રવાને કર્યાં, એશઆરામ અને વિષયમાં છેક લીન થઈ ગયેલા પુરૂષના અંતઃકરણમાં એવી સદ્‌ભાવના ઉત્પન્ન થયેલી જોઇને આપણે ઘણી નવાઈ લાગે છે. તથાપિ સકિંદર સરખા જે મોટા કીર્તિમાન પુરૂષો આજ સુધીમાં આ દુનિયામાં થઈ ગયા છે. તેના મનની અપરિમિત મોટાઈ આવી ચમત્કારિક વર્તણુંક ઉપરથીજ પ્રગટ થાય છે.

એજ સ્વારીમાં એક દિવસે એક માસિડોનિયન સિકંદર બાદશાહનો સોનાના નાણાનો મોટો જથો એક ખચર ઉપર લાદીને ચાલ્યો જતો હતો, તેમાં ભાર ઘણો હતો અને ખચર અશકત હતું તેથી તે તેનાથી ન ઊંચકાવાને લીધે છેક થાકીને બેશી જવાની તૈયારીમાં હતું. તેથી તે ભાર પેલા માણસે પોતાની ખાંધ ઉપર લીધો અને છેક ધીમે ધીમે ખચર પાછળ ચાલવા લાગ્યો. થોડીકવારમાં પેલા ભારને લીધે તે પણ વાંકો વળી જવાથી નાંખી દઇને દમ ખાવા સારૂ ઉભા રેહેવાની તૈયારી કરતો હતો, એટલામાં બનેલી સર્વ હકીગત ધ્યાનમાં લઇને સિકંદર બાદશા બોલ્યો, "અરે દોસ્ત, એ સર્વતું તારે ઘેર લઇજા. મેં તને આપી દધું છે." એ સાંભળતાંજ પેલો માણસ બાદશાહનો અત્યંત આભારી થઈ પેલા ખજાના સાથે પોતાના તંબુમાં આવ્યો. ત્યારે તેને અને તેના કુટુંબના માણસોને કેટલો આનંદ થયો હશે વારૂ! માથે લીધેલું કામ એકનિષ્ટા અને ઈતબારથી કરવું માણ-

---

* એ ઇરાની બાદશાહ ઈ. સ. પૂ. ૩૫૮માં ગાદીએ બેઠો હતો અને તેણે પોતાના સગાંવહાલાઓને મારી નાંખ્યાં હતાં કે તોફાન ફિતુર થાય નહિ. તે ૨૦ વરસ રાજ્ય કરીને ઈ. સ. પૂ. ૩૩૮ માં કોઇએ ઝેર દઇને મારી નાંખ્યો હતો.

સને ઘણું શોભા આપનારૂં અને લાભકારી છે. એ ખરૂં છે તથાપિ તે વાર્ત હમેશાં ધ્યાનમાં રાખીને વર્તનારા ઘણા થોડા મળી આવે છે.

તેવીજ બીજી એક સિકંદરની મોટાઈ દર્શાવનારી વાત ગ્રંથોમાં લખેલી છે. તે આવી; ડરાયસની શોધ કરતો કરતો કેટલાએક લશ્કર સાથે એક દહાડે ખરે બપોરે, કડકડતો તડકો પડ્યો હતો. એવી વખતે એક મોટા ઉજડ અને નિર્જળ રણમાં આવી પડ્યા. ત્યારે તે બધા જણા છેક થાકીને લોથ થઈ ગયા હતા, તથા તૃષાથી પણ વ્યાકુળ થઈ ગયા હતા, તેથી વિસામો લેવા સારૂ જરા રસ્તામાં ઉભા રહ્યા. તે વેળાએ એક નાની મશકમાં થોડું પાણી સિલક રહ્યું હતું તે પોતાના છોકરાંઓને પાવા સારૂ કેટલાએક માસિડોનિયનો લઈને ચાલતા હતા. તે સિકંદરે દીઠી. તે સમયે તેપણ તરસથી ઘણો વ્યાકુળ થયો હતો. માટે પાણીવાળા અને બાદશાહની નજરે નજર મળતાંજ પાણીવાળા સિપ્હિએ પ્યાલો ભરીને સિકંદરના મોં આગળ ધર્યો. અને બોલ્યો, "એ પાણી મહારાજે નિઃશંકપણે પીવું; મનમાં લગારે સંકોચ ન આણવો; કારણ 'શીર સલામત તો પાઘડી બોહોતેરી, એ અમે સેવકોને માલમ છે. અમારાં છોકરાં તરસ્યાં છે ખરાં; તથાપિ મહારાજના જીવ કરતાં વધારે કિંમતી આ જગતમાં અમને બીજું કંઈ લાગતું નથી." એ સાંભળીને બાદશાહે તે પાણીનો પ્યાલો પોતાના હોઠ આગળ ધર્યો. એવામાં તેની નજર પોતાની આસપાસના સ્વારો ઉપર પડી. તે ઘણા તૃષાક્રાંત થઈ, ડોકી નીચી ઢાળી, પોતાના રાજાના મોંડા ભણી જોતા ઘોડા ઉપર બેઠેલા હતા; અને તે પીએછે તે કેવળ અમૃત છે એવું મનમાં આવવાથી તે વિષે અત્યંત લોભાવિષ્ટ થયા હોય એવું તેના ચેહેરા ઉપરથી જણાતું હતું. તે જોઈ જેણે પ્યાલો ભરીઆપ્યો હતો તેનો ઉપકાર માનીને બાદશાહ બોલ્યો; "બધા લશ્કરને પહોંચે તેટલું પાણી અત્રે નથી; અને જો આટલું પાણી મેં એકલાએ પીધું તો બાકીના લોકોને અતિશય તરસની પીડા પડીને ટપાટપ મરી જશે. એ ઠીક નહિ. એ શબ્દો પાસેના સ્વારોને કાને પડતાંજ તેમને ટાઢક એટલી વળી કે તરસનું દુઃખ વીસરી જઈ નવું શૂર ચડ્યું, તેથી તે એકદમ આગળ આવી બોલ્યા; "મહારાજનો નિરંતર જયજયકાર થાઓ! મહારાજએ અમને કામગિરી બતાવવી, અને અમારે તે બજાવવી એટલુંજ અમે જાણીએ છીએ, બીજું કંઈ જાણતા નથી. આપની પાસે જ્યાસુધી અમે હોઈએ છીએ ત્યાંસુધી અમે પોતાને અમર સમજીએ છીએ!" આપણા હાથ તળેના માણસોનાં મન આપણા વિષે એકનિષ્ટ કરવાનું કામ ઘણું કઠણ છે. તે બીજા સાધારણ માણસોથી ન બને તો તેનો પરિણામ કંઈ વધારે જીવ જેવો થતો નથી; પણ જો તે રાજાથી ન બન્યું તો તે કદાપિ રંક થઈ જાય છે. એ કળા સિકંદરનામાં સારી હતી.

કેવળ સદ્ગુણ સંપન્ન એટલે જેનામાં દુર્ગુણનો લેશ પણ નહિ એવાં માણસો આ દુનિયાંમાં આજસુધી થયાં નથી અને હવે પછી થવાની આશા પણ નથી. સિકંદર બાદશાહ ડરાયસને જીતતા સુધી ઘણો નિયમિત અને લોકલજ્જાથી ડરીને ચાલતો હતો. પરંતુ ડરાયસને જીત્યા પછી તેની વૃત્તિમાં ઘણો નવાઈ જેવો ફેરફાર થયો. તે એશઆરામ અને વિષયના સંબંધમાં તો છેક ઇરાનીજ બની ગયો. ડરાયસના જેટલીતેણે ત્રણસે સાઠ

વેશ્યા રાખી; એને સેંકડો બોજા રાખ્યા હતા તે તો જુદા જ! તેની મંડળીમાં તે રાત દિવસ વીંટલાયલો રહેતો. અને તેના કેહેવા મુજબ ચાલતો હતો, તે જોઈને ફિલિપરાજાની વખતના મોટા મોટા કામો બજાવેલા અનુભવીઓને કેટલાએક સિપાઈ અને સરદારો સાથે હતા. તેમને માઠું લાગતું હતું. તેથી તે ખુલ્લું કેહેવા લાગ્યા કે સૂરજને પેટે શનિશ્વર પડ્યો, વળી તેમણે એવી વાતો ચલાવી કે આટલી ચડાઇઓ જીતીને આટલા બધા દેશો સ્વાધીન કર્યા તેથી આપણા દેશને ફાયદો તો કાંઈ થયો નહિ પણ ઉલટો મોટો ગેરફાયદો થયો. આપણે દેશો જીત્યા ખરા પણ તે દેશના દુર્ગુણોએ આપણને જીતી લીધા એવું બધાને મોડે ચડી ગયું. એથી પોતાના લોકોનાં મનોમાં એવાં જૂદા જૂદા વિચારો ભરાયલા જોઈ જો તેને એમનેએમ નિરાંતે બેસવા દીધા તો કોણજાણે શું કરશે એવું સિકંદરના ધ્યાનમાં આવવાથી બીસસની પૂંઠે જવાની લાગલીજ તૈયારી કરવા લાગ્યો. અને તે લોક તેના હુકમ પ્રમાણે નીકળ્યા. તથાપિ તેમની પાસે લૂટમાં મળેલા મૂલ્યવાન સામાનનો બોજો એટલો બધો એકઠો થયો હતો કે તે સાથે લઇને ચલાય નહિ અને મૂકી દઇને ચાલતા થવાને પણ જીવ ચાલે નહિ. આ ગરબડ સિકંદરને કાને પડતાંજ તેણે પેહેલવેહેલો પોતાને મળેલી લૂટનો સામાન એક મોટા મેદાનમાં આણીને મૂક્યો. અને ત્યાં તમામ સિપાઇઓએ પણ પોતપોતાની લૂટનો બોજો આણી નાંખવાનો હુકમ થયો. તેથી તે મેદાનમાં લૂટનો મોટો ગંજ વળ્યા પછી તેણે કેટલાએક માસિડોનિયન સિપાઇઓ પાસે આગ લગાડાવી! પછી શું જોવું, કેટલા રક્તપાત અને કેટલા પરિશ્રમથી મેળવેલી લાખો રૂપીઆની સંપત્તિ એક બે ઘડીમાં બળીને રાખ થઈ ગઈ. ત્યારે તે સિપાઇઓને કેટલું માઠું લાગ્યું હશે? તે કહી શકાતું નથી. પરંતુ રાજાએ સ્વતઃ પોતાની લૂટની માલમિલકતનો ઢગલો તેમાં મૂક્યો હતો તેણે કરીને તેમનાથી મોડેથી ચુંકે ચાં થઈ શક્યું નહિ. એ પ્રમાણે લૂંટના બોજાનો નાશ થયા પછી તમામ શીપાઇઓને એકઠા કરીને પહેલાં પ્રમાણે ચિત્તવેધક અને શૌર્યોત્તેજક ભાષણ કર્યું તેથી તેને માટે ફરીને જીવ આપવાને તૈયાર થઈ પોતાનું વિજયકાર્ય આગળ ચલાવવાને ઘણા ઉમંગથી તેની સાથે નીકળ્યા. તે સિદ્ધા બાક્ત્રીયામાં પેઠા. એ રસ્તામાં તેમને એટલાં સંકટો વેઠવાં પડ્યાં કે, સિકંદર વિના બીજો કોઈ પુરૂષ તેવી વેળાએ હિંમત હાર્યા વગર રેહેત નહિ. એમ ઘણા ગ્રંથકારોનું કહેવું છે. પણ સિકંદરને એવો ભરોંસો હતો કે આપણે દૈવશાળી છીએ, અને આપણે ગમે તેટલું સંકટ આવશે તો પણ તેમાંથી પાર પડ્યા વગર રેહેવાના નથી એ ઉપરથી તે કોઈ પણ કામમાં હાથ ઘાલવાને બીતો નહોતો. એવો ભરોંસો રાખવો સારો છે કે નઠારો છે, તે વિષે ઘણો મત ભેદ છે. તથાપિ દુનિયામાં આજ સુધી જેને જેને હાથે મોટાં મોટાં પરાક્રમી કામો બન્યાં છે; તેમનામાં આવી વૃતિ થોડી ઘણી પણ રહેલી હતી. એવું તેમના ચરિત્રો ઉપરથી જણાઈ આવે છે. એ વૃતિથી ઉલટી વૃતિ એટલે જેનો સ્વભાવ સંશયી, ઘચુપચુ, અને કલ્પિત દુઃખ દેખનારો હોય તેનાથી પરદેશ ઉપર સ્વારી, જોરાવર દુશ્મન સાથે લડાઈ. ઇત્યાદિ મહા કાર્યો કદી થતાં નથી.

બીસસની શોધ કરતી કરતી અને દેશ જીતતી જીતતી બાદશાહની સ્વારી દ્રાંગીનામે

લોકોના મુલકમાં આવી. ત્યાં તેને એકા એક ઘણી દલગીરી ના સમાચાર સાંભળ્યા. તે એકે તેની સ્વારીમાં દેમ્નસ નામે એક સાધારણ માણસ હતો તેના મનમાં કાંઈ ખાસ કામ ઉપરથી સિકંદર ઉપર એટલું વેર આવ્યુંકે, તેને તેણે મારી નાંખવાનો મનસુબો કર્યો. એ મનસુબો તેણે નિકોમાકસ નામે એક માણસને જણાવ્યો. અને તેણે સિબાલિનસ નામે પોતાના ભાઈને કાને નાંખ્યો. એ સિબાલિનસ પાર્મિનિઓના પૂત્ર ફિલોતસનો જીવજાન દોસ્ત હતો ને ફિલોતસ સિકંદરની ઘણી મેહેરબાની વાળો માણસ હતો, માટે સિબાલિનસે ફિલોતસને સઘળી હકીગત જણાવીને વિનંતી કરીકે, એ બાબત આજને આજ જરૂર જોગી રાજાને જણાવવી. તેથી ફિલોતસે સિબાલિનસની સ્વરાજ્યનિષ્ટા વખાણીને તેને ઘણી સાબાશી આપી અને તેવાત સિકંદર ને આજને આજ જણાવવાનું કબૂલ કર્યું. એ બધું દિવસના આશરે ત્રણ કલાકે બન્યુ. પછી ફિલોતસ રોજના ધારા પ્રમાણે સંધ્યાકાળે બાદશાહ પાસે ગયો. તે વખત તે બંને વચ્ચે ઘણી વાતચિત્ત થઈ પરંતુ ફિલોતસે તેનો જીવ લેવાના એક સંપની હકીગત કહી નહિ. ને પાછો પોતાને મુકામે આવ્યો, ત્યારે સિબાલિનસે તેને તે બાબત પૂછ્યું ત્યારે જવાબ દીધો કે આજ તો હું વિસરી ગયો પણ કાલે હું ખચિત રાજાને કહીશ એવું વચન આપ્યું. તથાપિ બીજે દિવસે પણ તેણે તે પ્રકરણ રાજાને જણાવ્યું નહિ. તેથી સિબાલિનસને તેના વિષે કંઈ વહેમ આવ્યો;) અને એવી બીક લાગી કે, એ વાત આપણને આટલા દિવસ પેહેલી જણાવા છતાં તે આપણે સિકંદરને જણાવી નહિ. તેથી આપણા ઉપર કંઈ સામેલ હોવાનો શક આવશે, માટે તે એક બીજા માણસની મારફત રાજાને કાને નાંખી, તે સિકંદરે ફરીથી સિબાલિન મોડેથી સાંભળી લઈને લાગલોજ દેમ્નસને મુસકા બાંધીને લાવવાનો હુકમ થયો. તેને પકડવા સારૂ જ્યારે સિપાઈઓને આવતા દીઠા કે તેનું કારણ તરત સમજી ગયો. અને વિચાર્યું કે હવે આપણા માઠા હવાલ થશે માટે પાસે એક તરવાર પડી હતી તે વડે પોતાનું ડોકું કાપી નાંખ્યુ તોપણ; તેવોને તેવોજ તેને રાજા પાસે લાવ્યા, તે વારે તેનામાં લગારેક જીવ હતો તેની ભણી જોઈને સિકંદર બોલ્યો, "કેમરે માસિડોનિયન લોકોનો રાજા હું ફીટીને ફિલોતસ થાય એવું તારા મનમાં હતું કે?" એ શાંભળ્યા પછી દેમ્નસે એક લાંબો સ્વાસ મૂકીને પ્રાણ છોડ્યો.

પછી સિકંદરે ફિલોતસને બોલાવી મંગાવીને દેમ્નસ અને તેના દુષ્ટ કાવતરાંની હકીગત તેને પૂછી. તે વારે તેણે ન ઘભરાતાં મજબૂતાઈથી બોલ્યો કે, "સિબાલિનસે એ કાવતરાંની બાબત મને જણાવીને તે આપને સંભળાવવા સારૂ સૂચવ્યુ હતું. પરંતુ તેમાં કાંઇ ખરૂં નથી એવું મને લાગ્યા ઉપરથી મે આપને જાહેર કર્યું નહિ. એ વગર બીજો હેતુ કાંઈ નહોતો એ હું તમને પ્રતિજ્ઞા પૂર્વક કહું છું" એ સાંભળીને કંઈ પણ ગુસો ન જણાવતાં સિકંદરે ફિલોતસના હાથમાં હાથ ઘાલ્યો, ને તેને અભય વચન આપ્યું. તો પણ બાદશાહના મનમાંનો તેના ઉપરનો વહેમ ગયો નહોતો. વળી બીજું એવું બન્યું હતું કે, આપણા ઉપર રાજાની સંપૂર્ણ મેહેરબાની છે તે કેમે કરતાં ઓછી થવાની નથી એવી ફિલોતસને ધુંન રેહેલી હોવાથી તે દરબારના બીજાં બધાં માણસોને તૂચ્છ માનીને તેના ઉ-

પર પોતાની મોટાઈ જણાવતો હતો. એટલુંજ નહિ પણ તે ખુદ રાજા સાથે પણ ઉન્મત્ત પણે વર્તતો હતો. તેથી તેના ઘણા જણા શત્રૂ થયા હતા અને તે તેના પાપનો ઘડો ભરાવાની વાટ જોતા હતા. વળી તેજ વેળાના શુમારમાં ફિલોતસ અંતિગોના નામની સ્ત્રી જોડે એકાંતમાં એવું બોલ્યો હતો કે, "મારો બાપ પાર્મિનિઓ જો મદદ ન કરત તો ફિલિપ રાજાથી શું થવાનું હતું? તેમજ સિકંદરને જે આટલી મોટાઈ મળી છે તેનું મુખ્ય સાધન આ ફિલોતસ છે! આ પરાક્રમી પુતળું જો તેની મદદમાં નહોત તો તે એકલાનો કોઈ ભાવ પુછત નહિ! અમે એક ક્ષણવાર તેનાથી આઘા ખશીએ તો તેના દેવ અવતારનો ભંડોળ તેજ વેળા જણાઈ આવે." એ બધી વાત પ્રમાણ સહિત સિકંદરે જાણી હતી. તેથી તેની ચોકશી કરવાનો રાજાએ નિશ્ચય કર્યો હતો. માટે તેણે લાગલોજ પોતાના મંત્રીને બોલાવી મંગાવીને હુકમ આપ્યો કે અમુક અમુક કારણ માટે ફિલોતસને આવતી કાલે સવારે ઇનસાફની અદાલતમાં ઉભો કરવાનો છે, માટે તેનો વિચાર થવો જોઇએ, એ બધું ઘણુંજ છાની રીતે બન્યું.

પછી મોડી રાત્રે ફિલોતસના તંબુની ચારેમેર સખત પેહેરો મૂકીને કેટલાંએક માણસો સિકંદરના હુકમથી અંદર દાખલ થયાં. તે વારે ફિલોતસ નિરાંતે ભર ઊંઘમાં હતો. તેને જગાડીને જ્યારે હાથમાં બેડી ઘાલવા માંડી ત્યારે તે બોલ્યો, "રાજા, મારા દુશ્મનોએ તારૂં મન ફેરવી નાખીને મારા ઉપર વેર લીધું છે!" એ પછી તે રાત તે કેદમાં રહ્યો, પ્રાતઃકાળે રાજાની કચેરી ભરાઈ. ને ત્યાં દેમ્નસની લાસ અણાવી. તે જોઇને લોકોને દલગીરી સાથે અચંબો લાગ્યો. કેમકે તેના ઉપર કાંઈ આરોપ હોવાનો ગણગણાટ પણ તેમને કાને પડ્યો નહોતો. તેથી તેઓ તે લાસ ભણી એકી નજરે જોતા હતા એટલામાં બાદશાહ જાતે ત્યાં આવી પહોંચ્યો. તેનો ચેહેરો ઘણો દુઃખ ગ્રસ્ત દેખાતો હતો. તેથી હવે શું થશે તેની કોઇને સમજણ પડતી નહોતી. રાજા આવ્યો તે નીચી ડોકીએ કેટલીવાર સુધી સ્તબ્ધ ઉભો રહ્યો. પછી લગારેક રહીને માથું ઊંચું કરી આસપાસના માણસો સાંભળે તેમ બોલ્યો, "સરદારો, શું કહું, લગાર ચુક્યો, નહિ તો મે આજ મારો પ્રાણ ખોયો હોત! પરમેશ્વરની મેહેરબાની હતી તેથીજ આજ હું તમારા આગળ જીવતો ઉભો રહ્યો છું. અરે- મારાજ લસ્કરના કેટલાએક નીચ લોકોએ મને મારી નાંખવાની ગોઠવણ કરી હતી. તે જાહેર થઈ છે, મને જે ફતેહ મળેલી છે તે માત્ર તમારા સર્વની મેહેનતનું ફળ છે. તે હું સારી પેઠે સમજું છું. અને એ તમારા પરિશ્રમને બદલે યોગ્ય બક્ષીસો આપીને તમારૂં સારી રીતે પોષણ થાય એમાં જેટલું મને સુખ તથા ભુષણ લાગે તેટલું બીજા કશામાં લાગતું નથી. એ જો મારા હાથથી થશે તોજ મારૂં જીવતર સફળ! એવું હું અંતઃકરણ પૂર્વક સમજવા છતાં આજ મારા ઉપર આ કેવો પ્રસંગ આવ્યો તે જુવો! મને મારવાનું દુષ્ટ કાવતરૂં કોણે કર્યું હતું તે કહેવાને મારૂં અંતઃકરણ થર થર કાંપે છે! અને તેમના નામ સાંભળીને તમને કેટલું લાગશે તેની અજમાયશ પણ મારાથી થતી નથી! શું કહું! જેના ઉપર મે આજ સુધી અત્યંત માયા રાખી, જે મને મારા જીવ જેટલો વહાલો લાગતો હતો; જેને હું મારી સઘળી છાની વાતો ખુલ્લા મનથી કહેતો હતો;

જેની જોડે મેં લગારે જુદાઈ જાણી નહિ. અને જેને મેં કદી એ કશું ઊણું પડવા દીધું નહી એવા પૂરૂષોએ મને મારી નાંખવાનું કર્યું હતું, એ પુરૂષ કોણ, સમજ્યા કે? પાર્મિનિઓ અને ફિલોતસ! અરે ભગવાન!" એ છેલ્લા શબ્દ કાને પડતાંજ તમામ મંડળીના શરીર ઉપરનાં રૂવાંટાં ઉભાં થયાં.

પછી ફિલોતસને ત્યાં લાવ્યો. તેવારે તે ગભરાઈને છેક બેશુદ્ધ થયો હતો પણ પછી કેટલીએક વારે જરા હોંશિઆર થઈને તે તરકટની ખબર રાજાને ન જણાવવાનાં જે કારણો હતાં તે વીગતવાર કહી દીધાં, તેટલામાં સિકંદર ત્યાંથી નીકળી ગયો હતો તથાપિ તે અહીઆં છે એવું ફિલોતસને લાગ્યું તેથી તેની ભણી વળવા સરખું કરીને તેને સંભળાવવા સારૂ બોલ્યો, "હે રાજા, જે મેં સાંભળ્યું હતું, તે મેં તને જણાવ્યું નહિ, એ જો મારો અપરાધ હોય તો તે તેં મને માફ કર્યો છે. તે એટલે સુધી કે તે વેળાએ તેં મારા હાથમાં હાથ ઘાલ્યો, અને મને સાથે લઇને જમવા બેઠો. એ તને સાંભરતુંજ હશે. મેં તારા આગળ જે કહ્યુંછે, તે જો તેં ખરૂં માન્યું હશે, તો હું નિરપરાધી છું; અને મારૂં કહેલું તારા મનમાં ખોટું લાગ્યું હોય તો તેની તેં મને ક્ષમા કરીછે. એટલે મારૂં બોલવું તેં ગમે તેવું માન્યું હોય તોપણ હું શિક્ષા પાત્ર થતો નથી. એ બાબતનો તું સારી પેઠે વિચાર કર. રાજા, મને એકાએક ઊંઘમાંથી ઉઠાડી બેડીઓ ઘલાવી, એવો અપરાધ તે કયો કર્યોછે? મેં કંઈ ગુન્હો કર્યો નથી એવું મારૂં મન મને કહેછે; અને જો કાંઈ ગુન્હો થયો હોય તો તેની તેં મને ક્ષમા કરીછે, એ મને સારી પેઠે સાંભરે છે; તેથી મને બીક લાગતી નથી. હું કાંઈ ગભરાતો નથી. જુવો, રાજા, મારા શત્રુના નાના પ્રકારના બોલવા ભણી ધ્યાન ન લગાડતાં જે ઈનસાફ તને લાગે તે તું કર, એટલુંજ હું તારી પાસે માગુંછું." આ બોલેલું કંઈ કામ આવ્યું નહિ ને ફિલોતસ અપરાધી ઠરીને તેને દેહાન્ત દંડ થયો. તેમજ તેનો બાપ પાર્મિનિઓ આ વખતે મીડિઆ દેશમાં હતો, તેને સિકંદરે કેટલાંએક માણસો મોકલીને મરાવ્યો. એવી રીતે બાદશાહની ઘણી મેહેરબાની વાળા બાપ દીકરાની આખર આવી! તે વખતે પાર્મિનિઓની ઉમર આશરે ૭૦ વર્ષની હતી. એ પુરૂષ ઘણો વિચારવંત સારા સ્વભાવનો અને ઇમાની હતો અને તે સિકંદરને મારવાના તરકટમાં સામેલ હોવાની સારી સાબેતી થઈ નહોતી; તથા સાબીતીના સંબંધમાં તો ફિલોતસની બાબત પણ તેવીજ છે. તથાપિ ફક્ત સંશય ઉપરથી તથા બીજી કેટલીક વાતોના અનુમાન ઉપરથી તે બીચારાના જીવ ગયા, એવું કેટલાએક સુજ્ઞ ગ્રંથકારોનું મત છે. આ દુનિઆંમાં સાધારણ માણસને રાજકૃપા સરખી સુખદાયક વસ્તુ બીજી એક નથી, એ ખરૂં છે; તથાપિ તે વડે મદાંધ ન થવાને ઘણા સાવચેત રહેવું જોઇએ, અને તેમાં જો ભુલ ખાધી તો રાજકૃપાનો રાજકોપ થઇને જીવ ખોવો પડશે!

પાર્મિનિઓ અને ફિલોતસના મોતની ખબર જ્યારે લશ્કરમાં થઈ ત્યારે તેમાંના કેટલાએક જણાને મહા માઠું લાગ્યું. તેથી તે લોકો જો પોતાને વતન કાગળ લખે તો ત્યાંના લોકોમાં કેવી ગરબડ થાય તે કોણ જાણે એવી સિકંદરને બીક લાગવાથી તે વાતનો વિચાર કરવા તથા કાગળ લખવાને સંધી નમળે માટે તેણે લાગલીજ બીજી સ્વારીની તૈયારી

કરાવી અને ત્યાંથી એકદમ નીકળ્યો, તે પોતાના હમેશના ભભકા પ્રમાણે ઝપાટાબંધ દ્રાંગિઆના, આર્કોશિઆ, આરિમાસ્પિ દેશોમાંથી ગયો. તેમાં તેને કોઇએ હરકત કરી નહિ. પછી તેની સ્વારી પારોપામિસસ* નામે ડુંગરી પ્રદેશમાં આવી.ત્યાં તેના લશ્કરના માણસો અતિશય ટાઢ અને ખોરાકીના દુકાળથી ઘણાં મરી ગયાં. એજ રસ્તે થોડાક દહાડા ઉપર બીસસ ગયો હતો; તેવારે સિકંદરના લશ્કરના હાલહવાલ થવા સારૂ જાણીજોઇને તે પ્રાંતના દાણાપાણીનો નાશ કરતો ગયો હતો, તેથી સિકંદરનાં માણસ મહા દુઃખ પામ્યાં. તો પણ સિકંદર હિંમત હાર્યો નહિ. અને જે લગાર ધૈર્ય છોડેલો જણાયો તેને એવા કઠણ પ્રસંગની બે ચાર વાતો કહીને ધીરજ આપે અને હિંમતવાન જણાય તેને હિંમતની વાતોથી ઉસ્કેરે એમ કરતાં કરતાં પોતાના લશ્કરને દ્રાપ્સાકામાં આણ્યું, ત્યાં તેની સારી બરદાસ થઈ. પછી ત્યાંથી તે બાક્ટ્રિઆ દેશના આર્નોજ અને બાક્ટ્રિઆ ભણી વળ્યો. તે શેહેરો વગર મેહેનતે હાથ આવ્યાં. એ ખબર સાંભળવાથી બીસસના લશ્કરમાં સાત આઠ હજાર બાક્ટ્રિયન લોક હતા તે અગાડી પોતાની ગતી માઠી સમજીને તેને છોડી દઈ પોતાને ઘેર જઈ બેઠા. તો પણ હજી બીસસની પાસે થોડાં માણસો રહ્યાં હતાં તેમની સાથે હોડીઓમાં બેશીને આકસસ નદી ઉતરી ગયો; અને આણીમેર આવવાને સિકંદરને હોડીઓ નમળે માટે તે હોડીઓ તેણે બાળી નાંખી, પછી તે સાગદિયાના પ્રાંતના નાતકા નામે શેહેરમાં જઇને નવું લશ્કર ઉભું કરવાની પેરવી કરવા લાગ્યો. તથાપિ સિકંદર બાદશાહ એની પછવાડેજ આકસસ નદી ઉપર આવ્યો અને હોડીઓની દરકાર ન રાખતાં, લાકડાં, ઝાડની ડાળીઓ અને ચામડાથી ત્રાપા બનાવી પોતાના તમામ લશ્કર સાથે ઘણી હિંમતથી ઉતર્યો. એ સમાચાર સાંભળતાંજ બીસસનાં ગાત્ર સીથળ થયાં ને મનના વિચાર મનમાં રહ્યા ને નાસવા લાગ્યો એટલામાં તેનાજ મહા વિશ્વાસુ સરદાર સ્પિતામિનીસે બીજા બે સરદારોને મેળવી લઇને બીસસને પકડ્યો. તે વેળા તેણે ડરાયસનો મુગટ માથે પેહેર્યો હતો તે છીનાવી લીધો તથા ડરાયસનો મોટો ડગલો પેહેર્યો હતો તે કાડી લઇને ફાડી નાંખ્યો ને ભારે બેડી ઠોકી. તથા એક ઘોડા ઉપર બાંધીને સિકંદર બાદશાહ ભણી મોકલવાની તૈયારી. કરી! જુવો પરમેશ્વર આઘો નથી! બીસસે નિમકહરામ થઈને જે ભયંકર અને દુઃખદાયક પ્રસંગ પોતાના ધણી ડરાયસ ઉપર આણેલો હતો તેજ તેને ઘણા દહડા ગયા નહિ એટલામાં આવી લાગ્યો! આ લોકમાં કરેલાં પાપકર્મનો દંડ મુવા પછી પરલોકમાં ભોગવવો પડશે, એવું સર્વ શાસ્ત્રો ઘણા આગ્રહથી કહેછે તો પણ લોકો ગણકારતા નથી, એવું જોઈ, પરમેશ્વર એવાં ઉદાહરણો અહીનાં અહી દેખડાવે છે. તેનો વિચાર કરીને તો લોકોએ સાવચેત થવું જોઇએ.

સ્પિતામિનીસે પછી લાગલોજ બીસસને સિકંદર બાદશાહ પાસે આણ્યો. તેવારે તેના ગળામાં એક સાંકળ બાંધીને કુતરાની પેઠે પકડ્યો હતો; તથા તેના શરીર ઉપર તે વેળાએ મુદલે લુગડું રાખ્યું નહોતું સિકંદર બાદશાહની પાસે લઈ ગયા પછી બીસસ ભણી આંગળી કરીને સ્પિતામિનીસ બોલ્યો, "મહારાજ, આ નિમકહરામ માણસને મેં પકડી આણ્યોછે

* એ પ્રદેશ કાકેશસ પર્વતની કઠણોનો છે.

તે જોવા જોઈએ, એણે પોતાના અન્નદાતાનો જીવ લીધો. અને જેમ એ તેની સાથે વર્ત્યો હતો તેમ હું તેની સાથે વર્ત્યો છું. એટલે હું તેનો સેવક છું માટે મેં એનો દાખલો પકડ્યો છે એમાં કાંઈ વધારે નથી. શું કરીએ! આ તમાશો જોવાને હવે અહીં ડરાયસ હોતતો ઘણું સારૂં થાત!" એ સાંભળીને સિકંદરે સ્પિતામિનીસનાં ઘણાં વખાણ કર્યાં; અને બીસસ ભણી વળીને બોલ્યો, " અરે જે ડરાયસે તને આવડી પદવીએ ચઢાવ્યો હતો, તેને જ્યારે તેં બેડીઓ નાંખી અને ભાલાવડે મારી નાંખ્યો, ત્યારે તને ભાન નહોતું, તારા શરીરમાં ઘાતકી વાઘ જેવા પવન ભરાયો હતો એવું મને લાગે છે. નહિતો તારા હાથથી આવું કર્મ થાત નહિ. કૂર વિશ્વાસ ઘાતી રાક્ષસ, અહીંઆથી જા.મને તારૂં કાળું મોડું બતાવીશ નહિ!" એ સાંભળીને તે ત્યાંથી એક ખૂણે લઈ ગયો. પછી સિકંદરે ડરાયસના ભાઈ ઓકસાત્રિસને બોલાવીને બીસસ તેને હવાલે કર્યો; અને તેણે ડરાયસ જોડે કેવાં આચરણ કર્યાં તેની તપાસ અને તેને લાયકની સજા કરવાનો વિચાર ઈરાની સરદારોએજ કરવાનું ઠરાવી તેને કેદમાં રાખ્યો. પછી કેટલેક દિવસે તેની તપાસ થઈ, તેમાં તે ગુન્હેગાર ઠર્યાથી આખરે નાના પ્રકારની ભયંકર વિટંબણા વેઠીને જીવ ખોયો. 'કરે તેવું પામે,



## ભાગ ૬ ઠો.

નવાનવા દેશો જીતી લેવાની સિકંદર બાદશાહની ઈચ્છા અનહદ હતી,ધનલોભી કંજુસ માણસને જેમ જેમ વધારે વધારે પૈસા મળતાં જાયછે, તેમતેમ તેનો લોભ અને કંજુસાઈ વધતાં જાય છે. તેજ પ્રમાણે પરદેશ જીતવાના કામમાં સિકંદરની અવસ્થા હતી. ઉપર કહેલાં સઘળાં કામ પત્યા પછી તેની સ્વારી તમામ લશ્કર સાથે ઐક્સાર્તિસ નામે નદીને કાંઠે આવી પહોંચી. ત્યાં છાવણી નાંખીને રહ્યો હતો તે વારે પાસેના પ્રદેશના ૨૦૦૦ જંગલી લુચ્ચા લોકોએ તેના ઉપર તીર અને ગોફણના ગોળાઓનો વરસાદ વરસાવી મૂક્યો. ત્યારે સિકંદરે તેના ઉપર હુમલો કરીને તેમને નસાડ્યા તથા તેમના રેહેઠાણ ઉપર ઘેરો ઘાલ્યો. ત્યાં જે ઝપાઝપી થઈ, તેમાં ખુદ બાદશાહ મોખરે હતો. તેના પગમાં એક તીર એવા જોરમાં પેઠું કે તેથી તેના હાડકાને નુકસાન પહોંચ્યું. તેની પીડાથી તે ભોંયઉપર પડ્યો તે નજરે પડતાંજ માસિડોનિયન લોકો છેક ગભારાઇ ગયા. અને આ આફતમાંથી આપણો બાદશાહ કેમ બચશે તેના વિચારમાં પડ્યા અને તરતજ તેને એક ડોળીમાં ઘાલીને એક બાજૂ ઉપર લઇ ગયા પછી થોડી વારે ત્યાંની ગરબડ પત્યા પછી ફરીને તે છાવણી ભણી આવ્યા. તે વખત બાદશાહ લગાર સાવધ થયો હતો અને જખમને પટી મારી હતી. એટલામાં હારેલા જંગલી લોકોના વકીલ સલાહની સરતો કરવા સારૂ ત્યાં આવ્યા. તેની સામા બેશીને પોતાને હાથે પગનો પાટો છોડીને પોતાનો જખમ તેને બતલાવ્યો, પણ તેથી થતું દરદ તેને લગારે માલમ પડવા દીધું નહિ. તે જોઈ વકીલોને મોટી નવાઈ લાગી. અને એવું બોલ્યા કે, " અમારી તરફના લોકોથી

આપને આવડો મોટો જખમ થયો, તેને માટે અમે ઘણા દલગીર છીએ, અને જેણે એ બાણ માર્યું તે અમારા હાથમાં આવશે તો અમે તમારે સ્વાધીન કરીશું." એનો સિકંદરે કસો જવાબ આપ્યો નહિ; તથાપિ તે લોકો ખરેખરા નિરાશ થઈ દાંતે તૃણ ઘાલીને શરણ આવેલા જોઈ, તેનું કહેલું કબૂલ રાખ્યું. પછી સ્વારી આગળ ચાલી ત્યારે બાદશાહી ડોળી ઊંચકવાના માન બાબત તેના પાયદળ અને સ્વારો વચ્ચે રકઝક થઈ. તેનો નિકાળ સિકંદરે જાતે એવો કર્યો કે, તે બન્ને પક્ષે ડોળી વારા ફરતી ઊંચકવી. જુવો, ભક્તિ ભાવથી ભાર ઉચકવાનું પણ માણસને ઘણું માન ભરેલું લાગે છે.

એજ અરસાના સુમારમાં આબિયન સીથિયન નામના લોકો ભણીથી સિંકંદર બાદશાહ પાસે વકીલો આવ્યા. એ લોકો અસલથી ઘણા શૂરા અને તોછડા હતા; અને તે પોતાની મેળે કોઇનું નુકસાન કરતા નહિ; તેથી તેઓ સાયરસના વખતથી કેવળ સ્વતંત્ર હતા. તથાપિ સિકંદરની સ્વારી ભણી જોઇને તેમની હિંમત હઠી ગઈ. તેથી વકીલોની માર્ફત ઘણી નમ્રતાથી સલાહની સમજુતી કરી. તે તેણે કબૂલ રાખી. તે લોકોને સત્યતા અને નીરૂપદ્રવતા ઘણી વહાલી છે, એવું બાદશાહને ત્યાં કોઇએ જાહેર કર્યું, તેની તેને મોટી નવાઈ લાગી. અને એવી ચમત્કારી વૃત્તિના લોકો કેવી રીતે રહે છે તે તપાસવા સારૂ પોતાના દરબાર માંહેનો એક હોંશિયાર માણસને પેલા વકીલોની સાથે તેના દેશમાં મોકલ્યો. ત્યારે તે લોકોમાં રાજા અને કાયદા એ બંને ન છતાં તે બધા હમેશાં સુખ અને આનંદમાં પોતાનો વખત ગુજારે છે. એવું તેની નજરે પડ્યું. ખરેખાત, સર્વ લોકોમાં જો સત્યતા અને નિરૂપદ્રવતાનો ગુણ હોય તો રાજા અને કાયદાની કોઈકાળે જરૂર પડવાની નથી. તથાપિ એ ગુણ સંપૂર્ણપણે એક પણ માણસમાં મળવો કઠણ છે. તો એક આખા દેશની વાત શી કરીએ. તથાપિ એટલા પ્રાચીન કાળમાં જ્યારે જ્ઞાનનો પ્રસાર છેક થોડો હતો ત્યારે પણ આબિઅન સીથિયન લોકોએ અમૂલ્ય સદ્ગુણથી સંપન્ન હતા; એવું ઇતિહાસ ઉપરથી જણાય છે.

સિકંદર બાદશાહ એકસાર્તિસ નદીને કાંઠે એક સારી જગા જોઇને એક નવું શેહેર બાંધવાનો વિચાર કરતો હતો, એટલામાં સાગ્દિયાંના અને બાકૂત્રિયાના લોકોએ બળવો કર્યાના સમાચાર જાણ્યા. ત્યારે જેણે બીસસને પકડી આણીને પોતાનું વિશ્વાસુપણું જણાવ્યું હતું, તે સ્પિતામિનીસને કેટલાંએક માણસો આપીને સિકંદરે ત્યાં મોકલ્યો, તે નિમક હરામ માણસ બંડવાળાને મળી ગયો. તે ખબર બાદશાહે જાણી તે વારે ઘણું માઠું લાગ્યું; અને તે બંડ ભાગવા તથા સ્પિતામિનીસને સજા કરવા સારૂ ત્યાં જાતે જવાનો ઠરાવ કર્યો. તે પ્રમાણે તેણે નીકળીને પ્રથમ સેરોપોલિસ શેહેરને ઘેરો ઘાલ્યો. એ શેહેર સેરસે બાંધેલું હતું. તેથી તેના નામ ઉપરથી તે શહેરનું નામ પડ્યું હતું. પોતે તે કામમાં ગુંથાવાથી ક્રેતિરસ નામે સરદારના હાથ નીચે કેટલુંક લશ્કર આપીને તેને મેમાસી લોકોના શેહેર ઉપર ઘેરો ઘાલવાને મોકલ્યો. તે લોકો સાથે વિષ્ટી ચલાવવા સારૂ સિકંદર તરફના પચાસ સ્વારો આગળથી ગયા હતા; તેનો પ્રથમ આદર સત્કાર કરીને પછી રાત્રે ઊંઘતા તે બધા સ્વારોને તેમણે મારી નાંખ્યા; તેને લીધે તે શેહેર ઉપર બાદશાહને ઘણો

ક્રોધ આવ્યો. એ શેહેર બાંધનાર સૈરસ વિષે સિકંદરના મનમાં પૂજ્ય બુદ્ધિ હતી. માટે તે શેહેરનો વિધ્વંસ કરતાં સિકંદરને જીવ ઉપર આવ્યું હતું માટે માંહેલા લોકોને ઘણી છુટ આપીને પોતાને શરણ આવવા માટે તેને ઘણું કહાવ્યું. તથાપિ તે અહંકારમાં એટલા ફાટી ગયા હતા કે બાદશાહના બોલવા ઉપર તેમણે જરાએ ધ્યાન દીધું નહિ. તેથી આખરે લાચાર થઇને એકદમ ધસારો કરી તે શેહેર એકે ઝપાટે ફના કર્યું. એ વખતે સૈરસ વિષે બિચારી પૂજ્ય બુદ્ધિ તે લોકો ઉપરના ગુસ્સાની ઝુમમાં જરાએ વાર ટકી શકી નહિ!

સૈરોપોલિસનો નાશ કીધા પછી સિકંદર ક્રેતિરસ હતો ત્યાં એટલે એમાસી લોકોના રેહેઠાણ ભણી વળ્યો. તે શેહેરના લોકો ઘણા જીદ્દી અને શૂરા હતા. તેથી તે ઘેરામાં જેટલાં સિકંદર બાદશાહના માણસો મૂવાં તેટલાં પહેલાંના બીજા કોઈ પણ ઘેરામાં મુવાં ન હોતાં, ખુદ બાદશાહના માથામાં અંદરથી આવેલો એક ગોફણનો ગોળો એટલા જોરથી વાગ્યો કે લાગલોજ તેને મૂર્છા આવી. એથી બાદશાહને મુવેલો સમજી રડવા લાગ્યા એટલામાં તે જરા સચેત થયો,એટલે પોતાનું માથું ઝાલીને અરે,અરે! કરતો બેઠો નહિ. પણ, બનેલી સર્વ હકીગત સાંભળીને તેને એટલું શૂર ચડયું કે તેને હરાવ્યા વગર વિસામો ન ખાવાનો નિશ્ચય કરીને તેના ઉપર એકદમ હુમલો કર્યો. ત્યારે પહેલાં તો કાંઈ ઉપાય ચાલ્યો નહિ. તથાપિ થોડી વારે તેના માણસોએ શેહેરના કોટમાં મોટું બગદારું પાડયું; અને તેમાંથી તમામ લશ્કરમાંહે પેઠું. અને પેસતાંની સાથેજ બાદશાહે સર્વ ઘરોને સળગાવી દીધાં, અને પછી શેહેરનાં તમામ માણસો, પુરૂષ, સ્ત્રી, અને છોકરાની તડામાર કતલ ચલાવી! એવી રીતે બીજાં કેટલાં એક શેહેરો જીતી લીધા પછી ૩૦૦૦પાયદળ તથા ૮૦૦ સ્વાર આપીને મિનિદિમસને મરકંદાઉપર હુમલો કરવા મોકલ્યો. કારણ કે સ્પિતામિનીસ ત્યાં જઇને ઘણા બંદોબસ્તથી રહેલો છે, એવું તેણે સાંભળ્યું હતું.

એટલી ગોઠવણ કર્યા પછી બાદશાહ એક્સાર્તિસ નદીને કાંઠે ફરીથી પોતાની લશ્કરી છાવણીમાં આવીને રહ્યો. તે છાવણીની જગાની આસપાસ ઘણી મજબૂત મોટી ભીંત હતી ત્યાંથી થોડે છેટે સિકંદર બાદશાહે ઘણીજ ઝડપથી એટલે આશરે વીસ દહાડાની અંદર એક મોટું શેહેર બાંધ્યું અને તેનું પોતાના નામ ઉપરથી અલેકઝાંદ્રિઆ નામ પાડયું. એ શેહેરનો ઘેરાવો શુમારે સાડાચાર ગાઉનો હતો અને તેમાંનાં ઘર પણ ઘણાં વગ પડતાં બાંધ્યાં હતાં, તેમાં વસવાને માણસો જોઇએ. તે માટે કેટલાએક બંધીવાનોનો કેદને બદલે દંડ ઠરાવી તે પોતે જાતે ભરીને તેને છોડાવ્યા. ને ત્યાં નિરાંતે રેહેવાને ફરમાવ્યું, વળી જે કેટલાએક માસિડોનિયનો લડાઈનાં જખમોથી કે ઘડપણથી અથવા ઘણા તાપથી લડાઈનાકામમાં નાલાયક થયા હતા, તેને ત્યાં મૂકયા. એવી રીતે તેણે તે શેહેર બાંધ્યુ ને વસાવ્યું.

એ અલેકઝાંદ્રિઆ શેહેર સીથિઅન લોકોના રાજ્યની છેક સરહદ ઉપર આવેલું હતું; કારણ એકસાર્તિસ નદીને આ કાંઠે સિકંદર આવી પડયો હતો અને તેના સામાકાંઠા સુધી તે લોકોનો અમલ હતો, તેમને એવું લાગ્યું કે એ શેહેર એટલું પાસે બાંધેલું છે, તેથી કોઈ દહાડો આપણને મોટું નુકશાન થશે. માટે તેના રાજાએ લાગલુંજ થોડુંએક લશ્કર

તે શેહેર જીતી લઇને જમીન દોસ્ત કરવાને મોકલ્યું. તેની સિકંદરને ખબર થઈ; વળી મ-રકંદા ભણી જે સ્વારો મોકલ્યા હતા તેને દગાથી ત્યાંના લોકોએ મારી નાંખ્યા. એમ જ-ણાયું. તેથી તેને ઘણો ક્રોધ ચડયો અને તેનો નાદ ઉતારવાનો નિશ્ચય કર્યો. આ વખતે સિકંદર ઉપર સાગ્દિયન, બાક્‌ત્રિયન અને સીથિયન એવા ત્રણ દેશોના લોકો તેની સામા થયા હતા. તથા તે જાતે એટલો આજારી હતો કે, બીજાની મદદ વગર તેનાથી બેસાતું ઉઠાતું નહોતું, તોપણ તેની હિંમત લગારે ડગી નહિ. અને નીકળવાને આગલે દહાડે સ-વારમાં પોતાનો લશ્કરી ભવ્ય ડગલો પેહેરી મહા મુશીબતે પોતાના લશ્કરની સન્મુખ ઉ-ઉભો રહ્યો. તેનાથી વધારે તો બોલાયુ નહિ. તથાપિ જે ચાર શબ્દો તેના મોડામાંથી નીકળ્યા.તે સાંભળીને તેના લસ્કરને લડાઈ કરવાનો નવો જોસ્સો ઉત્પન્ન થયો તે જણાવવા સારૂ તેમણે એકદમ મોટી જય ગર્જના કરી. તે નદીને પેલે પાર ઉતરવા સારૂ હોડી કે ત્રાપા નહોતા માટે ત્રણ દહાડા ખોટી થઇને તેમણે લશ્કરને ઉતારવા જોગા ત્રાપા તૈ-યાર કર્યા.

એવી રીતે પેલી મેર જવાની તૈયારી થતી હતી એટલામાં સીથિયન લોકો તરફ-થી વીસ વકીલો સિકંદરને મળવા સારૂ લશ્કરમાં આવ્યા. તે રાજાના તંબૂમાં જઇને બેઠા પછી કેટલીકવાર સુધી છાનામાના બેશીને એકી નજરે તેની ભણી જોયા કર્યું. તે એટલા માટે કે, જે માણસ મહા પરાક્રમી અને કીર્તિવંત હોય છે, તે શરીરે પણ તેવો ભવ્ય અને તેજસ્વી હોય છે. એવી તેમની સમજણ હતી, અને તે પ્રમાણે સિકંદર બાદશાહ છેકે નહિ, તે તેને જોવાનું હતું. તે તેની ધારણા પ્રમાણે દેખાયો નહિ. એવી રીતે પેહેલી ઘડી અડધી ઘડી ગયા પછી, તે વકીલોમાં જે ઘણો ઘરડો હતો, તે ઉભો થઈ બાદશાહ ભણી વળીને ઘણી નમ્રતાથી બોલવા લાગ્યો. તેના ભાષાણમાં નિસ્પૃહતા ઘણી આગળ પડતી હતી. તે ભાષાણની મતલબ આ પ્રમાણે છેઃ—હે રાજા, તારામાં દેશ જીતવાની ઇચ્છા જેવી ઘણી મોટી છે, તેવી મોટી કાયા તને ઈશ્વરે આપી હોત, તો આ દુનિઆં તને ઘણી નાની લાગત. તું તારે જમણે હાથે પૂર્વદિશા અને ડાબે હાથે પશ્ચિમદિશા સ-મેટીને કદાપિ સૂર્યની પૂંઠે પણ લાગ્યો હોત. તને પરમેશ્વરે બીજાં માણસોના જેવોજ ઘ-ડયો છે, એટલે તેના કરતાં વધારે તને કાંઈ આપ્યું નથી. તો પણ તારાથી કદી ન બને એવી વાતો કરવાની હોંસ તને ઉત્પન્ન થઈ છે તૂં યુરોપખંડમાંથી એશિઆખંડમાં દેશના દેશ જીતતો જીતતો અહીં આવ્યો છે. એવું કરતાં કરતાં તમામ માણસોને જીત્યા પછી નદીઓ, જંગલો ને જાનવરો જોડે લડવા માંડીશ એમ લાગે છે. મોટું ઝાડ ઉછેરવાને વર-સોનાં વરસો લાગે છે. પણ તેને કાપીને કકડે કકડા કરતાં એક ઘડી પણ લાગતી નથી; સિંહને સર્વ પશુઓનો રાજા કહે છે, પણ કોઈ કોઇવાર છેક નાના પશુપક્ષી તેના મા-સ ઉપર ઉપજી વિકાર કરેછે, અને લોઢું એટલું કઠણ છે તો પણ એક નાનો જીવડો તેને ખાય છે; એવાત તું નથી જાણતો કે ? એટલે વસ્તુ ગમે તેવડી મોટી હોય, પણ તેનો નાશ કોઈ કોઈવાર છેકનાની વસ્તુથી થાયછે (ઠીકરી ઘડાને ફોડેછે ) એ તારા ધ્યાનમાં કોઈવાર આવ્યુંછે ? અમારે તારા જોડે શું કામ છે! અમે તારા દેશમાં પગ પણ મુકતા

નથી. અરે, જે બિચારા ગરીબ લોકો જંગલમાં નિરાંતે પોતાનો વખત કાડે છે. તેને તું વિના કારણ શામાટે સંતાપે છે? તું કોણ અને કયાંથી આવ્યો છે તે જાણ્યા વગર તેને શું અટકી પડ્યું છે! અમે કોઈ પારકા માણસ ઉપર હુકમ ચલાવવાના નથી, અને કોઈ પારકા માણસના હુકમમાં રહેવાનાએ નથી. રાજા, અમે સીથિયનો કેવા માણસ છીએ તે તું બરાબર સમજી લે, પરમેશ્વરે અમને બળદ, હોળ, બાણ, બરછી અને પ્યાલો એવા પાંચ પદાર્થો આપ્યા છે. એ પાંચ વડે અમે અમારા મિત્રો અને શત્રુઓ સાથે વહેવાર ચલાવીએ છીએ; તે એવી રીતે કે—બળદ અને હોળ વડે ઉત્પન્ન કરેલું ધાન્ય અમે મિત્રોને આપી એ છીએ; તેમજ પ્યાલામાં દ્રાક્ષરસ ઘાલીને તે દેવને અર્પણ કરીએ છીએ; શત્રુ આવ્યા હોય ત્યારે તેના ઉપર બાણનો વરસાદ વરસાવીએ છીએ; તે પાસે ધસીઆવે ત્યારે તેને બરછી વડે ભોંકી નાંખીએ છીએ. એ પ્રમાણે પ્રાચિન કાળમાં અમે મોટા મોટા લડાવેયા દેશો જીત્યા, પરાક્રમી રાજાને નરમ ઘેંસ કરી નાંખ્યા અને આખો એશિઆખંડ ઉજડ કરીને ઇજિપ્તમાં દાખલ થયા હતા.—રાજા, ચોરોનો સમુળગો નાશ કરવા સારૂ હું દેશાવરમાં સ્વારીઓ કરૂં છું, એવો ઢોંગ તું લોકોને દેખાડાવે છે; તથાપિ ખરૂં જોતાં તું પોતેજ મોટો ચોર છે. તારા જેવો બીજો ચોર આદુનિઆંમાં કોઈ નથી. જે દેશો તેં જિત્યા છે, તે લૂટી તથા બાળીને ખરાબ ખસ્તા કરી નાંખ્યા છે. લીડિયા, સીરિયા, ઇરાન, ને બાકૃત્રિયા દેશો તેં જીત્યા છે. અને હાલમાં તું અમારા લોકોના ઢોર ઢાંકરનો નાશ કરવાને ઉભો થયો છે ને પછી હિંદુસ્તાન ઉપર ચડાઈ કરવાનો મનસુબો કરે છે. તને જેમ જેમ દેશ મળતા જાયછે તેમ તેમ રહેલા દેશો જીતવાની તારી હોંસ વધતી જાય છે. રાજા, બાકૃત્રિયન લોકોએ તને ઘણો થકવ્યો હતો તે તને ખબર નથી કે? અને સાગ્દિયન લોકોએ પ્રથમ તને પત કર્યો હતો કે? હવે એકસાર્તિસ નદી ઉતરીને પેલી મેર ચાલ, એટલે અમારો વિસ્તર્ણું દેશ તારી નજરે પડશે. અમારા સીથિયન લોકોનો કેડો લીધાથી તને કંઈ લાભ જડવાનો નથી. એ હું તને ખાત્રીથી કહું છું અને તારાથી અમને કદી પણ જીતાવાના નથી એ પથ્થર પરની લીટી તારા ધ્યાનમાં રાખજે. અનેક દેશોનાં ગળાં રહેંશીને એકઠી કરેલી સંપત્તિ તારા લશ્કરમાં ગમે તેટલી હોયની. પણ અમારા દારિદ્રના જોસા આગળ તેનું તલમાત્ર ચાલવાનું નથી. અમે આઘા છીએ, એવું સમજીને તને નિરાંત છે, પણ અમે તારા ઉપર ક્યારે આવીશું તેનું અનુમાન તારાથી થશે નહિ. અમે શત્રુ પાછળ જેટલી ઝડપથી દોડીએ છીએ તેટલીજ ઝપડથી તેની નજર ચુકાવીને નાશી જઇએ છીએ. ગ્રીક લોકો અમારી હિંમતની મશ્કરી કરે છે. એવું અમે સાંભળ્યું છે. તેની કશી ફીકર નથી. અમારી ધીરજ અમને! તેથી જે લાભહાનિ થવાની તે પણ અમારીજ! તેમાં બીજા કોઇને કશું લાગતું વળગતું નથી. તમારાં મોટાં મોટાં શેહેરો અને અનહદ મેદાનો તમારી પાસે કાયમ રહો! તેની અમને અપેક્ષા નથી. અમે અમારી જંગલી ઝુંપડીઓથી તૃપ્ત છીએ. તેમાં અમને કંઈ ઓછું લાગતું નથી. રાજા સિકંદર, હું કહુંછું તે ધ્યાનમાં રાખ કે ધનનો વૈભવ માત્ર બપોરની છાયા જેવો છે. તેને સંભાળી રાખ; એ ધનનો વૈભવ તારા ઘરમાં ઘણીવાર સુધી રાખવાની તારી મરજી હોય

તો તારા એશઆરામને લગાર હદમાં રાખ—તું જ્યારે પોતાને દેવ અવતાર કહેવડાવેછે, ત્યારે હજારો માણસોની ગરદન રહેંશીને તે સર્વને નીચોવી લેવાનું તને લગારે શોભતું નથી, એટલુંજ નહિ; પણ તેનું હમેશાં ભલું કરવાની તારી મોટી ફરજ છે. અને જો તું પોતાને માણસ સમજતો હોય તો આ લોક અને પર લોકના સંબંધમાં તારી સ્થિતી અને કર્મનો વિચાર કરીને ચાલ. પણ મરજીમાં આવે તેમ વગર વિચાર્યું કરીશમાં. કારણ જે ને તું જીતીને દુઃખ દેછે તે તારા મિત્ર થઈ કલ્યાણ ઇચ્છશે એમ લગારે ધારીશ નહિ. કેમકે જેને તું જીતે છે તે તારા દાસ અને તું તેનો ધણી થાય છે. તેથી બંને વચ્ચે બરાબરીઆપણું રહેતું નથી. અને જેમાં બરાબરીઆપણું નથી તેની સાથે કદી મિત્રાઈ થતી નથી. એ તું ખચિત્ત સમજ; માટે તારે જો દોસ્તી કરવી હોય તો તારી બરોબરીના સાથે પ્રેમથી વર્ત એટલે થયું. અમારૂં રાજ્ય થ્રેસ સુધી પસરેલું છે. ને થ્રેસ મુલક તારા વતન માસિડોનિઆની લગો લગ છે. હવે આખરે મારૂં કહેવું એટલુંજ છેકે અમે સીથિયન લોકોને મિત્ર કે શત્રુ કરવા તેનો આગળથી વિચાર કરીને પછી જે તારે કરવું હોય તે કર." એ સઘળું ભાષાણ સિકંદરે શાંતપણે ધ્યાન દઇને સાંભળી લીધું; અને પછી તે વકીલોને ટુંકામાંજ જવાબ દીધો કે, મારૂં નશીબ મને અનુકુળ છે તેનો અને તમે જે અમણાં બોલ્યા તેનો એકંદર વિચાર કરીને મને જે યોગ્ય લાગશે તે કરીશ." એ ભાષાણ થઈ રહ્યા પછી તરત તેને પોતાના સરદારોને તંબૂમાં બોલાવ્યા અને બીજે દિવસે નદી પાર જવાનો ઠરાવ કર્યો. ઉપરના ભાષાણ ઉપરથી તે વકીલની નિસ્પ્રહતા અને સિકંદર બાદશાહની સહનશીલતા ખુલ્લી જણાઈ આવે છે. ખરૂં જોતાં સિકંદર સાંખી શકે એવો નહોતો; તેનાથી તોછડો જવાબ ખમાતો નહોતો. પરંતુ નિસ્પૃહા સાથે મેળાપ થયો એટલે માણસ ગમે તેવો અભિમાની હોય તો પણ તેને મુંગા રહેવું પડે છે. એવું આપણે વારંવાર જોઇએ છીએ. અન્યાયનો ગમે તેટલો ઠાઠ હોય તો પણ નીતીની નમ્રતા આગળ દીપે છે. એવું જે કેટલાએક કવિઓએ કહ્યું છે, તે ખરૂં છે.

ઉપર કહેલી સર્વ તૈયારીઓ થઈ રહ્યાપછી. સિકંદર બાદશાહનું લસ્કર મહા મુશીબતે એકસાર્નિસ નદી ઉતર્યું. એ નદી ઉતરતી વખત એટલી ગરબડ મચી રહી હતીકે, અમણાંજ આપણો દુસ્મનો પરાભવ કરશે કે શું એવું સિકંદરે ધાર્યું. તે પ્રમાણેજ જે સીથિયન લોકો સામેકાંઠે લડવા સારૂ ઉભા હતા. તેમને એ માસિડોનિયન લોકોની હિંમત દીઠી ત્યારે ઘણા છકજ થઈ ગયા. અને એવા પરાક્રમી લોકોની સામા આપણાથી ટકી શકાશે નહિ એવું લાગીને તેની હિંમત ભાગી ગઈ. એટલામાં માસિડોનિયન લોકો નજીક આવી પોહોંચ્યા ને લડાઈ ચાલી. પણ ધાકખાઈ ગએલા સીથિયનો લગાર લડયા ન લડ્યાને નાશવા માંડ્યા. એટલે તેની પાછળ માસિડોનિયનો લાગ્યા, તે વેળાએ સીથિયનોનો ઘણો ઘાણ વળ્યો. એમાં કેટલા મુવાને કેટલા જખમી થયા, તે કોઈ ઠેકાણે બરાબર કહેલું જણાતું નથી; તથાપિ તેના હજારો માણસોને કેદ કરીને સિકંદરે પોતાના લસ્કરમાં આણ્યાં અને આશરે બે હજાર ઘોડા તેમની પાસે છીનાવી લીધાનું એક ઠેકાણે લખેલું છે. આ લડાઈમાં સિકંદરના માત્ર ૮ માણસો મુવાં, અને ૧૦૦ પ્યાદા અને ૧૦૦૦ સ્વાર જખમી

થયા. એ કેદ કરીને આણેલા સીથિયનોનો કંઈ પણ દંડ ન લેતાં પાછા તે લોકોના લશ્કરમાં મોકલી દીધા. એની મતલબ એટલીજ કે મેં જે તમારી સાથે લડાઈ કરી તે મારા દુશ્મન જાણીને કરી નહોતી; પણ તમે પોતાને અજીત કહેવડાવતા હતા, તેથી તમને જીતીને ગાજીપણું મેળવવા સારૂ કરી એવું તેમને જણાવવાની તેની મતલબ હતી.

પ્રાચીન કાળમાં સીથિયન લોકોની બહાદુરી ઘણી વખણાતી હતી. ને તે કોઈનાથી જીતાવાની નથી એવું બધા દેશો સમજતા હતા. એવા લોકોને સિકંદરે જીત્યાના સમાચાર જ્યારે ચારે મેર ફેલાયા; ત્યારે તેનો સર્વના મનમાં મોટો ધાક બેઠો. સીથિયન દેશની પાસેજ સાસી નામે જોરાવર રાજ્ય હતું. ત્યાંના લોકોએ લાગલાજ પોતાના વકીલોને સલાહના કોલકરાર કરવા સારૂ મોકલ્યા. તેમનું બોલવું બાદશાહે નિરાંતથી સાંભળી લઈને કબૂલ રાખ્યું. તેજ પ્રમાણે સીથિયન લોકોભણીથી પણ વકીલો આવ્યા. તેમણે સિકંદરને જણાવ્યું કે, "તમારી સાથે જે વિરોધ કર્યા તે અમારા બધા લોકોએ કર્યા નથી. પણ કેટલાએક અજ્ઞાન અને મૂર્ખ માણસોએ કર્યા, અને હથિઆર પકડ્યાં. એ તેમની મોટી ભુલ થઈ. બાકી બીજા તમામ લોકો આપનો હુકમ માથે ચડાવવાને તૈયાર છે. માટે કાંઈ હુકમ કરો એટલુંજ હમારૂં માગવું છે." તેને પણ ઠીક છે, એવો જવાબ દીધો.

આણીમેર એમ ચાલી રહ્યું હતું પણ સ્પિતામિનીસ જે મરકંદામાં ભરાઈ બેઠો હતો તેનું વેર લેવાની મરજી સિકંદરને વારંવાર થતી હતી. માટે તેણે પોતાની સ્વારીનો રોખ તેની ભણી વાળ્યો. એ સ્પિતામિનીસને માલમ પડતાંજ ત્યાંથી નીકળીને બાકિત્રઆ દેશ ભણી નાસવા લાગ્યો. તેની પાછળ સિકંદર લાગ્યો ખરો પણ તે ઝટ જડશે નહિ, એવું ધારીને સાગ્દિયાના ભણી વળ્યો. ત્યાં તેણે પોતાની ચાલુ રીત પ્રમાણે ગામનાં ગામ બાળીને ઉજડ કર્યા અને કેટલાક સાગ્દિયન લોકોને કેદ પકડ્યા. તેમાંના ત્રણ જણા ઘણા સ્વરૂપવંત અને સમજદાર હતા. ને તે દેશના મુખ્ય જમીનદારો હતા. એવું પાછળથી જણાયું. તેમને સિકંદરના હુકમથી ફાંશી દેવા સારૂ લઈ જતા હતા તે વેળાએ પેલા ત્રણ જણા નાચી કુદીને ઘણી ખુશાલી જણાવવા લાગ્યા. એ ચમતકારિક ખબર સિકંદરે સાંભળી ત્યારે તેમને પોતાની સન્મુખ અણાવ્યા. અને મરવાને જતાં આટલો બધો આનંદ થવાનું કારણ પૂછ્યું. તેનો તેમણે એવો જવાબ દીધો કે, "અમારો જીવ લેવાની બીજા એકાદા સાધારણ રાજાએ જો આજ્ઞા કરી હોત તો અમને ઘણું માઠું લાગત. તથાપિ આપ આજ તમામ દેશો જીતીને આખી પૃથ્વીના રાજા થયા છો, એવા જે મહા પરાક્રમી પ્રભુ પોતે પોતાની આજ્ઞાથી અમને મારે છે. એવું મોત મહા શૂરાઓને પણ પરમ દુર્લભ છે. એવું અમે સમજીએ છીએ. માટે અમને આ વેળાએ પરમ આનંદ થાય છે." તેને સિકંદરે પૂછ્યું, "તમને જો અમણા જવા દઈએ, તો મારી સાથે દુશ્મનાઈ ન રાખવાને કબૂલ કરો છો?" તેનો તેમણે ઉત્તર આપ્યો કે, "હજી સુધી તો અમે તમારી જોડે શત્રુવટથી ચાલ્યા નથી. અમે અમારા ઘરમાં નિરાંતે રહેતા હતા, એટલામાં તમારા લોકોએ અમારા ઉપર વિના કારણે હલ્લો કર્યો. ત્યારે અમારે અમારા બચાવ સારૂ હથિઆર પકડવાં પડ્યાં. તેમાં અમારો વાંક નથી. તેણેજ જો અમને સમજાવીને હે-

તથી ચલાવ્યા હોત, તો તમારા જે અત્યંત નિમકહલાલ ચાકરો છે તેના કરતા સેજ વત્તા અમે તમને જણાયા હોત; પરંતુ હવે બોલેલું શા કામનું? થવાનું તે થઈ ગયું!" એ વાત થયા પછી સિકંદરે તેમને જીવતદાન આપ્યું. એથી તે લોકો આગળ એવાતો નિમકહલાલ નીકળ્યા, કે તેમાંના કેટલાકને સિકંદરે પોતાની સાથે હમેશાં રહેનારા પરમ વિશ્વાસુ માણસોમાં તેમને રાખ્યા. એટલે જેને શત્રુ ગણીને ફાંસીએ લટકાવવાને લઇ જતા હતા તે થોડી વારમાં રાજાના ઘણા વહાલા થઈ પડ્યા.

એ થઈ રહ્યા પછી બાદશાહ પોતાના લશ્કર સાથે બાક્ત્રિયામાં જઇ રહ્યો. ત્યાં તેને સોળ હજાર નવું લશ્કર માસિડોનિયાથી આવી મળ્યું. તે વેળા તેના લશ્કરમાં ઘણી ગરબડ નહોતી કારણ કે તે વખતે કોઈ શત્રુ આસપાસ રહ્યા નહોતો; અને આસપાસના ઘણો ખરો તમામ દેશ તેણે જીતી લીધો હતો. તથાપિ આકસસ નદીના ખડકો ઉપર પેટ્રાઆક્સિઆના નામે ઘણો મજબૂત અને સીધા ચડાવનો એક કિલ્લો હતો. તે ઉપર આરિમેઝિજ નામે એક સાગ્દિયન સરદાર ૩૦૦૦ લશ્કર અને બે વરસ સુધી ચાલે એટલી ખોરાકી લઇને ઘણા બંદોબસ્તથી રહ્યો હતો; અને તે કિલ્લો કોઇથી જીતાવાનો નથી એવી સૌ લોકોની ધારણા હતી માટે તે જીતી લઈને આપણું સામર્થ્ય તે લોકોને બતાવવાનું ધારીને પોતાના લશ્કર સાથે તેની થડમાં આવ્યો. ને તપાસ કરવા લાગ્યો. ત્યારે તે કિલ્લા ઉપર જવાનો રસ્તો એકજ છે તથા તે ઘણો કઠણ છે. એવું તેને માલમ પડ્યું. તેથી મહા વિચારમાં પડ્યો પણ હામ છોડી નહિ. અને ઘેરો ઘાલવાની પહેલાં કિલ્લેદારને કહાવી મોકલ્યું કે તમે વહેલા વહેલા શરણ આવશો તો તમને કશી હરકત થશે નહિ. એ સંદેશા ઉપર ઘણું બબડી ફફડીને તેણે આખરે એમ કહ્યું કે, "સિકંદર બાદશાહ થયો તેમાં શું થયું? તેનાથી જેમ બીજી વાતો થાય છે તેમ નસાશે પણ ખરૂં! ઉપર દાખલ થવાની તેના શી તાકાત છે? તેને જો એકાએક પાંખો આવે, તો કોણ જાણે ભાઈ કહી શકાતું નથી!" એ સઘળા સમાચાર કાને પડતાંજ બાદશાહને ઘણો ક્રોધ ચડ્યો; અને ગમે તેમ કરીને પણ કિલ્લો તરત લેવાનો નિશ્ચય કર્યો. એ કામ કરવાને તેણે પોતાના લશ્કરના આશરે ત્રણસેં પહાડી લોકોને બોલાવી મંગાવીને તેને કહ્યું, "અરે મારા શૂરા સિપાઇઓ, જે ઠેકાણાં કોઇથી કદી લેવાશે નહિ એવું લોકો સમજતા હતા, તે મેં તમારી મદદ વડે સેહેજ લીધાં; તમારી હિંમત ઉપર મેં મોટા મોટા પર્વત ઓળંગ્યા; નદીઓ ઓળંગી, અને સિલિસિઆ દેશમાં રસ્તો નહોતો ત્યાં નવો રસ્તો પાડીને અહીં સુધી આવ્યા છીએ. જુઓ બહાદુરો, આ કિલ્લા ઉપર જવાનો માત્ર એકજ રસ્તો છે; તે આપણને સીધો માલમ પડે છે. એ વગર બીજો રસ્તો નથી એવું સમજીને ઉપરના લોકોએ તે બાજુએ ફકત પેહેરો મૂક્યો છે, અને બીજી બાજુઓને નિર્ભય સમજીને છુટી મૂકી છે એવું જણાય છે. તમે જો ઘણી તિક્ષણ નજરે તપાસ કરશો તો બીજો એક પણ ઉપર જવાનો રસ્તો જડ્યા વગર રેહેશે નહિ. હિંમતથી થતા નથી એવાં કામો આ દુનિયામાં એકે નથી. આપણે ઘણે આઘે શા માટે જઇએ, જુઓ, એશિઆખંડનો જેટલો મુલક આપણા પગ તળે આવ્યો છે તેટલો બીજા કોઇએ જીત્યો હતો કે? અથવા આટલે બધે આઘે આવીને આપણે આટલા દે-

શે જીતીશું એવું કદી તમારા સ્વપ્નામાં પણ આવ્યું હતું કે? તથાપિ બહાદુરો, એ મહા કાર્યો આ-પણે હાથે થવાનું મુખ્ય કારણ આપણી હિંમત છે. તો પછી હવે ઉઠો, કંમર બાંધો! બીજો એ-કાદ રસ્તો શોધી કહાડો અને પરમેશ્વરનું નામ લઇને ઉપર જઇને લાગલુંજ ત્યાં આપણું ધોળું નિશાન ઉભું કરો. તે મારી નજરે પડશે એટલે હરેક તદબીરે ઉપરના દુશ્મનોને હેઠે અ-મારા ઉપર આણીને તમને ધાસ્તીમાંથી મોકળા કરીશું એવું નકી સમજજો એવું ભાષણ કરીને તેમને તેણે મોટાં મોટાં ઇનામો આપવાનાં ઠરાવ્યાં. તેથી તે લોકો ઉસકેરાઇને નવો રસ્તો શોધવા સારૂ નીકળી પડ્યા. તેની જોડે બાદશાહ જાતે પણ તે કિલ્લાની આસપાસ એક વાર ફર્યો. એ પહાડી લોકોએ પોતાની જોડે બે દિવસની ખોરાકી તથા હથિઆરમાં તર-વારે તથા બરછીઓ સાથે રાખી હતી. તેણે ઉપર ચડવાનું કામ રાત્રે આરંભ્યું. કિલ્લા ઉપર જવાનો નવો રસ્તો ઘણો વિકટ હતો તે એટલો કે, તેમને કોઈ કોઈ વારતો હાથ અને પગ ચોભાવીને વાંદરાની પેઠે ચડવું પડતું; અને કોઈ વાર હાથ પહોંચે ત્યાં લોઢાની મેખો મા-રીને તેટલું ઉંચે ચડ્યા પછી ફરીને તેમ કરવું પડતું હતું. વળી તે ટેકરો બરફથી ઢંકાયલો હતો, તેથી તેમના હાથ પગ ટાઢથી અકડાઈ ગયા હતા. તેમાંથી કેટલાએક જણા મહા મે-હેનતે ઘણે ઉંચે ગયા પછી ત્યાંથી પગ ખશીને કે મેખ ઉખડીને જે ધશી પડ્યા તે ડું-ગરની તળેટી સાથે ઝીકાઇને ચૂરે ચૂરે થઈ ગયા. એ જ્યારે ઉપર ચડનારા જીવતા માણસોની નજરે પડ્યું હશે. ત્યારે તેમને કેવું લાગ્યું હશે વારૂ! તોપણ તેમણે હિંમત છોડી નહિ. મહા મેહેનતે પરોઢ થતાં પેહેલાં ઉપર પહોંચ્યાં અને તેમણે પેહેલાંના સંકેત પ્રમાણે ત્યાં ધોળું નિશાન ઉભું કર્યું.

કિલ્લા ઉપરના રાંની લોકો ફક્ત તે કિલ્લાના મથાળા ઉપરજ રેહેતા નહોતા પણ ત્યાં એક નાનું વીવર હતું તેમાં હમેશાં રહેતા. અને જરૂર પડે બહાર આવતા હતા. વળી, એ વીવર સિકંદરના માણસોએ ઉભા કરેલા નિશાનની સામી બાજુએ હોવાથી શ-ત્રૂઓ ઉપર આવ્યા છે એવી તે બિચારાઓને મુદલે ખબર પડી નહોતી. અને પોતાની જગા નિર્ભય માનીને નશ્ચિંત બેઠા હતા. આણીમેર સવાર થતાં સુધી તે નિશાન કોઇએ દીઠું નહિ, માટે પોતાના લોકોની શોધ કરવા તથા કિલ્લામાંના રાની લોકોને સમજાવવા સા-રૂ સિકંદરે કોફીસ નામે એક ગૃહસ્થને ઘણો ઉતાવળો ઉપર મોકલ્યો. એ સખ્શ જ્યારે પેહેલો ઉપર ગયો હતો ત્યારે ત્યાંના કિલ્લેદારે તેને મોડે સિકંદરનો થયો તેટલો તુચ્છકાર કર્યો હતો. તે કોફીસ કિલાને મથાળે ગયો ત્યારે ધોળું નિશાન ઉભું કરેલું તેની નજરે પડ્યું તેથી તે ઘણો મગ્ન થયો અને આરિમેઝિજને એ વાતો વધારે દાબીને કહેવાની તેને ઉમેદ આવી. તેથી પેહેલો પોતાના લોકોની ખબરઅંતર લઈ, તેને સાબાશી આપ્યા પછી થો-ડાંક માણસો સાથે લઇને પેલા વિવરમાં કિલેદારને મળ્યો. ત્યાં બંને વચ્ચે આમ તેમ વાતો થયા પછી કોફીસે સિકંદર જોડે નમ્રતાથી વર્તવાને સૂચના કરી. ત્યારે તેણે પેહેલાં કરતાં વધારે ઉદ્ધતાઇનો જવાબ દીધો. તેના ઉપર એકે શબ્દ ન કહેતાં તેનો હાથ પકડીને સિ-કંદરનાં જે માણસો વાવટો ઉડાવતા હથિઆરે બંધ થઇને બેઠા હતા તે દેખડાવ્યાં. અ-ને લગાર તેની પાસે જઈ ધીમેથી બોલ્યો, "જોયું કે! સિકંદર બાદશાહનાં માણસોને તો

ખરેખરી પાંખ આવી!" એ મેહેણું આરિમેઝિજને તિક્ષણ બાણ જેવું સાલ્યું. એ બોલચાલ થતી હતી એવામાં કિલ્લાના તળાઆને ઘેરો ઘાલનાસ માસિડોનિયનોએ ઉ-પલું નિશાન જોઇ એક મોટી, જય ગર્જના કરી. તથા નાના પ્રકારના વાજીત્રો વગાડ્યાં, પછી શું પૂછવું ? આરિમેઝિજ અને તેના માણસો દાંતે તૃણ લઇને માસિડોનિયન લોકોના હાથમાં આવ્યાં. તેમણે પોતાને માફી મળવા માટે સિકંદર બાદશાહને ઘણો વિનવ્યો. અ-ને જીવતદાન મળવા માટે સેંકડો નાક લીટી તાણી. પણ તેનો ગુસ્સો સમ્યો નહિ. ને તે બધાના ભુંડા હાલ કરીને ઘણી ક્રૂર રીતે તે કિલ્લાના પગપાર સાથે ઝીકીને મારી નંખા-વ્યા! આરિમેઝિજ જો પ્રથમથીજ નમ્રતાથી ચાલ્યો હોતતો આવો ભયંકર પરિણામ આવત નહિ. એ વર્તમાન ઇ. સ. પૂ. ૩૨૮માં બન્યું.

એ પછી એક બે નાના દેશો થોડી મેહેનતે જીતી લીધા પછી સિકંદર બાઝારિઆ પ્રાંતમાં આવ્યો. તેમાં મોટાં મોટાં જંગલો હતાં અને તેમાં, સિંહ, વાઘ, હરણ ઈત્યાદિ પશુઓ ઘણાં રહેતાં હતાં. તેમાં એકવાર બાદશાહ શિકાર કરવા ગયો. ત્યાં એક મોટો વિ-કાળ સિંહ તેના ઉપર ધશી આવ્યો. ત્યારે બહાદૂર બાદશાહે તેને પોતાની બરછીવડે ઠાર કર્યો. એ સમાચાર તેના માણસોએ જાણ્યા ત્યારે તેમણે તેની ધીરજનાં ઘણાં વખાણ કર્યાં અને એ સંકટની વેળાએ તે બચ્યો માટે પરમેશ્વરનો પાડ માન્યો. તથાપિ એવો જીવ સટ્ટાનો વખત વારેવારે આવે નહિ માટે તેમણે ઘણા આગ્રહથી એવો નિયમ કરાવ્યો કે, રાજાએ હથિઆરબંધ ઘણાં માણસો સાથે લીધા સિવાય શિકારે જવું નહિ. આ ઉપરથી રાજાના જીવ ઉપર તેના એકલાજનીજ સત્તા હતી એમ નહિ પણ પ્રજાનીએ સત્તા હતી એવું માલમ પડેછે. અને મોટા હિંસક પશુને મારવાની આબરૂથી સિકંદર જેવા પરાક્રમી રાજાની કિર્તીમાં ઉમેરો થશે નહિ એ વાત પણ તેમના મનમાં આવી હશે એમ લાગેછે.

એ પછી કેટલાક દિવસ વિસામો લીધા કેડે ત્યાંથી તે મરકંદામાં આવ્યો. ત્યારે ત્યાં જે તોફાન ફિસાદ થયાં હતાં તે પેહેલ વહેલાં બેસાડી દીધાં. એ શેહેર તાબામાં આવ્યું ત્યારથી ત્યાં આર્તાબાઝસ નામે ગ્રહસ્થને સુબેદાર નીમ્યો હતો. તે ઘણો ઘરડો હોવાથી તે કામ થઈ શકતું નહોતું. માટે તેણે સિકંદરને પોતાના કામનું રાજીનામું આપ્યું. ત્યારે તેની જગાએ ક્લિતસ નામે ગૃહસ્થની રાજાએ નેમણુક કરી. એ ગૃહસ્થ માસિડોનિઆ સંસ્થા-નનો ઘણો જુનો ચાકર હતો. તે ફિલિપ રાજાને ઘણો ઉપયોગી પડ્યો હતો; તેથી તેના ઉપર તેની ઘણી મેહેરબાની હતી. અને ખુદ સિકંદર બાદશાહ ગ્રાનિકસની લડાઇમાં ઉઘાડે માથે શત્રુ સાથે લઢતો હતો તેવામાં કોઈ ઈરાની સરદાર તેના માથા ઉપર ફરશી ઉગામીને મોટા જોસાથી આવ્યો હતો ત્યારે ક્લિતસે ઘણી ચપળતાથી તેનો હાથ પોતાની બરછીવડે ઉપરને ઉપર કાપી નાંખીને પોતાના બાદશાહનો જીવ બચાવ્યો હતો. વળી. ક્લિતસની બેન હિલાનિસ સિકંદરની બાળપણની ધાવ હતી; અને તેના ઉપર પોતાની ખરી માના જેવું હેત બંધાયું હતું. ઈત્યાદિ અનેક કારણોને લીધે સિકંદર ક્લિતસને મોટી લાયકીનો માણસ ગણીને ઘણું માન આપતો હતો. એ ક્લિતસ નવી નેમણુક થવાથી મ-રકંદાની સુબેદારીનું કામ તપાસવા લાગ્યો.

મરકંદામાં સિકંદરનો મુકામ ઘણા દિવસ રહ્યો હતો. તે વેળા કોઈ કોઈવાર પોતાની જોડે પોતાની વધારે પ્રીતીવાળા સરદારોને જમવા બોલાવતો હતો. તે સમયે તેને તથા તેની આખી મંડળીને દારૂનું બ્યસન ઘણું લાગ્યું હતું. તેથી એવી ઉજાણીમાં ઘણી ગરબડ મચી રહેતી હતી. અને તેમાંથી કાંઈ કાંઈવાર તો માઠાં પરિણામો નિપજતાં હતાં. એક દહાડો સંધ્યાકાળે એવી મોટી મંડળી તેણે જમવા બોલાવી હતી. તે વખતસર આવીને પોત પોતાની જગાએ જમવા બેઠા. એ વખતે સિકંદર દારૂની કેફથી બેભાન બની જેમ તેમ બકવા લાગ્યો. તેમાં તેણે પોતાના બાપ ફિલિપ રાજાની નિંદા અને પોતાની સ્તુતિ એટલી ચલાવી કે, તેથી પાસેના સદ્‌ગૃહસ્થોને ઘણું માઠું લાગ્યું; પરંતુ તે બાબત ખુલ્લી રીતે બોલવાની કોઈની હામ ચાલી નહિ. તે માંહેમાંહે કુચકુચ કરવા લાગ્યા. તે મંડળીમાં ક્લિતસ હતો. તેને ફિલિપની નિંદા સાંભળીને મહા માઠું લાગ્યું. વળી તેમાં તેણે પણ દારૂ પીધો હતો, તેથી શું બોલવું અને શું ન બોલવું તેનું તેને ભાન રહ્યું નહોતું. તેથી તે પેહેલો તો પોતાની સાથે બેઠેલા ગૃહસ્થના કાનમાં કંઈક બબડીને પછી યુરિપિદીજ નામના પ્રખ્યાત કવિના કાવ્ય માંહેનો એક શ્લોક બધા સાંભળે તેમ મોટેથી ગાવા લાગ્યો. તે શ્લોકની મતલબ એવી હતી કે, ગ્રીક લોકો પોતાના શત્રુ રાજાઓના નામ સદાકાળ રહેવા સારૂ પથરો વગેરે ઉપર કોરીને મેહેનત કરેછે; તથાપિ જે બીજા શૂર પુરૂષોએ તે રાજાઓને જશ અપાવવાના કામમાં પોતાના જીવ ખોયાછે, તેની નામના પાછળ રહેવા માટે કાંઈ વિચાર કરતા નથી એ ચાલ ઘણી માઠી છે. એ શ્લોક સિકંદરના અંતઃકરણમાં વજ્ર સરખો સાલ્યો. તેથી ઘણો તપી જઈને ઉભો થયો. આણીમેર ક્લિતસ પણ અત્યંત ક્રોધે ભરાયો. સિકંદર બાદશાહ તેની, ફિલિપ રાજાની, તથા ફિલિપની વખતના સરદારોની અતિશય નિંદા કરવા લાગ્યો, તેવારે તેની ભણી હાથ કરી, ડોળા કાઢી તથા ભવાં ચડાવીને ક્લિતસ ઘણા આવેશથી ઘાંટો કાઢીને બોલ્યો, "અરે, તું મારી નિંદા કરેછે કે ? કંઈ ચિંતા નહિ. પણ ગ્રાનીકસની લડાઈમાં આજ હાથે તારો જીવ બચાવ્યો છે ! અરે, રાજા જે જુના સરદારોને તું બિકણ અને નાદાન કહેછે, તે તારા બાપના વારામાં જો રણમાં ન પડ્યા હોત તો આ તારો હાલનો વૈભવ ખચિત મળત નહિ. અરે, અમે તારે માટે હમારા માથાં હાથમાં લીધાં છે, તોપણ તેના બદલામાં અમને આગળ શું મળશે. તે પાર્મિનિઓના ભયંકર મોત ઉપરથી અમને કાંઈ ખબર પડીછે." એ છેલ્લા બોલોથી સિકંદરની પગની ઝાળ માથે ચઢી તેથી તેના અંગ ઉપર ધશી ગયો. ત્યારે ક્લિતસ વળી બોલ્યો કે, "ઠીક છે ! તને નિસ્પૃહ અને સ્વતંત્ર માણસોના ખરા બોલ ગમવાના નથી! જા જઈને ગુલામોના મંડળમાં બેસ; એટલે તે ખોટું ખરૂં બોલીને દેવ પ્રમાણે તારી સ્તુતિ કરશે." એ સાંભળતાંજ સિકંદર પોતાની પાછળના સિપાઈના હાથમાંની તરવાર લઈને ક્લિતસને મારવા દોડ્યો. પણ સાથેના માણસોએ ઉતાવળથી તેને ત્યાંથી આઘો કાઢી મૂક્યો તેથી તે તેમને તેમ રહ્યું, અને મંડળીમાં બીજી ત્રીજી વાતો ચાલી. એટલામાં બીજા માણસોની નજર ચુકાવી ક્લિતસ બીજે બારણે માંહે આવ્યો, ને ફરીને પેલો મશ્કરીનો શ્લોક મોટે સાદે ગાવા લાગ્યો. તે વખતે સિકંદરે તેની છાતીમાં બરછી ઘોચીને ત્યાંનો ત્યાંજ જીવ લીધો !

એ પાપકર્મ તેણે ગુસ્સાના આવેશમાં કર્યું ત્યારે સિકંદરને કાંઈ લાગ્યું નહિ. તથાપિ કિલતસની છાતીમાંથી ખળખળ લોહી વહી રહ્યુંછે અને તે મડું થઇને પડેલો છે એ જ્યારે નજરે પડ્યું. ત્યારે તેની દારૂની કેફ અને ક્રોધનો જોસ્સો બંને ઉતરી ગયાં અને આપણે કેટલું ઘોરકર્મ કર્યું એવી લાગણીથી મૂર્છા ખાઈ ધડ દઇને જમીન ઉપર પડ્યો! તે વેળા ચાકરોએ તેની આસના વાસના કરીને કેટલાએક સીતોપચાર કર્યા, ત્યારે લગારેક સાવચેત થયો અને પાસે પડેલી બરછી લઇને પોતાની છાતીમાં ઘોંચવા મંડ્યો. તે તેની પાસેના માણસોએ મોટી મેહેનતે ઝુંટાવી લીધી તે ઠીક થયું. નહિતો તેજ વખત તેણે આપઘાત કર્યો હોત. "બીજું બધુંતો રહ્યું પણ હિલાનિસને હવે હું શું મોડું બતાવીશ?" એમ બોલતો નિસાસા મૂકીને ઘણું આક્રંદ કરવા લાગ્યો. અને એ પશ્ચાતાપથી કેવળ ગાંડો બની ગયો હોય એવું જણાવા લાગ્યું. ત્યારે ચાકરોએ તેને ઊંચકીને ત્યાંથી દિવાનખાનામાં લાવીને સુવાડ્યો. ત્યારથી બે દિવસ સુધી તે એકસરખો રડ્યા કરતો હતો. એમ પુષ્કળ રડી તથા પછાડા ખાઈ ખાઇને તેના હાંજા નરમ થઈ જવાથી મરવા જેવો થઇને આખરે જમીન પર પડ્યો. તે વેળા તેને બોલવા જેટલીએ શક્તિ રહી નહોતી, તેના મનને નિરાંત વાળવાને ત્યાં પુષ્કળ મોટા મોટા માણસો આવી ગયા પણ તેની ભણી આંખો ઉઘાડીને જોયું પણ નહિ. ત્યારે રાજાને કઈ રીતે સાવધ કરવો, તેના મોટા વિચારમાં સૌ પડ્યા. તેમાં આરિસ્તાંદ નામે કોઈ એક ગૃહસ્થ હતો, તેણે સિકંદરને એમ કહ્યું કે "કિલતસ ઊંચો સફેદ પોષાક પેહેરીને મારા સ્વપ્નમાં આવ્યો હતો, તે એમ બોલ્યો કે, જે થયું તે બધું ઇશ્વરી પ્રેરણાથી થયુંછે. એનો દોષ સિકંદરને માથે લગારે નથી." એ સાંભળીને રાજાને લગાર ઠીક લાગ્યું. વળી આનાકઝારકસ નામે એક તે વખતનો મોટો તત્વજ્ઞાની હતો તે રાજા પાસે જઇને એમ બોલ્યો કે, "અરે, જે સિકંદર ભણી આજ સઘળી દુનિઆં જોઈ રહી છે તેજ, આ સિકંદર કે! જુઓ, આવડા મોટા પરાક્રમી જગવિખ્યાત પુરૂષે એકાદા નાદાન પ્રમાણે ભોંય ઉપર આળોટીને રડવું શોભેછે કે? રાજા તારી જે મરજી તેજ શુદ્ધ ઇનસાફ એવું સર્વ દેશો ગણેછે. એની તને ખબર નથી? અરે, જે તેં આટલા મોટા દેશો જીતી લઇને પોતાને દુનિઆ પાસે ચક્રવર્તી રાજા કેહેવડાવ્યો છે તે તારે સેહેજના લોક અપવાદથી બીને ટળવળવું ઘટારત છે? એ સાંભળીને સિકંદર લગાર વધારે સાવધ થયો. તો પણ અપવાસ કરીને જીવ કાઢવાની જીદ છોડે નહિ. ને અન્નને અડકે નહિ. એમ કેટલાક દિવસ જતાં સાથેના લોકોના આગ્રહથી તે થોડું થોડું ખાવા લાગ્યો. અને પૂર્વ સ્થિતિમાં આવ્યો. જે સિકંદરે પૃથ્વીપરના ઘણા ખરા દેશો જીત્યા હતા, તેનાથી પોતાનો ક્રોધ ન જીતાયો, એટલુંજ નહિ પણ ઉલટો ક્રોધે તેને જીતીને પોતાનો કરી લીધો હતો. એ જોઇને આપણા મનને મોટી નવાઈ લાગેછે.

એ પછી દાહી લોકો ઉપર ચડાઈ કરવાનો સિકંદરે મનસુબો કર્યો કારણકે સ્પિતામિનીજ તેમાં આશરો પકડીને રહ્યો હતો. એવી ખબર થઈ હતી પણ સિકંદર મહાભાગ્યશાળી હતો, તેને સ્પિતામિનીજને પકડવા સારૂ સ્વારી કરવાની જરૂર પડી નહિ. કેમકે તે અહીંથી ત્યાં ને ત્યાંથીઅહીં એમ નજર ચુકાવતો રવડતો હતો તેની સાથે તેની બધરી

પણ હતી. તે આ રખડાટથી છેક કંટાળી ગઈ હતી, તેથી તે પોતાના ધણીને સિકંદરને સ્વાધીન થવાનો વારંવાર આગ્રહ કરતી હતી. પણ તે અભિમાની પુરૂષ ગણકારતો નહોતો; તેથી એક રાત્રે તેને ઉંઘેલો જોઈ તે બાઇએ હાથમાં તરવાર પકડીને તેનું ગળું કાપી નાંખ્યું! તે વખત તે એમ ધારતી હતી કે મેં આજ જે કામ કર્યું છે તેથી સિકંદર બાદશાહ મારા ઉપર ઘણો ખુશી થઇને મને એકાદ મોટી બક્ષીસ આપશે. તેથી તેવીને તેવીજ લોહીથી ખરડેલા હાથે મુડદું સાથે લઇને રાજા પાસે આવી. અને તે માથું રાજા આગળ મુકીને બધી હકીગત કહેવા લાગી. તે તેનું નિર્દય કામ જોઇને બાદશાહને ઘણું માઠું લાગ્યું તેથી તેને તરત ને તરત પોતાના લશ્કરમાંથી હાંકી કાઢવાનો હુકમ કર્યો

માસિડોનિયન લોકોને રસ્તામાં આટલાં સંકટો આવ્યાં, અને આવા હાલ થયા, તો પણ દરરોજ પોતાનાં પગલાં એશિઆખંડમાં અગાડી નાંખતા ગયા તેનું મુખ્ય કારણ તેના રાજાની ચમત્કારિક ધીરજ હતી. મરકંદા માંહેનું સર્વ કામકાજ પત્યા પછી તે ગાબાઝા નામે દેશમાં જવા સારૂ નકળ્યા. તે રસ્તામાં મોટા વરસાદ અને વિદ્યુતના તોફાનથી એવા ગભરાઈ ગયા કે, બધાજણા સૌ સૌની જગાએ દિગમૂઢ થઇ બેઠા, અને આકાશી કુવાડો આપણા ઉપર ક્યારે પડશે ને આપણું શું થશે એવી ફિકરથી ઘણા ભયભિત થઈ ગયા. રાજા વગર સર્વની અક્કલ બેહેર મારી ગઇ. એ ભયંકર વરસાદથી તેના આસરે ૧૦૦૦ માણસોના જીવ ગયા. એ નુકશાન થોડું નહોતું. તો પણ એ પુરૂષે પોતાની ધીરજ ઓછી થવા દીધી નહિ. તમામ લોકો ફિકરમાં અને હાલહવાલ પડેલા હતા ત્યાં પોતે ઘોડા ઉપર બેશીને તેમની પાસે જાય, શું જોઇએ છીએ તે પુછે. જે કોઈ કાંઈ માગે તે તરત તેને પુરૂં પાડે અને આ તોફાની કાળ જતો રહીને સારો સુખનો વખત ઝટ આવશે એવું કહીને તેમને ધીરજ આપે. એવી રીતે ચાર પાંચ દિવસમાં તે લોકો સારા હોંશિઆર થયા ત્યારે તેમને સાથે તેડીને સાસી નામે દેશમાં બાદશાહ આવી પહોંચ્યો. ત્યાંના રાજાનું નામ આકસ્યાર્તિસ હતું, તેણે સિકંદરનું બળ જાણીને ઘણી નમ્રતાથી આદરમાન આપ્યું; અને પોતાને ઘેર એકવાર તેને મીજબાની આપી. તે મીજબાનીમાં આવીને જમવા બેઠો. એટલામાં આકસ્યાર્તિસની જુવાન અને અત્યંત સુંદર છોકરી તેની નજરે પડી; તેથી તે એટલો વિહ્વળ થયો કે, તેની પાસે લાગલીજ તેને માગી લઇને તેની સાથે પોતાના દેશાચાર પ્રમાણે લગ્ન કર્યાં. એ વાત માસિડોનિયા લોકોને ગમી નહિ; કારણ જીતેલા રાજાને પોતાના ગુલામ ગણતા હતા. તથાપિ બાદશાહની મરજી વિરૂદ્ધ બોલવાથી કિલતસની અવસ્થા કેવી થઈ હતી તે તેમણે તરતજ જોઈ લીધું હતું. માટે આ લગન બાબત તેમના મોડામાંથી એકે શબ્દ બહાર નીકળ્યો નહિ.

હિંદુસ્તાનમાં દોલત ઘણી છે, એવી સિકંદર બાદશાહને ઘણા દિવસ આગમચ ખબર થઈ હતી. અને ત્યારથીજ તે દેશ ઉપર સ્વારી કરવાનો વિચાર કરતો હતો. તે હવે પાર પાડવાનો વખત પાસે આવ્યો છે. એવું જોઇને તેને માહા આનંદ થયો અને તેના ઉપર ચડાઈ કરવાની તૈયારીઓ ઘણા ઉમંગથી કરવા લાગ્યો. એણે જ્યારથી પોતાનું વતન છોડ્યું ત્યારથી જે જે કામમાં હાથ ઘાલ્યો તે તે કામમાં તેને જશ આવતો ગયો, તેથી તેને

અતિશય અહંકાર આવ્યો હતો; તેથી ઇચ્છા થઈ કે આપણને લોકોએ દેવતાઈ અવતાર તો માન્યો છેજ પણ હવે તે મને સાક્ષાત દેવ માનીને ભજે, એવી ઇચ્છા પુરી કરવા સારૂ રાજા આગળ હજારો ખુશામતિઆ લોકો ઉભાજ હોયછે. તેમ સિકંદરને પણ તેવા લોકો દેવ, દેવ, કહેવા લાગ્યા. એ પોતાનો નવો વૈભવ ખુલો કરી દેખાડવવા સારૂ તેણે પોતાના તમામ લોકોને એક મોટી મીજબાની આપી. તે વખતે ક્લિઅન નામે એક વખાણ કરનાર ભાટે અગાડીથી કરી રાખેલા સંકેત પ્રમાણે સિકંદરને ત્યાંથી માહિલી બાજુએ જવા દીધા પછી તે સભામાં તેનાં અતિશય વખાણ કર્યાં. તેના બોલવામાં એમ જણાવ્યું કે, સિકંદર બાદશાહનું દેવત્વ તત્વજ્ઞાનીમાં ગણનારાઓએ પહેલ વહેલું કબૂલ કર્યું. તેથી હવે બાકીના સાધારણ માણસો સહેજ કબૂલ કરશે. એ એના બોલવાનો ઝોંખ કાલિસ્થિનીસ નામે જે તત્વવેત્તા ત્યાં મંડળીમાં બેઠો હતો. તે તરફ હતો. એ પુરૂષ આરિસ્ટાટલનો સગો હતો, અને તેણે એને આંમુખ્યાં સિકંદર જોડે આપ્યો હતો. એવી મતલબથી કે. આપણો પ્રિય શિષ્ય જુવાન છે, તેને એકાદ દુર્વ્યસન લાગે નહિ. નઠારી સોબતમાં પડે નહિ, અને ઇંદ્રિય સુખભોગમાં પડીને પોતાનો નાશ કરી નાંખે નહિ. માટે એ ગોઠવણ તેણે કરી હતી. અને કાલિસ્થિનીસ પોતાની એ ફરજ સારી રીતે બજાવતો હતો. તેથી સિકંદર તેની ઘણી આમન્યા રાખતો હતો. તે હોમર કવિના કાવ્ય માંહેલું એક વાક્ય તે જુવાન રાજાને વારંવાર કહી દેખડાવતો હતો, તે વાકયમાં ઉપદેશ હતો કે, "ભાઈ, તું જો સ્વેચ્છાચાર કરવા માંડી તો તારૂં આયુષ્ય કમી થશે." એ બોલો આખરે ખરા પડ્યા.

ક્લિઅનનું ભાષણ લાંબો વખત ચાલ્યું હતું. તેમાં તેણે બે ત્રણ વખત કાલિસ્થિનીસને મેહેણું માર્યું. તો પણ તેનું ભાષાણ જ્યાં સુધી પુરૂં થયું નહિ ત્યાં સુધી તે સહનશીલ પુરૂષ એકે અક્ષર ન બોલ્યો. પણ પછી સિકંદરની તે બેહદ સ્તુતિ તેનાથી લગારે ન ખમાયાથી આખરે ક્લિઅન ભણી વળીને બોલ્યો, "અરે, આટલાં બધાં બેહદ વખાણ ખુદ સિકંદર બાદશાહને પણ ગમશે નહિ એમ મને ખબર છે. જો તે અહીંઆં હોત તો તેજ તને જવાબ દેત; પણ તે અહીં નથી માટે તેની વતીનો હું જવાબ દઉં છું કે, ભાઈ, દેવ તે દેવ ને માણસ તે માણસ, દેવની યોગ્યતા માણસને કદી આવવાની નથી. સિકંદર બાદશાહ આજ પૃથ્વી ઉપર સર્વથી મોટો છે, તેના જેવડો મોટો પરાક્રમી પુરૂષ આ જગતમાં બીજો કોઈ નથી. એ વાત નિર્વિવાદ ખરી છે. તથાપિ તે, દેવ ન હોય, માણસ છે, એમ ખચિત્ત સમજવું જોઇએ, અરે ભાઈ, દેવ થવાને તેને પેહેલાં તો પોતાનું મૃત્ય શરીર નાંખી દેવું જોઇએ. અમથીજ ખરી ખોટી ગપ્પો મારવામાં શો માલ છે?" એ બોલતો હતો ત્યારે તમામ મંડળી છક થઇ એક બીજાના મોડા સામું જોતી સ્તબ્ધ બેઠી હતી. અને સિકંદર બાદશાહ એ સઘળો બનાવ પાસેજ પડદાની પેલીમેર બેશીને સાંભળતો હતો. તે એટલો પાસે છે એ બહાર બેઠેલાઓને ખબર નહોતી. કાલિસ્થિનીસ બોલતો બંધ પડ્યા પછી તેણે અંદરથી ક્લિઅનને છાનો સંદેશો કહાવ્યો કે, "કોઈ ગમે તે કહો, પરંતુ, ઇરાની લોકોએ મને પરમેશ્વર માનીને મારા આગળ નાકલીંટીઓ કાઢવી જોઇએ, એવી તદબીર તું કર." તે પ્રમાણે તેણે તે લોકોને સખત તા-

કીદ આપ્યાથી તે લોકો તેમ કરવાને કબૂલ થયા. એટલામાં જેમ એકાદ મોટું કામ કરીને થાકી ગયો હોય એમ ઉતાવળો ઉતાવળો આવીને સિકંદર પોતાના સિંહાસન ઉપર બેઠો, તેવારે તેની આગળ ઇરાની લોકોએ નાકલિસોટી કાઢી! શું કરે બિચારા! પ્રસંગ ગુજરે એટલે ગાજીતે પાજી થાય છે!

કાલિસ્થિનીસ ઘણો વિદ્વાન માણસ હતો, અને તે સિકંદર વિષે જે બોલ્યો તે શબ્દ શબ્દ ખરા હતા. તથાપિ. મોટાઈ મેળવવાની ઝુમમાં પડેલા સિકંદરને તે તિક્ષણ બાણ જેવાં ખૂંચ્યાં. તેથી તેના વિષેની પુજ્ય બુદ્ધિ તેના મનમાંથી ખશી જઇને ઉલટો તેને મારી નાંખવાનું કોઈ બહાનું શોધવા લાગ્યો. એટલામાં હર્મોલાસ નામના માણસે કાંઈ ખાનગી કામના વેરથી સિકંદરને મારી નાંખવાનો મનસુબો કર્યો હતો. તે જણાયો અને તપાસ ચાલી. તે પ્રકરણમાં ઘણા માણસો સપડાયા. તેમને જ્યારે પુષ્કળ માર ફાડ કરી ત્યારે બધી વાતો માની અને કેટલાએક મોટા મોટાનાં નામો દીધાં; પરંતુ કાલિસ્થિનીસનું નામ કોઇએ દીધું નહોતું. પણ સિકંદરે ઉપલા વેરને લીધે તે પ્રકરણમાં એ મોટા માણસનું નામ ઉત્પન્ન કરી તે અપરાધ કબૂલ કરાવવા સારૂ તેને મહા મહા વેઠા પાડી.તેમ કરતાં તેને એટલું દુઃખ થયું કે તેથી લાગલોજ તે બિચારો મરણ પામ્યો. એવા મોટા માણસને આવું મોત આવવું જોઇએ! નામાંકિત ફ્રેંચ ગ્રંથકાર રોલિને એ બાબત એવું લખ્યું છે કે, "કાલિસ્થિનીસ ખરો તત્વજ્ઞાની હતો. રાજા પાસે રહેનારા જે લોકો હોય છે તેમાંના પણ ખરા બધા, મોંના મીઠા, લાંચીઆ, વ્યસની અને નીચ હોય છે; અને એવાજ લોકો ત્યાં પસંદ પડે છે. કાલિસ્થિનીસનો સ્વભાવ તેવો નહોતો; એટલે તે સ્પષ્ટ વકતા, પોતાના તત્વ વિચારમાં મગ્ન, અને બેપરવા હતો; તે રાજાની કચેરીમાં પોતાની મેળેતો કદિજ આવતો નહોતો, પરંતુ,તેને બોલાવવા જાય ત્યારે પણ જવાને ઘણો સંકોચાતો હતો; એવો પુરૂષ રાજાને કેમ પસંદ પડે? સિકંદર જોડે આ વેળા જે હજારો માણસ હતાં. તેમાં આગળ પડીને ખરેખરૂં કહેવાને એકની પણ છાતી ચાલી નહિ, પણ તે શિખામણરૂપી સત્ય કાલિસ્થિનીસે ખુલ્લું કરીને કહ્યું; તેથી તેનો જીવ ગયો!"

સદ્ગુણનું આવું ભયંકર ફળ મળે એ વાત ઘણી દુઃખ દાયક છે, તથાપિ માણસની દુષ્ટ વૃત્તી આગળ કોઇનો ઉપાય ચાલતો નથી. કાલિસ્થિનીસની એવી અવસ્થા થયા પછી તેને ખરેખરી સારી સલાહ કોઈવાર મળી નહિ. કારણ જે તે પોતાના જીવના રક્ષણ માટે તેની મરજીનું વલણ જોઇને બોલે. તેથી ખરો પુખ્ત વિચાર એક બાજુએ રહેતો, પાસેના લોકોને રાજા સાથે વર્તવાનો આવો પ્રસંગ આવે તો રાજાનો નકી પડતો દહાડો આવેલો સમજવો. સેનિકા નામે એક વિચારવંત ગ્રંથકારે એમ લખ્યું છે કે, "કાલિસ્થિનીસના મોતથી સિકંદરના નામને એવડું મોટું કલંક લાગ્યું છે કે, તેના સદ્ગુણ ઉપરથી અથવા પરાક્રમ ઉપરથી જો કે તેની કીર્તિ કેટલીએ પસરી, પણ આ ડાઘ સર્વ લોકોને હમેશાં ઝગઝગતો દેખાશે." એ તેનું કહેવું ખરૂં છે. સિકંદરે આટલા ઇરાનીઓને માર્યા, ફલાણા મોટા મોટા રાજાઓને પદભ્રષ્ટ કર્યા. ફલાણા દેશો જીત્યા, અને ફલાણા ફલાણા દુર્ગમ પ્રદેશોમાં ઘણી હિંમતથી દાખલ થયો. એવી સ્તુતિ ઉપર કોઈ બોલે એટલે તે ઉ-

પર સેનિકા તેને કહે કે, "હા, તમે કહોછો તે ખરૂં છે; પણ તેને કાલિસ્થિનીસને વગર કારણે મારી નખાવ્યો એ ઘણું નિંદીત કર્મ કર્યું. ને એ કામથી તેની સઘળી કીર્તિની છેક ધુળ થઈ ગઈ."

છાવણીમાં એવી નાના પ્રકારની ભાંજગડમાં ઘણો વખત ગુમાવ્યા પછી, તેણે હિંદુસ્તાન ઉપર સ્વારી કરવાની તૈયારી કરવાની પોતાની પ્રચંડ સેનાને આજ્ઞા કરી. તેને હમેશાં કોઈ પણ ઉદ્યોગ જોયતો હતો; અને તેને એવું લાગતું હતું કે, લડાઈ કે સ્વારી જેટલી વાર બંદ રાખીને આપણે નિરાંતે બેશીએ તેટલી વારમાં આપણી તરવાર બહાદુરીની કીર્તિની છાપ લોકોના મનમાંથી ઓછી થતી જાય એ ઠીક નહિ; આ બે કારણોને લીધે તે લડાઈ અને ચડાઇ ના વિચાર ઉપર વિચાર કરતો, અને તે પાર પાડવાને મથતો હતો. ખરૂં કહીએ તો હિંદુસ્તાન ઉપર સ્વારી કરવામાં વિશેષ લાભ તેને મળવાનો નહોતો; પરંતુ ધામધુમની ઉમેદ અને મોટાઈ મેળવવાની ઝુમમાં તેણે આ ચઢાઈની તૈયારી કરાવી. તેની હકીકત ઘણી લાંબી છે અને આ ભાગની હદ આવી રહી છે. માટે તેનું નિરૂપણ હવે આવતા ભાગમાં કરીશું.

---

## ભાગ ૭ મો.

સિંહને ફકત જોતાંજ જેમ બીજાં જનાવરો ભયભિત થાયછે, તેવી સિકંદર બાદશાહની પચરંગી બળવાન સેના નજરે પડતાંજ બીજા દેશોની અવસ્થા થતી હતી. આપણે કોઇને દુભ્યા નથી એટલે આપણને કોઈ છેડશે નહિ. એવી સાધારણ સમજણ જતી રહીને સિકંદરને શરણે ન જતાં નિરાંતે બેશી રહેવાનો મહા અપરાધ લોકોમાં ગણાવા લાગ્યો હતો; કારણ કે એવા દેશો સાથે પેહેલાં કાંઇએક બોલચાલ ન કરતાં તેના ઉપર એકદમ હુમલો કરીને ધુણધાણી કરી નાંખતો હતો. હવે તેની સ્વારીનું વલણ હિંદુસ્તાન ભણી વળતાંજ તેના રસ્તા માંહેના કેટલાએક રાજા રજવાડા પોતાના લશ્કર સાથે તેને જઈ મળ્યા. અને પોતાને તેના સેવક કહેવડાવવા લાગ્યા. તો પણ કેટલાએક દેશના રાજા બચાવનો સારો બંદોબસ્ત કરીને પોતાની રાજધાનીમાં બેશી રહ્યાની તેને ખબર પડી. માટે તેણે હેફિસ્તિયન અને પરદિકાસને મોટું લશ્કર આપીને એવા અભિમાની રાજાઓનો નાદ ઉતારવાને રવાને કર્યા. અને વળી તેને બીજો એવો હુકમ ફરમાવ્યો કે, સિંધુ નદીને કાંઠે જઇને તમામ લશ્કર પાર ઉતરવાને પુરી પડે એટલી હોડીઓ બાંધીને તૈયાર રાખવી. સિંધુ નદી સુધી આવી પહોંચે ત્યાં સુધીમાં તેમને કેટલીએક નાની મોટી નદીઓ ઉતરવી પડી. તે ઉતરવાને તેમણે જે હોડીઓ બાંધેલી હતી. તે એવી હતી કે જોઇએ ત્યારે તેના કડકે કડકા છુટા પાડીને ગાડામાં ઘાલીને જોઇએ ત્યાં લઈ જવાય, અને મરજીમાં આવે ત્યારે ફરીને જેવી હતી તેવી તૈયાર થાય. એ યુક્તિ ઘણી ઉપયોગી છે. એ હાલના વખતમાં કોઈ ઠામે ઉપયોગમાં આવતી જણાતી નથી. પરંતુ એટલા જુના વખતમાં આવી ચમત્કારિક કળા લોકો જાણતા હતા એ મહા નવાઈ જેવું છે. સિકંદર બાદશાહ પોતાના સ્વાર અને પાય-

દળ લઈને આગાડી નીકળ્યો અને બાકી રહેલું લશ્કર પાછળથી લાવવાનો ક્રેતિરસને હુકમ કર્યો. તે પ્રમાણે તે તેને ઝટ આવી મળ્યો. એ વખતે તેણે નિશ્ચય કર્યો કે આપણો પ્રતાપ રાજાઓને બરાબર દેખાડાવવો. અને તેને ઘટતી નમ્રતાથી વર્તાવવા. માટે જે કોઈ આપણી સાથે લુચ્ચાઈ કરે તેનો દેશ છેક ઉજડ કરી નાંખવો. એ પ્રમાણે તેણે કેટલાંએક ઉદાહણો દેખડાવ્યાં. એવા એક શેહેરને ઘેરો ઘાલ્યો હતો, ને તે કઈ બાજુએથી હલ્લો કરતાં સ્વાધીન થશે તે જોવાને બાદશાહ ઘોડા ઉપર બેશીને તેની આસપાસ ફરતો હતો એટલામાં એક તીર ઘેરાયલા લોકો તરફથી આવીને તેના શરીરમાં પેઠું અને લોહી નીકળવા લાગ્યું. તેની વધારે દરકાર ન રાખતાં તે શૂરો રાજા ઘેરાની આજુબાજુ ફરીને જે તપાસ કરવાની હતી તે કરી. એ તેની ધીરજ અને સહન શીળતા જોઇને તેના લોકોને મોટો અચંબો લાગ્યો; અને પોતાનું કામ એ પ્રમાણે એક નિષ્ટાએ કરવાની ઉસકેરણી મળી. તેથી તે શેહેર ઘણી ઝડપથી જીતી લે એમાં શી નવાઈ? એવી ઉસકેરણી સિકંદર બાદશાહ ગમે તેટલું બોલીને કરત તો પણ તેમાં આવત નહિ.

એ પછી તેની સ્વારી નેસા નામે શેહેર પાસે આવીને પાસેના જંગલમાં મુકામ નાંખ્યો. એ વખતે ઘણી ટાઢ પડી, તેથી લશ્કરના લોકોને ઘણું દુખ ભોગવવું પડયું. ત્યારે બાદશાહે ત્યાંના સુકાયલાં ઝાડો કપાવી નાંખીને ઠામ ઠામ મોટી મોટી હોળીઓ સળગાવી તેથી લગાર તેમને શાતા વળી. અહીં પણ પોતાના ધારા પ્રમાણે શેહેરને ઘેરો ઘાલ્યો તે વારે માંહેના લોકોમાંથી કેટલાએક જણાએ ઘણા જોસ્સાથી બહારના લોકોને હઠાવી મૂકવાનો પ્રયત્ન કર્યો. પણ તે પાર પડ્યો નહિ. આખરે તેમનાં બે પક્ષ પડ્યાં; એટલે કેટલાક જણા કેહેતા કે આપણું નશીબ કેવું છે તે અજમાવી જોવું. અને બાકીનાઓનો મત એવો હતો કે, આવડા જોરાવર લશ્કર આગળ આપણું કશું ચાલવાનું નથી, માટે તેના કરતાં તેને શરણે જઇને આપણો બચાવ કરવો એ સારૂં. એ મતભેદની ખબર સિકંદરને થઈ તેથી એ શેહેરના લોકોથી વધારે વાર ટકાવ કરી શકાશે નહિ એવું સમજીને હુમલો કરવાની મેહેનતમાં ન પડતાં, તેમને બહારથી દાણો પાણી મળતો હતો તે રસ્તો બંધ કર્યો. એટલે તે લોકો તરેહવાર હરકતમાં આવી પડ્યા; તો પણ એમ ને એમ કેટલાક દિવસ કહાડ્યા. પરંતુ આખરે નિરૂપાય થઇને સિકંદરને શરણે જવું પડ્યું. તેમને બાદશાહે કંઈ હરકત ન કરતાં ઘણી મહેરબાની દેખડાવી. એ ઠેકાણે માસિડોનિયન લોકોએ છ દહાડા સુધી મોટો ઓચ્છવ કર્યો.

ત્યાંથી નીકળીને તે દિદાલા નામે દેશમાં આવી પહોંચ્યો. તેમાં માસિડોનિયન લોકોના પરાક્રમની કીર્તિ ઘણી ફેલાઈ ગઈ હતી. તેથી તે દેશ જીતી લેતાં લગારે મેહેનત પડી નહિ. તેમાંનાં નાનાં નાનાં નગરો ટોલમીએ લીધાં અને મોટાં હતા તે સિકંદરે કબજ કર્યાં એ કામ એવું ઝડપથી થવાનું કારણ એ છે કે માસિડોનિયન લોકો પાસે આવેલા જાણીનેજ ઘણા ખરા લોકો જંગલમાં નાશી ગયા હતા. એ શેહેરો જીતવાનું કામ પત્યા પછી પોતાનું ઘણું ખરૂં લશ્કર એકઠું જમાવીને સિકંદર ચોઆસ્પિસ નદી ઉતર્યો, એટલે માસાગા નગરે આવ્યું. ત્યાંનો રાજા આસાકાનસ તેવામાં મરી ગયો હતો, અને રાજ કા-

રભાર તેની મા ક્લિઓફિસ ચલાવતી હતી તેની પાસે ૩૦૦૦૦ માણસનું લશ્કર હતું તથા રાજધાનીની ચારે ગમ મજબૂત કોટ, ખાઈ અને ડુંગરો આવવાથી એવો પાકો કબજો બન્યો હતો કે રસ્તો આપ્યા સિવાય બહારના દુશ્મનોથી કદી અંદર અવાશે નહિ એવી તે લોકોની પક્કી ખાતરી હતી. એ શેહેરની કીલેબંધીનું કામ જોવા સારૂ બાદશાહ ઘોડે સ્વાર થઇને ફરતો હતો એટલામાં માંહેથી એક તીર આવીને તેના પગની પાટલીમાં પેઠો. તે તેણે બહાર ખેંચી કાઢ્યો તો પણ લોહી વહેતું હતું. તેની દરકાર ન કરતાં કોટનું બાંધકામ તપાસતો જતો હતો. પણ પેલા જખમ જેમ જેમ સુજતો ગયો, તેમ તેમ તેને અતિશય વેદના થવા લાગી. તે તેણે કેટલીકવાર સુધી તો ગુપચુપ ખમી. પણ આખરે નિરૂપાય થઇને બોલ્યો, "હું જ્યુપિટરનો પુત્ર છું, એમ ઘણા લોકો પ્રતિજ્ઞા પૂર્વક કહે છે, તથાપિ હું કોઈ દેવ નથી; પણ બીજાના જેવો માણસ છું, એવું આ જખમ ઉપરથી હું સંપૂર્ણ રીતે સમજ્યો છું!" એટલું છતાં હજી તેણે પોતાનું કામ મુકી દીધું નહિ. ને દરેક જગા ધ્યાન દઇને તપાશી, અને ખાહીમાં કઈ જગાએ પુરણી કરીને રસ્તો કરવો તથા બહારની બાજુએ કઈ જગાએ બુરજ બાંધવો, તે નક્કી કરીને ઘણી ઝડપથી કામ ચલાવ્યું. એ ખાહીને પુરવા તથા બુરજ બાંધવા સારૂ આસપાસનાં ઝાડોજ ન ભાગ્યાં પણ મોટાં મોટાં ઘરો ભાંગીને કામ કર્યું, માંહેલા લોકો ઘણા ધીરજવંત હતા. પણ બહારની બાજુએ આટલા થોડા વખતમાં એટલે નવ દીવસમાં આવડો ગંજાવર બુરજ બાંધ્યો તે ઇશ્વર હશે એવું જોઇને બીધા. અને હથિઆરો ફેંકી દઇને કિલ્લામાં ભરાઈગયા, એ રાણીની નજરે પડતાંજ તેણીએ કેટલીએક સ્ત્રીઓ સાથે લઇને સિકંદર બાદશાહની મુલાકત લીધી. અને ઘણી નમ્રતાથી તેની સાથે તહનામું કરવાની વાત કરી, તે તેણે કબૂલ રાખીને તેનું રાજ્ય તેની પાસે રહેવા દીધું.

દિદાલાથી સિકંદર પાધરો ઓરા નગર તરફ ચાલ્યો. તેણી મેર તેણે આગળથી પોતાના સરદાર પાલિસપર્કનને મોકલ્યો હતો, તે શેહેર તે સરદારે સેહેજમાં જીતી લીધું- પરંતુ માંહેના લોકો ઓરનાસ નામે એક મોટા ઊંચાણમાં હતા ત્યાં જવાનું ન બની શકવાથી તેના ધાર્યા પ્રમાણે સંપૂર્ણ ફતેહ મળી નહિ. માટે તેણે તે ઊંચાણની જગા ઉપર હુમલો કર્યો. એટલામાં ત્યાં બાદશાહની સ્વારી આવી પહોંચી. તે વેળાએ ઊંચાણવાળા જંગલી લોકો ચમત્કારિક હિંમતથી એવા લડ્યા કે, અહિં આપણી જીત થશે કે નહિ એવો સિકંદર અંદેશામાં પડ્યો, પણ તે અંદેશો તેણે બહાર દેખડાવ્યો નહિ. પણ બે દહાડા હલ્લાનું કામ બંધ રાખી પોતાના લશ્કરને બે મોટી મીજબાની આપી. તેથી તેને નવી હિંમત આવીને એવા જોસ્સાથી તેમના ઉપર ધશી ગયા કે તેથી ઉપરના લોકો છેક ગભરાઈ ગયા અને તેમાંના કેટલાક જણાએ તો એટલી ઊંચાઈ ઉપરથી કુદી પડીને પોતાના જીવ આપ્યા. એવી રીતે એ ટેકરી* પણ સિકંદરને તાબે થઈ.

ઓરનાસ ટેકરી સ્વાધીન કરી, વચ્ચે એક નાની જગા જીતીને સોળ દીવસ સુધી ચાલ ચાલ કરીને સિકંદર બાદશાહ સિંધુ નદીને કાંઠે આવી પહોચ્યો. ત્યાં તેનો સરદાર હે-

---

* એ ઊચી ટેકરી સિંધુ નદીની છેક નજીકમાં છે.

કીસ્તિયન તેના હુકમ ઉપરથી આગળ આવીને નદી ઉતરવાની તૈયારી કરી રહ્યો હતો, એ વખતમાં તે દેશનો રાજા મરણ પામવાથી તેનો છોકરો ઓંફિસ તેની ગાદીએ બેસવાના વિચારમાં હતો. તે સિકંદરનું પરાક્રમ જાણતો રતો. અને પોતાના બળની પણ તેને ખબર હતી, માટે તેણે જાતે સિકંદરને કહાવી મોકલ્યું કે, "હું તમારો આજ્ઞાંકિત સેવક છું. મને ગાદીએ બેસવાની પરવાનગી મળવી જોઇએ." એ ઉપરથી તેણે તેને રજા આપી. પરંતુ ઓંફિસને ફરીને એમ લાગ્યું કે, સિકંદર પોતે આપણી રાજધાનીમાં આવેત્યાં સુધી ગાદીએ ન બેસવું એ સારૂં; માટે તે વિચાર બંધ રાખી સિકંદર પાસે મળવા જવાની તૈયારી કરાવી. અને સ્વારી સાથે માસિડોનિયન છાવણી સુધી જઈ ત્યાં તેને થોભાવીને પોતે એકલો ઘોડા ઉપર બેશીને આગળ જઈ સિકંદરને મળ્યો. તે બંને જણા એક બીજાની ભાષા સમજતા નહોતા; તેથી પેહેલ વેહેલી તો તેમની વચ્ચે કંઈ વાતચિત થઈ નહિ. પણ માત્ર ચહેરા ઉપરથી તેમના મને એક બીજાને ઓળખ્યાને ઘણા સ્નેહ ભાવથી એક બીજાની પાસે ઉભા રહ્યા. પછી દુભાષિયાની મારફતે ઓંફિસે સિકંદરને એવું સમજાવ્યું કે, હું મારૂં તમામ લશ્કર સાથે લેઇને આવ્યો છું, એ લશ્કર હું તમારે સ્વાધિન કરવાને તૈયાર છું. તમે જે દેશ જીતો છો તે માત્ર નામનાને માટે જીતો છો, તે હું જાણું છું. હું મારૂં રાજ્ય, મારૂં લશ્કર, અને આ મારો દેહ તમારે ચરણે અર્પણ કરૂં છું. તેનું તમારી મરજીમાં આવે તે કરો. આપને કીર્તિ જેવું બીજું કંઈ વહાલું નથી, ને વિશ્વાસ ઘાત જેટલું બીજું અળખામણું નથી, એ હું સારી પેઠે જાણું છું." એ સાંભળીને સિકંદર બાદશાહ પરમ સંતોષ પામ્યો. ને ઓંફિસનો હાથ પકડીને પોતાની પાસે બેસાડ્યો. અને તેની સાથે દુભાષિયા મારફતે ઘણા હેતનું ભાષણ કર્યું. ઓંફિસે સિકંદરને છપ્પન હાથી નજર કર્યા. વળી તે વગર તરેહ તરેહનાં મોટાં મોટાં ચમત્કારિક જાનવરો આપ્યાં તે જુદાં. એથી રાજાએ ખુશી થઈ ઓંફિસને કહ્યું કે તમે તમારૂં રાજ્ય નિરાંતે ચલાવ્યા કરો, પછી બીજી ત્રીજી વાતો કરતાં સિકંદરે ઓંફિસને પૂછ્યું કે, "વધારે ઉપયોગી લોકો કયા, ખેડુત કે સિપાઇ?" તેનો ઓંફિસે જવાબ દીધો કે, "રોજની કાયમ વાત ગમે તેવી હો. પણ હાલમાં અમે પડોસના બે રાજાઓ સાથે લડાઈ કરીએ છીએ, તેમાં સિપાઇઓ વધારે ઉપયોગી છે, એવું અમને લાગે છે." ખરૂં છે. વસ્તુમાહાત્મ્ય કાળ મહાત્મ્ય ઉપર આધાર રાખે છે; ઓંફિસ જે બે રાજાઓની સાથે આ વેળાએ લડતો હતો તેમાંના એકનું નામ પૌરસ અને બીજાનું નામ આબિસેર્સ હતું. તેમાં પૌરસ ઘણો જોરાવર હતો એ બંનેના રાજ્યો સિંધુ નદીને પેલે કાંઠે એટલે હિંદુસ્તાન ભણીને કાંઠે હતાં.

એ પ્રમાણે ઓંફિસ અને સિકંદરની વાતચિત્ત થઈ રહ્યા પછી બીજે દહાડે આબિસેર્સ રાજા તરફથી સલાહની સરતો કરવા સારૂ કેટલા એક વકીલો સિકંદર પાસે આવ્યા. તેમનું બોલવું છેક નમ્રતાનું હતું અને તે રાજા સિકંદરના કહ્યા પ્રમાણે ચાલવાને તૈયાર હતો, તેથી તેનું બોલવું માન્ય કરીને તેણે તેને અભય વચન આપ્યું. આ રાજા સાથે જેવો તહ થયો તેવોજ પૌરસ રાજાએ પણ તહ કરીને અભય વચન મેળવવું એવું બાદશાહના મનમાં હતું અને તે પ્રમાણે જ્યારે તેને સૂચના કરી ત્યારે હાથમાં તરવાર લઇને તમને

અમારા રાજ્યની સરહદ ઉપર મળીશ એવો જવાબ દીધો. એ જવાબ ઘણો ગર્વ અને ધુચાઇનો બાદશાહને લાગવાથી તેના ઉપર સ્વારી કરવાની તૈયારી કરીને તેનું તમામ લશ્કર હેડાસ્પિસ નદીને કાંઠે આવીને ઉતર્યું. તેને સામે કાંઠે પૌરસ પોતાના લશ્કર સાથે આવીને રહ્યો. એ નદી ઘણી મોટી છે. એની પહોળાઈ આશરે ૪૦૦ વાર અને ઉંડાઈ ઘણી છે, તેના પાણીમાં સમુદ્રના પાણીની પેઠે મોટા મોટા હોડા ઉછળે છે, અને તેમાં નાના નાના બેટો પણ ઘણા છે. એ વગર તેની સામેનો કિનારો એવો સીધો તુટેલો છે કે તેની ભણી ફકત જોતાંજ બીક લાગે. એવી પ્રચંડ નદી આપણે કેમ ઉતરીશું એવી સિકંદરના સિપાઈઓને બીક લાગીને ત્યાં થોભી રહ્યા. તેમ પૌરસ પણ પેલીમેર પોતાને ઠેકાણે તૈયાર થઇને બેશી રહ્યો પણ બંનેમાંથી એકે આગળ પડે નહિ. એવામાં અજિસમાચસ અને નિકાનોર એવા બે સિકંદર ભણીના નાના સરદારો એક દહાડો કેટલાંએક માણસો સાથે લઇને એક બેટ ઉપર ગયા, અને ત્યાં પૌરસનાં જે માણસો હાથ આવ્યાં તેમને મારી નાંખ્યાં. એટલામાં પૌરસ ભણીનાં કેટલાંક માણસો તરતાં તરતાં ઘણા જોસ્સાથી ત્યાં આવ્યાં, અને માસિડોનિયનોની કતલ કરી. એ બંને બનાવો પૌરસને ઘણા ઉત્તેજન મળવા જેવા બન્યા તેને લીધે તેને પેહેલા કરતાં વધારે શૂરાતન આવ્યું. રાલિન ગ્રંથકારે એવું કહ્યું છે કે, "પૌરસના લોકોને મારતાની સાથેજ સિકંદરના માણસો જો ત્યાંથી નીકળીને પાછાં પોતાની છાવણીમાં જાત તો એથી લાગલોજ ઉલટો પ્રકાર થાત; પરંતુ પેહેલા તડાકાની સાથેજ જે સેહેજ જશ મળ્યો, તેથી ન ધરાતાં, વધારે પરાક્રમ કરવાની સેહેમાં આ પરિણામ આવ્યું." એ વાત ખરી છે. તથાપિ આશા આગળ કોઇનું કાંઈ ચાલતું નથી.

બેટ ઉપરનો ઉપર કહેલો તનાવ જોઇને સિકંદર બાદશાહ લગાર ગભરાયો; અને આપણા રોજના ધારા પ્રમાણે એ નદી કંઇ પાર કરી જવાવાની નથી. માટે એ કામ કંઈ તદબીરથી સાંધવું જોઇએ, એવું તેના મનમાં આવ્યું. અને તે પ્રમાણે તદબીર કરી તે એવી:—તેના લશ્કરની છાવણીથી ઘણે છેટે નદીમાં એક મોટો બેટ હતો. તે ઉપર ઝાડી ઘણી હતી. તેના ઉપર આપણે આપણા લશ્કર સાથે આગળથી છાના માના જઇને રેહેવું જોઇએ. અને તેની ભણી પૌરસની નજર ન જાય માટે આ મેર મુખ્ય લશ્કરમાં ફેતિરસે ચઢાઇની તૈયારીની મોટી મોટી ગરબડ કરવી કે તે જોઇને પૌરસ પોતાના લશ્કરની તૈયારીમાં ગુંથાય એવી તેણે ગોઠવણ કરી. એ વગર તેનો પોતાનો તંબુ પૌરસને ખુલ્લો નજર પડે અને તેમાં પોતે છે, એવો ઠાઠ માઠ જણાય એવી તજવીજ કરી. વળી સંશયનિવૃત્તિ માટે અને શત્રુને ભુલાવામાં પુરે પુરો નાંખવા સ.રૂ દેખાવે અને ઉઠવા બેસવાની ઢબમાં આબેહુબ તેના જેવો અતાલસ કરીને એક માણસ તેના લશ્કરમાં હતો, તેણે રાજાનો દરબારી પોષાક પેહેરીને કોઈ કોઈ વાર તંબુની આસપાસ ફરવું, અને પાસેના માણસોએ તેને ખુદ રાજાની પેઠે આગળ ફરવું એવી સખત તાકીદ આપી મુકી. એથી પૌરસનું ચિત્ત સામેના મુખ્ય લશ્કરની ચાલ ઉપર અને પોતાના લશ્કરની તૈયારીમાં ગુંથાય. અને પોતે આણીમેરથી છાને માર્ગે જઇને તેના ઉપર ઓચિંતો

ઘસારો કરીને તેને હરાવવો. એવી યુક્તિ કરી, તે તેના ધાર્યા પ્રમાણે પાર પાડી. એ લશ્કર-ને લઇને પેલા બેટ ઉપર જતાં વાઝોડું, વિજળી, અને ગર્જનાની ગરબડ અને મારમારનો વરસાદ એકીવારે પેદા થઇને કેટલીવાર સુધી તો દશે દિશાએ અંધકાર થઇ રહ્યો. અને હવે શું થશે તેની મોટી ફિકર માસિડોનિયનોમાં ઉભી થઈ. પણ આ ભયંકર તોફાનથી તેમને લગારે અડચણ ન થતાં ઉલટી મોટી મદદ મળી. તે એવી રીતે કે તેની જથાબંધ હોડીઓ એ બેટ ઉપર આવતી હતી, પણ તે પોરસના માણસોની નજરે પડી નહિ. માણસને જો એક દૈવ અનુકુળ હોય તો પછી બીજાઓને જે વાતથી મહા સંકટ ઉત્પન્ન થાય તેજ વાતથી તેને ઉલટી સગવડ પડે એવું થાય છે. એવું કોઈ કોઈ વાર કેહેવામાં આવે છે. અને કેહેવત ચાલે છે કે, "જો પ્રભુ પાધરો તો વેરી આંધળો"

ક્રેતિરસ પેલી મેરના કિનારા ઉપર મોટી ગરબડ મચાવી રહ્યો હતો; તેને આણી મેરની બાજુએ આવવા ન દેવે, એવા મનસુબામાં પોરસ ગુંથાયલો હતો એવામાં સિકંદર ઉપર કહેલા બેટ ઉપરથી ૬૦૦૦ પાયદળ અને ૫૦૦૦ સ્વાર સાથે હિંદુસ્તાનને કિનારે ઉતર્યો. એ ખબર સાંભળતાંજ પોરસને મોટી નવાઈ અને બીક લાગી. પણ ક્ષણ વાર ખોટી ન થતાં પોતાના છોકરાને ૨૦૦૦ પાયદળને ૧૨૦ રથ સાથે આપીને તેની સામો મોકલ્યો. એમાંના દરેક રથ ઉપર બે ઢાલ તરવાર વાળા, બે તિરંદાજ, અને બે હથિઆરબંધ ગાડીવાન એવા ૭ આદમીઓ હતા. એ લશ્કર અને સિકંદર વચ્ચે મોટી લડાઈ થઈ. તેમાં પોરસનો પુત્ર મુવો. અને તેના તમામ લશ્કરની દાણાદાણ થઈ, તે દિવસે અમથો ભારે વરસાદ પડ્યો હતો, તેને લીધે લડાઈના મેદાનમાં એટલો કાદવ થયો હતો કે તેમાં જે રથના પૈડાં ચોંટી બેઠાં તે મુદલે હાલે નહિ,ને ઘોડા પોતાનો પગ આગાડી મુકે નહિ. એ તેની હારનું મુખ્ય કારણ થઇ પડયું હતું. છોકરાનું મરણ સાંભળીને પોરસને પરમ દુઃખ થયું. પરંતુ તે વાતનો શોક કરતાં બેસવાની આ વખત નહોતી- તે ધ્યાનમાં લઈ ક્રેતિરસને ભુલાવો ખવરાવવા સારૂ કેટલુંક લશ્કર છાવણીમાં રાખી, બાકીનું તમામ લશ્કર પોતાની સાથે લઇને સિકંદર જોડે યુદ્ધ કરવા સારૂ ઘણા જુસ્સાથી નિકળ્યો. ત્યારે તેની જોડે ૩૦૦૦૦ પાયદળ, ૪૦૦૦ સ્વાર અને ૩૦૦ રથ એટલું લડાયક લશ્કર અને ૨૦૦ હાથી હતા. એ પોતાનું લશ્કર લઇને એક કોરા રેતાળ મેદાનમાં લડવા સારૂ લશ્કર તૈયાર કરીને ઉભો રહ્યો. તે એવી રીતેઃ—સૌથી આગાડીની હારમાં દરેક પચાસ હાથને છેટે એવી હાથીની હાર ઉભી રાખી; તેની પાછળ અને કેટલુંએક બંને બાજુએ એમ પાયદળ ઉભું રાખ્યું; અને તેના પાછળ રથ; એવી તેણે ગોઠવણ કરી. હાથીને સર્વની આગાડી રાખવાની મતલબ એવી હતી કે, એ ગંજાવર પ્રાણીને દેખીનેજ દુશ્મનનાં માણસો અને ઘોડા બીને નાસવા માંડે, અને નાસવા માંડ્યા એટલે તે ભયંકર પ્રાણીને તેમના ઉપર દોડાવીને શત્રુનો કચરઘાણ કાઢી નાંખવો. એવી પોરસની ધારણ હતી એ ગોઠવણ પૂરી થઈ રેહેવા આવી એટલામા સિકંદરનું નદીની પેલીમેરનું લશ્કર લઇને ક્રેતિરસ તેને આવી મળ્યો. પછી એકેક પગલું આગળ વધતાં બંને લશ્કરો એક બીજાથી ગોળીના ટપ્પા ઉપર આવી પહોંચ્યાં. અહીં આગળ તેમની વચ્ચે મહાભારત યુદ્ધ થયું. તેમાં સિકં-

દરના લશ્કરમાં હાથીઓ ઘુસાવીને તેમની દાણાદાણ કરવાનો પ્રયત્ન પૌરસના લશ્કરે કર્યો. પરંતુ માસિડોનિયન લોકોએ જોરથી એક કીકીઆરી નાંખીને તે ભયંકર પ્રાણી ઘેરીને, તીર, ભાલા, બરછી અને તરવાર વડે એવાં જખમી કર્યાં કે, તે અનિવાર થઇને બીકણ જનાવરની પેઠે ગભરાઇને નાસવા લાગ્યાં. મુળે તે પશુ અને તેમાં ગભરાયલાં એટલે પોતાના પક્ષનું ભાન ન રહ્યું, તેથી પૌરસનાજ લશ્કરની છેક દુર્દશા કરી નાંખી! એથી સિકંદરને તો વગર મેહેનતે લાભ મળ્યો. એ લાભ લઈ શત્રુના વિખરાયલા લશ્કર ઉપર પોતાના સ્વાર અને પાળા લઇને પંડે તેમના ઉપર પડીને સંપૂર્ણ પરાભવ કરી નાંખ્યો. એ લડાઇમાં પૌરસ ભણીના ૨૦૦૦૦ પાયદળ અને ૩૦૦૦ સ્વાર માર્યા ગયા; રથના કટકે કડકા થઈ ગયા, ને ઘણા એક હાથી મુવા તથા કેટલાકને માસિડોનિયનો પોતાની છાવણીમાં લઇ ગયા; તેનો સ્પિતાકસ નામે સરદાર તથા બે રાજપુત્રો રણમાં રોળાયા, એને મુકાબલે સિકંદર ભણીના છેકજ થોડાં માણસો મુવાં; એટલે આશરે ૮૦ પાળા ૧૦ ઘોડે સ્વાર તિરંદાજો અને વીસ સ્વારો અને સો બસેં બીજાં માણસ મુવાં એવું લખેલું છે, એ અલ્પ સંખ્યા ભરોંસો રાખવા જોગ નથી. તથાપિ પ્રાચીન ઇતિહાસ કરતાઓએ એ બાબત શક લાવેલો કોઈ ઠેકાણે જણાતો નથી.

આ લડાઇમાં પૌરસ છેક હારી ગયો ખરો, પણ તેણે હિંમત છોડી નહિ એ લડાઇમાં તેનું ઘણું ખરૂં લશ્કર નાશ પામ્યું અને પોતાના પણ એક હાથમાં જબરો ઘા વાગ્યા છતાં પોતાના તમામ સિપાઇઓનો નાશ થતા સુધી પોતાની જગાએથી હાલ્યો નહિ. એ તેનું ધૈર્ય કૃત્ય સિકંદર બાદશાહ દુરથી જોતો હતો. તેને આશ્ચર્ય લાગ્યું, અને વિચાર્યું કે આવા શૂરે પુરૂષને સાધારણ સિપાઇને હાથે મરાવવા કરતાં તેનું રક્ષણ કરીને આદરમાન આપવામાં આપણી મોટાઇને વધારે શોભા છે. માટે ઓંફિસને બે ઘટતી વાતો કહીને પૌરસને પોતાની પાસે બોલાવવા સારૂ મોકલ્યો. તેથી ઓંફિસ પોતાના ઘોડા ઉપર બેશીને ઘણી ઉતાવળથી જે હાથી ઉપર પૌરસ બેશીને લડાઈના મેદાનમાંથી પોતાના મુકામ ભણી જતો હતો, તેણીમેર ચાલ્યો, તે જોઇને પૌરસે પોતાના આ જુના શત્રુ ઉપર પોતાના હાથીની હરડી કરાવી. એટલામાં ઓંફિસ ઘણી ઉતાવળે ત્યાંથી નીકળી નાઠો એ સારૂ થયું નહિ તો આ વખતે તેનો જીવ જાત. એવી રીતે ઓંફિસને ફિકે મોડે પાછો આવેલો જોઈ, પૌરસને સમજાવી લાવવા સારૂ મિરોએસ નામે બીજા સરદારને મોકલ્યો. તે ઘણા પુખ્ત વિચારનો અને પૌરસ જોડે આગલા ઓળખાણવાળો હતો, અને તે માણસ અમથો આવ્યો નહિ હોય એવી તેની ખાત્રી આવવાથી તેની વાતો તેણે નિરાંતે સાંભળીને સિકંદર પાસે આવવાનું કબૂલ કર્યું, ને પછી લાગલોજ બાદશાહ પાસે ગયો. તે શરીરે ઘણો મજબૂત અને તેજવંત હતો, તેથી તેને જોઇને સિકંદર બાદશાહ ચકિત થયો. અને એમ લાગ્યું કે એવા પુરૂષને હલકાની પેઠે ગણવો લાયક નથી, માટે તેની જોડે આમતેમ કેટલીક વાતો કીધા પછી સિકંદરે પૌરસને પૂછ્યું કે, "આપની જોડે હું કેવી રીતે ચાલું? એ બાબત તમારી શી ઇચ્છા છે?" તેનો પૌરસે જવાબ દીધો કે મને રાજા ગણીને મારી જોડે ચાલો, એજ મારી મરજી છે" ત્યારે સિકંદર બોલ્યો, "એ તો હું મારી મેળેજ તમારા કહ્યા વગર

કરનાર છું. તેમાં કંઈ વધારે નથી; પણ એ વગર તમારે વળી કાંઈ જોઈએ છીએ?" એ સાંભળીને પૌરસે જવાબ દીધો, "મારે બીજું કાંઈ જોયતું નથી. મેં જે પ્રથમ માગ્યું છે, તે તમે મને આપશો એટલે તેમાં બધું આવશે." આ જવાબ અને પૌરસના સરળ સ્વભાવથી સિકંદરને ઘણી નવાઈ લાગી. ને પૌરસને ફરીથી રાજ્યાસન ઉપર બેસાડીને તેનું રાજ્ય તેને આપ્યું. અને આસપાસનો બીજો કેટલોએક મુલક તેના રાજમાં ઉમેરી આપ્યો એથી પૌરસ પોતાની પૂર્વસ્થિતી પામીને સિકંદર બાદશાહને અરઘે સુકને વર્તવા લાગ્યો. આ બાબતમાં વધારે વખાણવા લાયક કોણ, સિકંદર કે પૌરસ એ બરાબર કહી શકાતું નથી એવું રાલિન ગ્રંથકાર કહે છે. પણ અમને એમ લાગેછે કે, એમાં સિકંદર બાદશાહ વધારે સ્તુતિપાત્ર છે. કારણ કે તેણે પૌરસને ફરીને ગાદીએ બેસાડીને તેનું રાજ્ય તેને આપ્યું અને બીજો વધારો કરી આપ્યો. એ ઉપરથી તેની ઉદારતા અને પરગુણ ભિન્નપણું ખુલ્લું જણાઈ આવે છે.

પછી ફિલિપ રાજાની વાતમાં જે ઘોડાની બાબત વિષે સિકંદર બાદશાહની ચતુરાઈનું વર્ણન કર્યુંછે. તે ઘોડો સિકંદરને લડાઈના કામમાં ઘણો ઉપયોગી પડ્યો હતો, તેથી તેના ઉપર તેનું ઘણું હેત હતું. તેને પોતાથી લગારે આઘો રાખતો નહોતો. તે ઘોડો લશ્કરની છાવણી જ્યારે હૈદાસ્પિસ નદીને કાંઠે હતી ત્યારે મરણ પામ્યો. કોઈ કહેછે કે એને લડાઈમાં જખમો લાગવાથી મુવો; અને કોઈ કહેછે કે તે ઘણો ઘરડો થવાથી મરી ગયો.* એ ઘોડાએ જ્યાં દેહ છોડી, ત્યાં તેના નામ ઉપરથી બુસિફાલિયા નામે શેહેર વસાવ્યું. તેજ પ્રમાણે તેનો એક વહાલો કુતરો તે લશ્કરી છાવણીમાં મુવો, તેની યાદગારી માટે તેના નામનું એક ગામડું બાંધ્યું. એમ કહેછે. મોટાનાં કુતરાં બિલાડાંની યાદગારીને માટે જે થાયછે, તે સાધારણ લોકોના મા બાપની યાદગારી સારૂ પણ થતું નથી! એ એક વૈભવનો ચમત્કાર છે.

પૌરસ હિંદુસ્તાનનો આવડો મોટો પરાક્રમી રાજા હોવા છતાં આપણે તેને હરાવ્યો, એવું મનમાં આણીને સિકંદર પોતાના પરાક્રમનો મોટો અભિમાન કરવા લાગ્યો. અને તેને પોતાનો વિજયક્રમ આગળ ચલાવવાની નવી ઉમેદ આવી. તેથી પોતાનું લશ્કર સાથે લઈને એક પછી એક પ્રાંતો જીતી લેવા લાગ્યો. એમ કરતાં જ્યારે ચિનાબ નદી ઉતર્યો ત્યારે બીજા પૌરસનું રાજ્ય આવ્યું. એ બિકડ પૌરસને નામે ઓળખાતો હતો. તે પેહેલાં તો સિકંદર વિષે પૂજ્ય બુદ્ધિ રાખીને તેને આવવાની વાટ જોતો હતો. પણ તેનો શત્રુ પેહેલા પૌરસને સિકંદરની મુછનો બાલ થઈ બેઠેલા જોઈને તેણે પોતાનું ધોરણ ફેરવી નાંખ્યું. હવે તે સિકંદરને દુશ્મન દેખવા લાગ્યો. તે ઘણો કમજોર હતો. અને તેનું રાજ્ય પણ નાનુંજ હતું. એ માટે તેના ઉપર ચડાઈ કરવા સારૂ તેણે હિફિસ્તિયનને મોકલ્યો. તેણે તે રાજ્ય સેહેજમાં જીતી લઈને પેહેલા પૌરસને આપ્યું. પછી સિકંદર લશ્કર સાથે રાવી નદી ઉતર્યો. તે કાંઠા ઉપરનાં કેટલાંએક રાજ્યો એક સંપ કરીને તેની જોડે લડવા

* ઘરડો થઈને મુવેલો હોવો જોઈએ, કેમકે એ પશુનું આયુષ્ય વીસથી પચીસ સુધી વરસનું હોય છે અને તે એને થવા આવ્યાં હતાં.

તૈયાર થયાં છે એવી તેને ખબર મળી. તે પ્રાંતનાં ક્યાથેઇયન લોક શરીરે મજબૂત, સંખ્યામાં ઘણા, અને યુદ્ધવિદ્યામાં સારા પ્રવિણ હતા. ને તે સંગાલા નામે શેહેરમાં પાકા બંદોબસ્તથી રહ્યા હતા. તેની છાવણીની ચારે તરફ મોટાં મોટાં ગાડાની ત્રણ હારો કરેલી હતી. તેના ઉપર સિકંદરે હલ્લો કરીને તેમને હરાવ્યા. એ વખત તે લોકોનાં સત્તર હજાર માણસો મુવાં અને સત્તર હજારને કેદ કરીને માસિડોનિયન લોકો પોતાની છાવણીમાં લાવ્યા. પણ આ સંગ્રામમાં સિકંદર ભણીનાં માત્ર ૧૦૦ માણસો પડ્યાં અને ૨૦૦ જખમી થયાં. એવું ઇતિહાસમાં લખેલું છે. એથી મોટી નવાઈ લાગે છે કે, ઉભયપક્ષના નાશમાં આવડું મોટું અંતર !

એ કયાથેઇયન લોકોનાં વળી એક બે ટોળાં આસપાસ હતાં. તેને પણ સિકંદરે હરાવ્યાં અને ગંગા કાંઠાના જે ફળદ્રુપ અને ધનવાન પ્રદેશ વિષે તેણે નાના પ્રકારના સમાચાર સાંભળ્યા હતા તે જીતી લેવા સારૂ તે ઉતાવળો થયો અને લશ્કરની કરીને ઝપાટાબંધ તૈયારીઓ કરવા લાગ્યો. એ કામનો ઉમંગ માત્ર તેનામાંજ હતો; તે બાકી સઘળા લોકોને ઘર છોડ્યાને ઘણાં દિવસ થવાને લીધે, તથા સાથે આવેલાં બૈરાં છોકરાં તરેહવાર રોગથી મરી ગયાને લીધે, નિરાસ અને ઉદાસ થઈ જવાથી તથા પોતાના કુટુંબ પરીવારને હવે ક્યારે મળીશું, એવી તાલાવેલી લાગી રહી હતી.તેવામાં જ્યારે તે લોકોએ સિકંદરનો અગાડી જવાનો મનસુબો જાણ્યો. ત્યારે તેમને ઘણું દુઃખ લાગ્યું. અને હવે ગમે તે થાય તોપણ અમે આગળ આવવાના નથી એમ ખુલ્લી રીતે બોલવા લાગ્યા. એ નારાજીપણાની ખબર બાદશાહને થઈ, તેને બીજે દિવસે પોતાની સાથેના તમામ માણસોની એક મોટી સભા ભરીને તેમને ઘણે ગંભીર ચેહેરાથી એક ભાષણ સંભળાવ્યું. તે આવી મતલબનું હતું કે, "ભાઇઓ, તમે મારી સાથે હવે અગાડી આવવાને નારાજી છો, એવું સાંભળીને આજે તમને કેટલીક સમજણ આપવા સારૂ અત્રે બોલાવ્યા છે. હવે મારી જોડે તમને અગાડી લઈ જવા સારૂ મારે તમારાં મનો વાળવાં એ એક અને પાછા વતન જવા સારૂ તમે મારા મનને ફેરવાવો એ બીજું, એ સિવાય ત્રીજો રસ્તો નથી. બહાર નિકળ્યા પછી આપણે હાથે જે જે કામો થયાં. તે સર્વે નઠારાં અને ગેરઆબરૂનાં જો તમને લાગ્યાં હોય, અથવા ખુદ મારે હાથે તમને કાંઈ ઈજા થઈ હોયતો, મારે કાંઈજ બોલવાનું નથી. તથાપિ જુઓ, આપણે કેટલી નદીઓ, અને કેટલા સમુદ્રો અથાગ મેહેનત કરીને ઓળંગીને ઈરાન સરખા અગણિત દેશો જીત્યા છે. અને મુછો ઉપર તાલ દેનારા મોટા મોટા પરાક્રમી પુરૂષોને નમાવી નરમ પાડ્યાછે. એના જેવો જસવંતો પુરૂષાર્થ તે બીજો કયો છે ! ઠીક ત્યારે અહીંઆં સુધી આપણે આપણો એટલો પુરૂષાર્થ ગજાવી મૂક્યો છે, તો પછી હવે લગારેક વધારે આગળ ચાલીને હિંદુસ્તાનમાં આપણો વિજયધ્વજ ઉભો કરવાને અનમન કરવી જોઇએ કે ? અરે માસિડોનિયન લોકો, આગળ જતાં આપણને કોઈ જોરાવર શત્રુ સામા મળશે એવું ધારોછો? જો ધારતા હોતો તે તમારી ભૂલ છે. ખુદ મારો વિચારતો એવો છે કે, ઉદ્યોગી અને પ્રતાપિ માણસને ઉદ્યોગની હદ નહોય. જે મતલબ તેણે ધારી, તે જો સેંકડો પ્રયત્ન કરતાં પણ પાર ન પડી તો

માત્ર તેને દલગીર થવાનો વખત આવેછે, બીજા કોઈ પણ કારણથી તેની ધીરજ જતી નથી. વારૂ, એમ જો કહીતો,તમારી હિંમત પાછી હઠવાને આજ સુધીમાં એક પણ એવું કારણ બન્યું છે? વળી હવે મારા મનમાં વધારે આઘા જવાનું નથી; ફક્ત ગંગાનદી સુધી જવાનું ધારૂંછું, અને તે ઘણી આઘી નથી પાસેજ છે. આપણે હિંદુસ્તાનના અખાતમાંથી ઈરાની અખાતમાં જઇએ. અને ત્યાંથી આફ્રિકામાં સેહેલથી જઈ શકાશે; ત્યાં આપણું રાજ્ય છે. પણ આપણે જો અહીંથીજ પાછા જઇએ તો, હૈફાસિસ નદી અને પૂર્વ સમુદ્ર વચ્ચેનો મુલક જીતવાનો બાકી રહી જાય. એ જો સ્વતંત્ર રહેતો તેના આજુબાજુનાં જે રાજ્યો આપણે જીત્યાં, તે પાડોસનું સ્વતંત્ર સુખ જોઇને આપણી સામે થવાની તેમને બુદ્ધિ થાય, પછી તે જીતેલાં અને સ્વતંત્ર રહેલાં બંને એક સંપ કરીને આપણા સામા ઉઠે. અને એવું જો થાય તો, આજ સુધી આપણે કરેલી મેહેનત વ્યર્થ નહિ જાય કે? પરંતુ, માસિડોનિયન લોકો, વિચાર કરો, અને મારી જોડે આગળ આવવાનો દૃઢ નિશ્ચય કરો, જુઓ ભાઈ, મેહેનત કર્યા વગર અને દુઃખો ભોગવ્યાવિના કીર્તિ અને વૈભવ પ્રાપ્ત થવાનાં નથી. મોટાં પરાક્રમો કરીને દુનિઆમાં કીર્તિ ગજાવવી એજ જન્મનું સાર્થક છે. ને એમાં જેવો આનંદ છે, તેવો બીજામાં નથી. વળી એવું નામ પાછળ મુકીને મરવાનું અત્યંત સંતોષ ભરેલુંછે. માસિડોનિયન લોકો, આપણા વડીલોને એકવાર એવીજ મોટી કીર્તિ મળી હતી. ને તે એવાંજ મહા સંકટો વેઠીને હાંસલ કરી હતી. એ તમે જાણતા નથી કે? હું તમારો રાજા મારે નિરાંતે મોજશોખ કરૂંછું અને તમને દુઃખમાં નાંખુંછું એવું તમારાથી કહી સકાશે કે? હું તમારી જોડે નિરંતર સુખ દુઃખમાં ભાગીઓ થઇને પરિશ્રમ કરૂંછું. એ મારે તમને કહેવું જોયતું નથી. હું તમને પ્રતિજ્ઞા પૂર્વક કહુંછું કે, આ એશિઆખંડ બધો મારે તાબે થયો એટલે મારૂં કામ પત્યું. પછી હું અગાડી જવાનો નથી અને તમે મારી સાથે ચાલો એમ કહેવાનો પણ નથી. એટલું હાથમાં ઝાલેલું કામ પાર પડ્યા પછી, તમારામાંથી જેની મરજી એશિઆખંડમાં રેહેવાની હશે, તેમને રેહેવાની સગવડ હું કરી આપીશ. અને જે વતનમાં જવાને ચહાશે તેમને રજા આપીશ. તથાપિ જે એશિઆખંડમાં રેહેશે તેની ભણી જોઇને વતનમાં જનારા લોકો પાછળથી પસ્તાશે, એ ધ્યાનમાં રાખવું."

એ ભાષણ સાંભળીને તમામ લોકો છક થઇને છાનામાના પોતાની જગાએ બેશી રહ્યા. પણ એ તેનું ભાષણ તેમને પસંદ પડ્યું હોય એવું તેમના ચેહેરા ઉપરથી જણાતું નહોતું; તથાપિ સિકંદરનો એટલો બધો ધાક બેશી ગયો હતો કે, તેના સામા તેની મરજી વિરૂદ્ધ એકે શબ્દ બોલવાની કોઈની હિંમત થઈ નહિ. આશરે અડધી ઘડી સુધી તેવા ઉદાસ ચેહેરે તેઓ બેશી રહ્યા. કારણ કે આપણા મનની વાત તેને શી રીતે જણાવીએ કે વતન જવાનું બને, તેની મોટી ફિકરમાં તે વેગાએ હતા. એટલામાં પાલિમોક્રેતીસ નામે શૂરા સરદારનો છોકરો સીનસ ઉભો થઇ રાજા ભણી વળીને ઘણી નમ્રતાથી બોલ્યો, "મહારાજ, આપ અમે સર્વના અન્નદાતા છો, આપનો હુકમ અમે માથે ચડાવીએ છીએ, આપ જે હુકમ કરશો તેની સામા થવાની વાતતો આઘી ગઈ; પણ તે વિશે ના

રાજી થઇને બડબડવાની પણ અમો સેવકોમાં તાકાત નથી. તથાપિ આ વેળાએ આપ અમને અજ્ઞાના જોરથી લઈ જવાને ચહાતા નથી. પણ અમારા મનને તેણીમેર વાળી તેણી પાસ દોરી જવાનું ધારતા હો એવું દેખાયછે; અને કોઇને કાંઈ કહેવું હોયતો વગર બીક કહો એમ આપ બોલ્યા છો; માટે હું ચાર શબ્દો બોલુંછું; તે ધ્યાનમાં લેશો, અને તેમાં વતું ઓછું બોલાઈ જાય તેની ક્ષમા મળવી જોઇએ, એ મારી વિનંતી છે. હવે હું જે બોલવાનો છું, તે અહીં બેઠેલા થોડાએક સરદારોની તરફનુંજ નહિ, પણ આપની સ્વારી સાથે જે બીજા લાખો આદમીઓછે, તેની તરફનું છે એ મારે પેહેલાં જણાવવું જોઇએ. વળી માત્ર તેનો પક્ષ પકડીનેજ મારે બોલવું ઘટારત નથી. પણ મહારાજ, જે વડે તેમનું અને તમારૂં સારૂં થાય, તે મારે બોલવું જોઇએ. અમે સિપાઈ લોક માસિડોનિયાથી આપણી સાથે નીકળ્યા ત્યારથી આજ સુધી એક સરખી લડાઇઓ કરીને જીત મેળવતા આવ્યા છીએ. અને હવે થાકયા છીએ, એટલુંજ કરણ સ્વદેશ પાછા જવાની આજ્ઞા માગવાને બસ છે. મહારાજ, આપે માસિડોનિયાથી જે આટલા ગ્રીકો આણેલા હતા. તેમાંના હવે આપના લશ્કરમાં કેટલા જીવતા રેહેલાછે, તે આપના ધ્યાનમાં હશેજ. થિસેલિયન લોકો લડાઇના કામથી કંટાળેલા જોઈ આપે તેમને બાક્ત્રિયામાંથી પાછા જવાની રજા આપી એ કામ ઘણું ઉત્તમ કર્યું. કેટલાએક ગ્રીક લોકો આપે બાંધેલા નવા શેહેરમાં નિરાંતે રેહેલા છે ; પણ તેમને ત્યાં ચેન પડતું નથી. તેમાંના કેટલાએક અને માસિડોનિયન લોકોમાંથી કેટલાએક લડાઇના મેદાનમાં પડીને મુવેલા છે. તેમને માટે તો કાંઇ બોલવાનું નથી. તથાપિ જે થોડાએક હજી સુધી આપણી જોડે છે, અને તે ઘણા કંટાળેલા છે તેમના વિષે જરૂર વિચાર થવો જોઇએ. હાલમાં આપણી સાથે જે માસિડોનિયન અને ગ્રીક લોકો છે. તેમનાં કેટલાંએક સગાંવહાલાં રણમાં પડીને મરણ પામ્યાં છે; કેટલાએક જખમી થઇને રીબાતાં પડેલા છે; કેટલાએક નાના પ્રકારના રોગથી મુવા છે; અને કેટલાએક એશિઆ ખંડમાં પોતાની વગ પડતી સગવડ પ્રમાણે વસ્તી કરીને રેહેલા છે; તેથી આપણી જોડેના લોકોના મનો છેક ઉદાસ થઇ ગયાં છે. અને તેમનામાં હવે અંગબળ પણ રહ્યું નથી. એમાંથી જે કોઇનાં મા બાપ જીવતાં છે. તેમને તેઓને મળવાની હોંસ ઉત્પન્ન થઇ છે, અમારાં ઘરો, સગાંવહાલાં, અને બૈરાં છોકરાં એકવાર અમારી નજરે ક્યારે પડે એમ બધાના જીવમાં થઇ રહ્યુંછે, એ લોકો જ્યારે વતનથી નીકળ્યા ત્યારે છેક દરિદ્રી હતા; તથાપિ આપની મેહેરબાનીએ હવે તેમને ધનવાન કર્યા છે. ત્યારે એવા અરસામાં સ્વકુટુંબમાં ભેળા રહીને કેટલાક દિવસ સુખમાં કાડવાની ઇચ્છા તેમને થાય એ સાધારણ છે. એટલે એને માટે તેમનો દોષ કાડવો કામનો નથી. માટે મહારાજ, આપ અમને વળી જુલમ કરીને આગળ દોરશો નહિ. જે લોકોનાં દીલ ચાકરી ઉપરથી ઉઠી ગયાં છે, તેમના હાથથી સંકટ સમયે સારી નોકરી કદી થવાની નથી. મહારાજ, આપને પણ આણીમેર દૂર દેશમાં આવ્યાને ઘણા દહાડા થયાછે; મહારાજ, આપે પણ ઘેર ચાલવું, આપનાં પૂજ્ય માતુશ્રીનાં દર્શન કરવાં, ગ્રીસના રાજ્યની ફરીને બરોબર સારી બ્યવસ્થા કરવી, ઇજીમि-

ત્રોને મળવું, અને જે અમુલ્ય પદાર્થો આપે મહા પરાક્રમ કરીને સંપાદન કર્યાછે. તે વ-ડીલોના હાથે બંધાયલા રાજ્યમંદીરમાં લઇ જઇ મુકવા તથા થોડાએક વિશ્રામ લીધા પછી આપની મરજી હોય તો ફરીને બીજી સ્વારીની તૈયારી કરાવવી. તે તૈયારી આ સ્વારી કરતાં ઘણી સારી થશે. કારણ કે આપની જોડે આણીમેર આવ્યાથી શું પ્રાપ્ત થાયછે અને કેવી ઓહોળી સંપત્તી મળે છે, તે ત્યાંના જુવાન અને નવા ઉમેદવારોને અમારી ભણી જોઇને સેહેજ માલમ પડશે. અમે સઘળા ઘરડા અને અશક્ત થયા છીએ. હવે અમારામાં કાંઇ દમ રહ્યો નથી. આપને યુદ્ધાદિક કામમાં અમારા કરતાં નવા અને જુવાન લોકો વધારે ઉપયોગી પડશે, એ મારે કેહેવાની જરૂર નથી. વળી મ-હારાજ, બીજું એવું છે કે, કોઈ પણ વાતમાં હદ જોઇએ, 'અતિ સર્વત્ર વર્જયેત' એવી જે કહેણી છે તે ધ્યાનમાં રાખવી જોઇએ. આપને આ દુનિઆંમાં કોઇ માનવ જાતી શત્રુનો ભય નથી, એ વાત ખરીછે; એમાં અમને તલમાત્ર સંશય નથી. પરંતુ પરમેશ્વરી ગોઠવણ શી છે, તે કોઈ જાણતું નથી. માટે તે બાબત અગાડીથી કાંઇ ગોઠવણ કરી મુકાતી નથી."

સીનસના એ ભાષણથી સિકંદર બાદશાહને મહા માઠુ લાગ્યું; તથાપિ તે બીજા ત-માम લોકોને ઘણું પસંદ પડયુ. તેમનાથી મોઢે એક અક્ષર બોલાયો નહિ; તથાપિ તેમના ચેહેરા ઉપરથી તેમનો અભિપ્રાય ત્યાંજ જણાવા લાગ્યો. પોતાના તમામ માણસોનાં મન પાછાં પોતાને વતન જવા સારૂ વળેલાં જોઈ તથા તેથી આપણો બધો અમનોર્થ જ-વાની ચિંતાથી ગુસ્સા ભેર ત્યાંથી ઉઠીને તંબૂમાં જઈ બેઠો. તે બે ત્રણ દહાડા સુધી ફ-કત એકલોજ હતો. એટલા વખતમાં તે પોતાના જીવ જાન મિત્રની જોડે પણ કશું બો-લ્યો નહોતો. તે તંબૂમાંથી બહાર નીકળતો નથી અને કોઈ સાથે બોલતોએ નથી એવું જોઈ તેના તમામ લસ્કરી લોકો ગભરાઈ ગયા. અને બાદશાહનો મિજાજ પહેલાંના જેવો થવા સારૂ પરમેશ્વરની પાર્થના કરવા લાગ્યા. એ સઘળી વર્તણુક બાદશાહ માંહે બેઠો બે-ઠો જોતો હતો; અને ધારતો હતો કે એ યુક્તિ વડે મારાં માણસો સ્વદેશ જવાનો દુરાગ્રહ મુકીને મારા હુકમ પ્રમાણે ભાગીરથી નદી સુધી મારી જોડે આવવાની ઇચ્છા કરશે; તથાપિ તેનો એ ધારણા ખોટી પડી. કેમકે કેટલીક વારે બહાર આવી પાછો લોકો જોડે હળીમળી જઇને તેમની મરજી તપાસવા લાગ્યો ત્યારે તે પેહેલાના જેટલીજ સ્વદેશ ભણી ખેંચાયલી જણાઈ. પણ લગાર પહેલાં કરતાં ધીમા પડ્યા. તેટલીજ સબડ સાધીને તે લશ્કર સાથે રાવી નદી ઉતર્યો. પછી તે ત્યાંથી નિકળીને ચિનાબ નદીને કાંઠે પોતાની છાવણી કરીને કેટલાએક દિવસ રહ્યો. એટલામાં આસપાસના પ્રદેશમાં મોટો વરસાદ વ-રસીને તે નદીમાં મોટી રેલ આવીને આખા દેશમાં જળ જળ થઈ રહ્યું તેવારે સિકંદર બાદશાહે પોતાનો મુકામ પાસેના એક ઊંચા ઠેકાણા ઉપર નાંખ્યો. ત્યાં સીનસ એકાએક માંદો પડીને મરણ પામ્યો. તેથી રાજા અને આખું લશ્કર દલગીર થયું. એ ઘણો શૂરો હતો. તથા એણે સ્વદેશના લાભને સારૂ પુષ્કળ પરિશ્રમ કર્યો હતો. અને જ્યારે સિકંદર બાદશાહ આગળ ખરૂ બોલવાનું કામ કાંઈ કાંઈ વાર થઈ પડતું હતું તોપણ પ્રસંગ આવે

ખરી મસલત આપવાને તે આઘું પાછું જોતો નહોતો. તે સ્વદેશ લાભને ખુદ પોતાના લાભ કરતાં વધારે યોગ્યતાનો ગણતો હતો; અને તે પ્રમાણે ચાલતો હતો. એવા ગુણવાળો પુરૂષ સર્વેને વહાલો થઈ પડે એમાં કાંઈ નવાઈ જેવું નથી. એટલા બનાવો ઈ. સ. પૂ. ૩૨૬ સુધીમાં બન્યા.

પછી જળમાર્ગે સિકંદર બાદશાહની સ્વારી લશ્કર સાથે વાયવ્ય તરફ માલી લોકોના દેશમાં આવી. તે ઘણા ધીરજવંતા અને શૂરા હતા. તેનીજ પડોસના દેશમાં આકસૈદ્રેસી નામના ઘણા તીખા લોકો રહેતા હતા. એ બે દેશના લોકો હમેશાં એક બીજા જોડે લડતા હતા, તેમને કોઈ દહાડો મળતી રાશ આવતી નહોતી, એવું હતું ખરૂ. પણ સિકંદર બાદશાહ બંન્ને જણાને દુશ્મન દેખાવા લાગ્યો, ત્યારે તે મળી ગયા. અને તેમણે ૧૦૦૦૦ સ્વાર, ૮૦૦૦૦ પાયદળ અને ૯૦ રથ લડવા સારૂ તૈયાર કર્યા. તેની અને સિકંદરની વચ્ચે અનેક લડાઈ થઈ. તેમાં સિકંદરની ફતેહ થઇને તેમના શત્રુ હારીને દશે દિશાએ નાશવા લાગ્યા. તેમાં આકસૈદ્રેસી લોકો પોતાની મજબૂત રાજધાનીમાં જઇને દરવાજા બંધ કરીને સારા બંદોબસ્તથી રહ્યા. તે શેહેરની આસપાસનો કોટ ઘણો ઉંચો હતો. તેણે કરીને દરવાજા ઉઘડ્યા વગર બહારના લોકોને માંહે દાખલ થવાને બીજો રસ્તો નહોતો. તે શેહેરને બાદશાહે એ ઘેરો ઘાલ્યો અને અંદર પેસવાં સારૂ મેહેનત કરવા માંડી પણ રસ્તો સૂઝ્યો નહિ ત્યારે તેણે કોટ સાથે મોટી મોટી નિસરણીઓ ગોઠવી; અને ઉપર ચડવા સારૂ પોતાના લોકોને હિંમત આવે માટે હમેશના ધારા પ્રમાણે એ સાહસના કામમાં પોતે આગળ થયો. તેને નિસરણી ઉપર ચડતો જોઇને તેના સિપાઈઓ પણ તેની પાછળ ચડવા લાગ્યા. આ વખતે તે સર્વથી અગાડી હતો, તે ઘણી મુશીબતે કોટની ટોચ ઉપર પહોંચ્યો એટલામાં ઘણા ભારથી નિસરણી ભાગી પડી ને ચડનારા લોકો ધડાધડ નીચે તુટી પડ્યા. એટલામાં સિકંદરને પોતાના કોટ ઉપર જોતાંજ આકસૈદ્રેસી લોકોને ઘણો જોસ્સો આવ્યો તેથી તેના ઉપર તીરનો વરસાદ વરસાવી મેહેલ્યો. તેથી પોતાની ઢાલ વડે પોતાનો તે બચાવ કરવા લાગ્યો. પરંતુ વૃષ્ટિ ચારેમેરથી થવા લાગ્યાથી તેવારે તેને કંઈ ઉપાય સુઝ્યો નહિ. અને હવે તે શું કરશે તેની તરફ સર્વની નજર ચોંટી. એવી વખતે જો કોઇ બીજો હોત તો ફક્ત બોકર્થીજ મરી ગયો હોત પણ સિકંદરે આ વખત કેવો ચમત્કાર કર્યો તે જુવો. તેણે પોતાનો ડગલો બરાબર કંમરે ભાંધ્યો, ને પાસેનો બીજો નકામો ભાર ત્યાં રેહેવા દઇને એકદમ જોસાભેર કુદી પડ્યો, એવી રીતે કે માંહેથી દુશ્મનો ટોળા બંધ ઉભા હતા તેની વચ્ચે ઉભોને ઉભો પડ્યો એટલે પછી તે લોકો જેમ સિંહના બચ્ચા ઉપર હજારો વાઘ ધસી પડેછે તેમ તેના ઉપર તુટી પડ્યા. પરંતુ તે વેળાએ તેને એક શસ્ત્ર ન લાગતાં તેની તરવારના ઝપાટાથી સેંકડો માણસોના ઢગલા તેના પગ આગળ પડ્યા તેથી બીજાઓની છાતીએ કહ્યું કર્યું નહિ. એથી ઉલટું સિકંદરે તેને ગભરાયલા જોઈ વધારે જોરથી તેમના ઉપર માર ચલાવ્યો. એ દરમ્યાન એના ઉપર પણ તિરોનો વરસાદ પડતો હતો તે બધાને તે પોતાની ઢાલ ઉપર ઝીલતો હતો. એમ કરતાં કરતાં તેમાંના એક માણસનું તીર સૂંસૂ કરતું આવીને સિકંદરની છાતીમાં પેઠું ને જખમમાંથી

ઘણું લોહી વહેવા લાગ્યું, તેથી તેનાં લુગડાં તમામ લોહીથી લદબદ થઈ ગયાં અને એક પળમાં મુવા જેવા થઇને જમીન પર પડ્યો તે જોઇને તે તીર મારનારો જંગલી માણસ ખુશી થઇ કુદકારા મારતો તેની પાસે આવ્યો. અને મોટા ડોળથી તેના શરીર ઉપરનાં લુગડાં કાડવા લાગ્યો. પણ તેનો હાથ શરીરે લાગતાંજ તેને ભાન આવ્યું અને આપણો શત્રુ આપણાં લુગડાં કાડેછે તે જોઈ તેને અતિશય જોમ આવ્યો. તેથી લાગલોજ ઉભો થયો અને પેલાને એક હડસેલો મારી આઘો કરીને છાતીમાં બરછી મારી ત્યાંનો ત્યાં જીવ લીધો. એટલું થાય છે, એવામાં તો બહારના માસિડોનિયનો માંહે આવીને ત્યાં આગળ ઉભા રહ્યા. પછી બંને પક્ષ વચ્ચે જોરમાં લડાઇ ચાલી તેમાં તે શેહેરના લોકો છેકજ હારી જઇને તે નગર સિકંદરને તાબે થયું. ખરેખર આ વખતની સિકંદરની ચાલાકી નો કોઇને પણ ચમત્કાર લાગ્યા વગર રેહેશે નહિ.+

આ વેળાએ સિકંદર બાદશાહ ઘણી હિંમતથી ફતે પામ્યો ખરો; પરંતુ તેને જે તીર વાગ્યાનું ઉપર કહ્યું છે, તેથી તેને ઘણું દરદ થતું હતું. તેને તેના ચાકરોએ ઊંચકીને તેના તંબુમાં લીધો, અને વૈદોને બોલાવ્યા. ત્યાં સુધી પેલા તીરનું ફળું તેનાં શરીરમાં ઘોચાયલુંજ રહ્યું હતું. તે બહાર કાઢવા સારૂ શસ્ત્ર વૈદો પ્રયત્ન કરવા લાગ્યા ત્યારે માલમ પડ્યું કે, તેનું તેની આગલી ટોચ જાણી જોઇને વાંકી વાળેલી છે. વાસ્તે તે જખમને વધારે પોહોળું કર્યા સિવાય તે બહાર નીકળવાનું નથી એવું લાગવાથી તે ઘા જોઇએ તેટલો પોહોળો કરીને તે ફળું વૈદોએ ઘણી ચતુરાઇથી બહાર કાઢ્યું; અને જખમને શીવી લીધો. એ તમામ કામ પતાં રહેતાં સુધી સિકંદરે ચૂં કે ચાં કર્યું નહિ. અને થતી વેદના ગંભીરાઇથી ખમી; તથાપિ તે વેળાએ તે એવા તો મરણ તોલ થઈ ગયો, કે તે હવે ઘડી બે ઘડીમાં મરશે એવું પાસેના લોકો માનવા લાગ્યા. અને બહારતો એવી વાત ફેલાઇ કે તે મરી ગયો. એવી ખબરથી આપણે ઘણું નુકશાન છે, એમ વિચારીને આશરે સાત દહાડામાં તે હળવે હળવે ટેકો દઇને પોતાનો દરબારી પોષાક પહેરીને લશ્કર સામો આવી ઉભો. તે સાત દિવસમાં તેનુ લશ્કર મોટી ફિકરમાં પડ્યું હતું; અને બધા લોકોની નજર તેના તંબુ તરફ લાગી રહી હતી; તેમની એવી હાલતમાં એકાએક તેને જોઇને તેમને એટલો તો હર્ષ થયો કે, તેમના પેટમાં પણ સમાયો નહિ! તેથી ઘણા આનંદથી દોડતા દોડતા તેની પાસે આવ્યા. અને પગે લાગીને તેની આરોગ્યતા બાબત પરમેશ્વરનો પાડ માનવા લાગ્યા, ને સઘળે આનંદ આનંદ વર્તાઈ રહ્યો. અને એ વખતે સિકંદર બાદશાહને ઘણી વેદના થતી હતી તો પણ પોતાના માણસોનો પોતાના ઉપર આટલો પ્રેમ જોઇને ઘણો સંતોષ પામ્યો.

---

+ આવી વેળાએ રમવાની કસરત માંહેનો મૂખ્ય પટો ખેલતાં આવડવો બહુ ઊપયોગી થઇ પડેછે. આજ પણ ઉત્તર હિંદુસ્તાનમાં ઘણુંખરૂં એમ મનાય છે કે પટાબાજ આદમીને તીર કે ગોળી વાગી શકતી નથી તેથી ઘણાખરા પરદેશીઓને પટો ખેલતાં આવડેછે. અને એ ગ્રીસના ચળકાટના વખતમાં એ અંગકસરત શિખવાની માણસ માત્રની ફરજ ગણાતી હતી. તો સિકંદરને આવડતી હોય એમાં શી નવાઇ! અને તેથી એ આ સમયે બચ્યો હતો.

સિકંદર બાદશાહ લગારેક સારો થવા માંડ્યો એટલે આક્સૈદ્રેસી અને માલી લોકો ભણીથી આશરે ૧૫૦ એલચીઓ તેના દરબારમાં આવીને સલાહની વાત ચીત કરવા મંડ્યા. અને ભારે નજરાણો આપીને એવી વિનંતી કરી કે, અમારા ભણીથી જે ઉન્માદ થયો તેની દરગુજર કરીને આપને જે યોગ્ય માણસ માલમ પડે તેમને અમારો સુબેદાર નીમો, અમે તેનો હુકમ પાળવાને તૈયાર છીએ. એ બોલો સાંભળીને તે એવો સંતોષ પામ્યો કે, પળવાર તેની શરીર વેદના પણ વિસારે પડી. તેથી એવો જવાબ દીધો કે, "તમારામાંના સારા ૧૦૦૦ માણસ અમારા લશ્કરમાં ચાકરી સારૂ મોકલી દો તો અમે તમારી જોડે સલાહની વાત કરીએ. એ સિવાય કરનાર નથી." એ તેનું બોલવું તેમને તરત કબૂલ કરીને ૧૦૦૦ માણસ તેની પાસે મોકલી દીધા એટલે સિકંદરે તેમના પ્રાંત ઉપર ફિલિપ નામે એક ગૃહસ્થને સુબેદાર ઠરાવ્યો. એવી રીતે આક્સૈદ્રેસી અને માલી* લોકો તેના સેવક થયા.

આક્સૈદ્રેસી લોકોનું નગર સ્વાધીન કરવા સારૂ સિકંદરે ખુદ પોતાનો જીવ જોખમમાં નાંખ્યો હતો તે તેના લોકોને સારૂ ન લાગ્યું. માટે એવા નજીવા કામ સારૂ એવું સાહસ કદી ન કરવા સારૂ તેને વિનંતી પૂર્વક સૂચના કરવાનું તેઓ ધારતા હતા. તથાપિ તેને એવું કેહેવા જોઇએ તો કોણ જાણે શું થાય એવી બીકને લીધે કોઈ બોલાવાની હિંમત કરે નહિ. આખરે, એક દહાડો, તે પોતાની પથારીમાં છેક નિર્માલ્ય થઇને પડ્યો પડ્યો પાસેના માણસ સાથે હળવે હળવે બોલતો હતો, તે જોઇ આપણે અરજ કરવાની આ સારી વેળા જોઈ ક્રેતિરસ અગાડી આવી ઘણી નમ્રતાથી બોલ્યો, "મહારાજ, આપને લગારે આરામ થએલો જોઈ અમારા જીવમાં જીવ આવ્યોછે. પણ સાહેબ અમે આપને જ્યારે અંત્યાવસ્થામાં દીઠા ત્યારે અમારાં કાળજાં ધડકતાં હતાં. મહારાજ, આપ અમારા ધણી અને મા બાપ છો, એવું છતાં તે મહા સંકટમાં અમે તમને આગળ જવા દીધા. અને અમે પાછળ રહ્યા એ અમે મોટું મુર્ખ પણું કર્યું તેને માટે સર્વને ઘણીજ લાજ આવી છે. અને અમે મોટા ગુન્હેગાર છીએ, એવું અમારૂં મન અમને કહેછે. તથાપિ મહારાજ, હવે અમારી એટલીજ વિનંતી છે કે, એ દુઃખદાયક સંકટ સમુદ્રમાં અમને કદી નાંખશો નહિ! અમથા આટલા સરખા એક શેહેર માટે આપે આપના જીવને જોખમમાં નાંખવો ઘટતો નથી. મહારાજ એવાં નાનાં સુનાં કામ મજ સરખા આપના હાથ નીચેના સરદારોને ફરમાવવાં, અને આપની મોટાઇને શોભે એવા મોટાં કામોમાંજ માત્ર આપે હાથ ઘાલવો. એ જે સંકટ આપના જીવ ઉપર આવ્યું હતું એ માત્ર મનમાં આવવાથીજ અમારા શરીર ઉપરનાં રૂવાંટાં ઉભાં થાયછે. અને એક દોઢ બદામનો માણસ આપ જેવા પૃથ્વીપતીના શરીર ઉપર ધશી આવીને આપના શરીર ઉપરનાં વસ્ત્રો કાઢવાનું યત્ન કરતો હતો. તે હજુસુધી અમારી આંખ આગળથી દેખાતું બંધ થતું નથી. મહારાજ, આપના જીવના અને આપના શરીરના માલિક આપ એકલાજ છો, એવું સમજશોમાં; તે બંને ઉપર અમે સેવક જનનીં પણ કંઇ સત્તા છે. અમારા સર્વના જીવ આપના જીવ ઉપર આધાર રાખે છે; માટે અમે અમારા જીવને એટલે મહારાજના જીવને સાચવવીએ એ ખુલ્લુંજ છે. રાજાધિરાજ, સેવકના મોડામાંથી વત્તું

---

* એજ હાલનું મુલતાન છે.

ઓછું નીકળ્યું હોય તેની ક્ષમા થવી જોઇએ, અને અમે સરવ પરીજનોને એટલું માગ્યું આપવું કે, આપે આપના જીવ માટે નહિ તો નહિ પણ અમારા જીવને ખાતરે તથા બધી દુનિઆના સુખને માટે હવે પછી પોતાને માટે વધારે કાળજી રાખવી. ફરીથી એક વાર અરજ કરૂંછું કે ન્યુનાધિક વિષે ક્ષમા થવી જોઇએ."

એ ખરી આસ્થાનું ભાષણ સાંભળીને સિકંદર બાદશાહની છાતીમાં ઘણો ઉમળકો આવ્યો, તેથી તેણે ઘણા હેતથી ક્રેતિરસ અને બીજા જે સાથે હતા તેમને આલિંગન દીધું. પછી તે પ્રેમનો ઉભરો લગાર સમ્યા પછી તે બોલ્યો, "મિત્રો, હવે તમારા બધાજ-ણાનું ભરણપોષણ કેમ ચલાવવું તેની મને સમજણ પડતી નથી. તમે તમારા પોતાના જીવ કરતાં મારો જીવ વધારે ગણોછો, માટેજ હું એમ બોલુંછું એવું નથી; પણ આપણી સ્વારીના આરંભથી તમે તમારાં માથાં હાથમાં લઇને મને મદદ કરોછો, તે હું જાણુંછું. તે માટે તમને બધાને મોટી સાબાસી આપવી જોઇએ. જો જીવવું તો આવી તમારા જેવી મંડળીના સુખ સહવાસમાં આયુષ્યનાં કેટલાંક વર્ષો કાઢવા સારૂ જીવવું; નહિ તો જીવવું ફોગટ છે એવું મને લાગેછે. તથાપિ મિત્રો, કોઇકોઇ વાતો વિષે મારો મત તમારા મતથી બીલકુલ જુદો છે, તે વિષે મારે બે વાતો કેહેવાની છે. મારો સહવાસ સદા રહે, એવી જે તમારી ઇચ્છા છે તે સારી છે. પરંતુ ભાઇઓ, હું મારી ઉમર વર્ષોથી ગણતો નથી પણ વિજયથી ગણુંછું. મારે ઘડપણ સુધીની બધી જીંદગી એશઆરામમાં કહાડવી હોત તો મારા વડીલોએ જે રાજ્ય મેળવી રાખ્યું હતું તે બસ હતું; તથાપિ મિત્રો હું એશઆરામ વાળો માણસ નથી; પરાક્રમવાળો છું. ફકત મારી ઉમરના વર્ષ તરફ તમે જોશો તો હું છેક નાની ઉમરનો છું એવું તમને લાગશે; પણ મારાં પરાક્રમ ભણી જુવો એટલે હું ઘણી મોટી ઉમરનો છું એવું તમારા મનમાં આવ્યા વગર રેહેશે નહિ. અરે આટલો મહા પ્રયત્ન કરીને મેં એટલા દેશો જીત્યા છે. યુરોપ તથા એશિઆને હલાવી મુક્યા છે, અને દુનિઆના જાણીતા તમામ ભાગ ઉપર આવડો મોટો કીર્તિધ્વજ ઉભો કર્યો છે. એવી સ્થિતીમાં એ મહા કાર્યને અધવચ્ચ છોડીને પાછા વળવું એ મને સારૂં લાગતું નથી. આજે જે આપણા લશ્કરને આટલી શોભા આવીછે તે માત્ર આપણાં પરાક્રમથીજ આવી છે, આપણે આજ સુધીમાં જે મેળવ્યું છે તે ઘણુંછે. એ વાત ખરી; એ બાબત હું કાંઈ બોલતો નથી. તથાપિ જે દેશમાં આપણે હાલમાં છીએ, તે દેશ મને શરમમાં નાંખે છે; તે શા માટે કહેશો, તો જેટલું પરાક્રમ એક સ્ત્રીએ કર્યું હતું. તેટલું તારા હાથથી હજી થયું નથી. એવું મને જણાવે છે. તે સ્ત્રી કઇ? એમ પુછશો તો તે સેમિરામીસ! એ સ્ત્રીના પરાક્રમનો મારાથી પાર કડાતો નથી. તોપણ તેની શી વિશાત? તમે મને સાહ્ય થવાને કુંમર બાંધી અગાડી થાઓ એટલે હું તમને હંહં કરતો આગળ દોરીશ. રાજા લોકોના જી-વને ઘર માંહેના અને દરબાર માંહેના મિત્રો કેહેવડાવનારા છાના દુશ્મનથી ઘણો ભય હોયછે. તેથી તમે મારૂં રક્ષણ કરશો એટલે થયું. બીજું બધું કામ હું સંભાળીશ; યુદ્ધ વ્યવસ્થાનું જોખમ હું તમારા ઉપર નાંખતો નથી; તે બાબતની તમામ જવાબદારી હું સ્વીકારૂં છું."

આ ભાષાણ ઉપરથી સિકંદરે બાદશાહનું મન કેવું હતું, તે ખુલ્લુ જણાઈ આવેછે. એ ઉપરથી રાલિન ગ્રંથકાર એવું કહેછેકે, "ખરો વૈભવ કોને કહેવો, તે સિકંદર બીલકુલ જાણતો નહોતો, અને ખરી મોટાઇનું મુળતત્વ શું, તથા તે કેમ મેળવવી ને તે મેળવવાની મતલબ શી, એમાંની તેને કશી ખબર નહોતી. તેથી તે ન્યાયાન્યાય ન જોતાં, દયાને એક બાજુએ મૂકીને જીતાય તેટલા દેશ જીતીને પોતાના નામનો પ્રતાપ બેસાડવો એમાંજ તેને વૈભવ અને પુરૂષાર્થ લાગતું હતું; તથાપિ ખરો વૈભવ અને ખરી મોટાઈ એ નથી" આ તે સુજ્ઞ ગ્રંથકારનું કેહેલું બીલકુલ વાજબીછે.

બાદશાહને પોતાના જીવને લગાર સારૂ લાગવા માંડ્યું કે તે પોતાના લશ્કરને સાથે લઇને સાગ્રિરી નામે રાની લોકોના પ્રદેશમાં ગયો. તે જંગલીઓના ૬૦૦૦૦ પાળા, ૬૦૦૦ સ્વાર, ૫૦૦રથ લડવાને માટે તૈયાર હતા. તથાપિ બાદશાહનું અગણિત લશ્કર જોઈ તથા તે-ના વિલક્ષણ શૂરાતનની કીર્તિ સાંભળીને તે ઘણા બીધા. તેથી લાગલાજ તેમણે પોતાના વકીલોને સલાહ કરવા સારૂ મોકલ્યા. તેની સાથે સલાહ થયા પછી તે સ્વારી મ્યુસિકાનસ નામે રાજાના પ્રાંતમાં પેઠી. એ રાજાના એક શેહેરને ઘેરો ઘાલતાં ટાલમી નામે એક સુ-રા સરદારને બાણનું એક જબરૂં જખમ લાગ્યું. તે શેહેરના માણસોએ પોતાનાં તીરના બાણોડાને એક જાતના ઝેરનું પાણી પાયું હતું. તેથી તેનો જખમ રૂઝાતો નહોતો. અને એ વડે જખમી થએલા માણસો મરી જતા હતા તે માટે ટાલમી બાબતની સિકંદરને ઘણી ફીકર ઉત્પન્ન થઈ. અને તેના ઘાને રૂઝાવા માટે ખુદ પોતે મેહેનત કરવાનું મનમાં લાવીને તેને પોતાના બીછાનાની પાસે લાવીને સુવાડ્યો. તો પણ તે જખમ દહાડે દહાડે વધતું ચાલ્યું અને સિકંદર પણ તેની વધારે વધારે કાળજી કરવા લાગ્યો. એવી સ્થિતીમાં એક રાત્રે સિકંદર ઊંઘતો હતો એટલામાં સ્વપ્નામાં એક પક્ષીએ પોતાના મોડામાં એક વન-સ્પતિ લાવીને સૂચવ્યું કે આ ટાલમીના ઘામાં ભરો તેથી સારો થશે. ત્યાર પછી બાદશાહ જાગ્યો અને પેલી વનસ્પતિ મંગાવીને ટાલમીના ઘા ઉપર દાબી તેથી તે ઝટ રૂઝાયો ! એ વાત રાલિને પોતાના ગ્રંથમાં લખેલી છે. તેમાં ખરૂં કેટલું હતું, તે કોણ જાણે; તથાપિ એટલું તો ખરૂં કે સિકંદરને ટોલમીની ઘણી જરૂર હતી એટલુંતો તે ઉપરથી ઉઘાડું જણાઈ આવેછે. અને એ પુરૂષ ખરેખરો તેવોજ મોટો હતો. પેહેલો તો એ ફિલિપ રાજાનો દાસી પુત્ર હતો એમ કોઈ કહેછે. અને તે મોટો નિસ્પૃહ, સ્પષ્ટવક્તા, શૂરો, અને સત્યવાદી તથા ઉત્તમ મસલત આપનારો હતો. એટલું છતાં તેનામાં અહંકાર લગારે ન હોતો. એ પુરૂષ સિકંદર બાદશાહને તો શું પણ દરેક ગુણગ્રાહક માણસને વહાલો લાગે એ સાધારણ છે.

હવે આ ભાગની સમાપ્તિ થવા આવીછે. તથાપિ એ સ્વારી માંહેલી એક ચમત્કા-રિક વાત રહેલી છે તે કહ્યા વગર એ સમાપ્ત થઈ શકતો નથી તે વાત એછે કે, એ સ્વા-રીમાં બ્રાકમેની ( એ બ્રાહ્મણ હોવા જોઇએ એવું કોઈ કહે છે) નામના લોકો સિકંદરની નજરે પડ્યા. એ લોકો તપસ્વીની રહેણીથી રહેતા હતા. તો પણ તેમણે કેટલાએક લોકોને ઉસકેરીને સિકંદરના લશ્કરને તરેહવાર રીતે પીડા કરી હતી. એ લોકોને ઈંગ્રેજીમાં જીમનો સોફિસ્ત કહ્યાછે. તે ઘણાખરા નાગા હોયછે. તથા તે ફળ ફળાદી ખાઇને ગુજરાન કરે

છે. વળી આત્મા અમર છે ને તેને જન્મ મરણના ફેરા ફરવા પડે છે. એવું સમજે છે. અને આ દુનિઆઈ સુખ કરતાં પરલોકનું સુખ તે વધારે ગણે છે. તેમાંના મુખ્ય દશ આદમીઓ સિકંદરે પકડીને સ્વારીમાં પોતાની સાથે રાખ્યા હતા. તેમને એક દહાડો પોતાની કચેરીમાં બોલાવી મંગાવીને તેમાંના એક વડીલ માણસને એવું ફરમાવ્યું કે, "તમારા આ નવ ગૃહસ્થોને હું એક એક પ્રશ્ન પુછું, તેના તેણે બરાબર જવાબ દેવા. તેમાં જે પેહેલો ચુકશે તેનો પેહેલો જીવ લઇશ. ને બાકીનાની પછી ખબર લઈશ; અને જવાબ ખરા કે ખોટા તેનો નિર્ણય તમારે કરવો જોઇએ." તે તેમણે કબૂલ કર્યું. પછી પ્રશ્નોતરનો આરંભ થયો.

પેહેલાને પૂછ્યું કે, "જે માણસો હમણાં જીવતાં છે તે વધારે સંખ્યા છે કે, જે આજ સુધીમાં મરી ગયાં છે તે વધારે સંખ્યામાં ?" તેણે જવાબ દીધો કે, "જે જીવે છે તે વધારે સંખ્યામાં; કારણ મુવા તે હવે છેજ નહિ."

બીજાને એવો સવાલ પૂછ્યો કે, "વધારે પ્રાણી ક્યાં ઉત્પન્ન થાયછે, પૃથ્વિ ઉપર કે સમુદ્રમાં ?" તેણે જવાબ દીધો કે, "પૃથ્વી ઉપર; કારણ સમુદ્ર પૃથ્વીનો એક ભાગ છે."

ત્રીજાને પૂછ્યું કે, "બધામાં અત્યંત કપટી પ્રાણી કયું ?" તેનો તેણે જવાબ વાળ્યો કે, "જે હજી સુધી માણસને જડ્યો નથી તે."

ચોથાને પૂછ્યું કે, "સાબાસ લોકોને અમારી સામા બંડ કરવાને તેં ઉસકેરી આપ્યા. તેનું કારણ શું ?" તેણે જવાબ દીધો, "તેમના રાજાએ જીવવું તો શુરા સરખું જીવવું, નહિતો એકદા બકરીનાં બચ્ચાની માફક મરી જવું, એવું મને ઠીક લાગ્યું માટે."

પાંચમાને પૂછ્યું કે, "મોટું કોણ દહાડો કે રાત?" તેણે જવાબ આપ્યો. "દહાડો. એ રાતના કરતાં એક દિવસ વડો છે." એ જવાબથી સિકંદરને નવાઈ લાગી હોય એવું પાંચમાને જણાયું તેથી તેની તરફ વળીને ફરી બોલ્યો કે એમાં અચંબો પામવાનું નથી. જેવો સવાલ તેવો જવાબ ?"

છઠાને પૂછ્યું કે, "આપણા ઉપર બધા હેત રાખે એવી જેની ઇચ્છા હોય તેણે શી રીતે ચાલવું. કે તેની ઉમેદ બર આવે?" તેણે જવાબ દીધો, "એવા માણસના હાથમાં જો મોટો અધિકાર આવે તો કોઇને બીક ન લાગે એવી રીતે વર્તવાથી બનશે?"

સાતમાને પૂછ્યું, "માણસ દેવ શી રીતે થશે?" તેને જવાબ દીધો, "જે માણસથી થતું નથી. તે કરવાથી થશે."

આઠમાને પૂછ્યું કે, "બળવાન કોણ જીવ કે મોત?" તે બોલ્યો, "મોત કરતાં જીવ વધારે જોરાવર છે; કારણ તે ઘણું દુઃખ ખમેછે; મોતથી કશુંએ ખમાતું નથી."

નવમાને પૂછ્યું, "માણસે ક્યાં સુધી જીવવું? તેનો જવાબ દીધો, "જીવવા કરતાં મરવું સારૂં લાગે ત્યાં સુધી."

પછી ઉત્તરોના નિર્ણય કરવા સારૂ તે નીમેલા દશમા માણસ ભણી મોંઢું કરીને બાદશાહ બોલ્યો, "કહો હવે એ બાબત તમે શું કહોછો." તે ઉપરથી પેલા ઘરડા માણસે કહ્યું કે, એ નવેના જવાબો, પેહેલાનાં કરતાં બીજો નઠારો એવા છે. એટલે તેમાં બરોબર

એવો એકે જવાબ નથી" તે સાંભળીને સિકંદર બોલ્યો, "એવું જો તમારૂં મનછે તો પેહેલા તમને ગરદન મારવા જોઇએ. ત્યારે તે ઘરડો તપસ્વી બોલ્યો, "એમ કેમ વારૂ! જે બધા કરતાં ખરાબ જવાબ દેશે, તેને પેહેલો મારવામાં આવશે. એવું તમે બોલ્યા હતા. એ વચન જો તમે તોડતા હોતો, ખુશીથી તોડો" એટલી વાતચિત્ત થયા પછી તે દશજણાઓને મોટી મોટી બક્ષીસો આપી, અને તેમને તેને ઠેકાણે ખુશીથી જવા દીધા. તેમજ વળી કેટલાએક માણસોને મોકલીને તેણે હિંદુસ્તાનના સાધુઓ સાથે વાદ કરાવ્યો, એવું કહેવાયછે.



## भाग ८ मो.

પાછલા ભાગમાં કહ્યા પ્રમાણે સિકંદર બાદશાહ પોતાના લશ્કર સાથે સિંધુ નદી મધે વહાણમાં બેશીને ધીમે ધીમે પાતાલ નામે ગામ પાસે આવી પહોંચ્યો. ત્યાં આગળ તે નદીના બે ફાંટા પડીને એક જમણી તરફ જાયછે ને બીજો ડાબી તરફ જાયછે; તેમાંના જમણા ફાંટામાં પોતાનાં વહાણો હંકારીને નીચે સમુદ્રમાં આવ્યો. ત્યારે તે અનહદ સમુદ્રને જોઇને ઘણો રાજી થયો. અને આપણા જેવા અતુલ પરાક્રમી પુરૂષને અવલોકન કરવાને આ અતુલ ભવ્ય પદાર્થ લાયકછે, એવું તેને લાગ્યું. સમુદ્રમાં ઓટ થાયછે, તેની એને તથા એના માણસોને ખબર નહોતી, તેથી ઓટનાં પાણી તેમને ઘસડતાં હતાં તે જોઇને તેને લાગ્યુંકે, આપણે હાથે ઇશ્વરની આજ્ઞાનો ભંગ થવાથી તે આપણા ઉપર ગુસ્સે થઇ આ સંકટ તેણે આપણા ઉપર નાંખ્યુંછે, એવું સમજીને તેણે દેવને સંતોષ પમાડવા સારૂ પોતાની દેશી રીત પ્રમાણે નાના પ્રકારના હોમ હવન કર્યાં.

દરિયા કાંઠે કેટલાએક મહિના ગુજારયા પછી સિકંદરે પોતાના લશ્કરના બે ભાગ કર્યાં; તેમાંનો એક પોતાની સાથે પગ રસ્તે જવા સારૂ લેવાનો અને બીજો નિઆર્કસના હાથ નીચે આવીને તે ઇરાની અખાતમાં થઇને આપણી સ્વારીમાં આવી મળવા સારૂ રવાને કરવાનો તેણે નિશ્ચય કર્યો. તે સમુદ્ર તેનાથી બીલકુલ અજાણ્યો હતો; તોપણ તેણે આનાકાની ન કરતાં સિકંદરની આજ્ઞા માથે ચડાવી. તેથી તેના ઉપર બાદશાહ ઘણો રાજી થયો; ને મોટી મોટી બક્ષીસો આપી. નિઆર્કસ જાતનો ક્રેતન હતો; માસિડોનિયન નહોતો; પણ સિકંદરનો બાળ મિત્ર હોવાથી તે એક બીજા ઉપર ઘણું હેત રાખતા હતા. નિઆર્કસને વહાણમાં બેસવાને રૂતુ બદલાવાની લગાર વાર હતી; માટે તેને ત્યાં મૂકીને બાદશાહ પોતાનું લશ્કર લઇ પગ વાટે ઇરાન ભણી ચાલ્યો. ત્યાં તેમને પેહેલા ઓરિતી-લોકોનો મુલક આવ્યો. તેમની રાજધાની હામબાસિસ નામે હતી. ત્યાંના લોકોએ પ્રથમ સિકંદરની સામા થવાનું ડોળ કર્યું હતું; તથાપિ તેનું લશ્કર જોઇ તથા તેની કીર્તિ સાંભળીને ઝટ નરમ પડ્યા. અને તેના કહ્યા પ્રમાણે ચાલવાને કબૂલ થયા. ત્યાંથી આગળ જતાં જેદ્રોસિઆમાં તેની સ્વારી પેઠી, ત્યાં તેના લશ્કરના અતિશય હાલ હવાલ થયા તે એટલાકે તેનું વર્ણન કરવાથી કોઇતો ખરૂં માનવાને ખંચાશે, તેઓ એક મોટા અરણ્યમાં આવ્યા. તેમાં તે લાગલાગટ સાઠ દહાડા સુધી ચાલ્યા પણ પાણી જડયું નહિ. પાસેનો

ખોરાક ખુટી ગયો હતો; ને દિવસે તાપ એટલો પડતો હતો કે, તે ટાળવા સારૂ રાત્રિ મજલ કાપવી પડતી; તેમાં ચાલતાં ચાલતાં લોકો થાક્યા; ને તરસથી ઘણા વ્યાકુળ થયા; તેવામાં પેટ ભરવા સારૂ ભારબરદારી જનાવરો મારીને ખાવાં પડ્યાં; અને અન્ન અન્ન, પાણી પાણી કરતા સેંકડો માણસો તરફડીને ટપાટપ મરવા લાગ્યા; ને શી રીતે જીવાશે એમ સૌ-ને ફીકર પેદા થઈ; વળી તેમાં મરકી પેદા થઈ એટલે શું પુછવું? તે લોકોના દુઃખની પરી-સીમા થઈ! અને બધાની નજરે મોત દેખાવા લાગ્યું. મોટા નાનાનો ભેદ જતો રહ્યો, ખુદ સિકંદરને પણ કોઈ પુછતું નહોતું. જે તે પોત પોતાની ફિકરમાં પડ્યા હતા. એવી આફતમાં મજલ કાપતા કાપતા એક રાત્રે તે એક નદીના સુકા પાત્ર ઉપર મુકામ કરીને રહ્યા હતા. તેમાં પાણીનું એકે ટીંપુ નહોતું. તથાપિ ઉપલી બાજુએ ડુંગરમાં વરસાદ વરસીને મધ-રાતને સુમારે એવી જોરમાં વેહેવા લાગી કે, તેથી તેના લશ્કર માંહેનાં ગરીબ બિચારાં બૈરાં છોકરાં અને પુષ્કળ સામાન સરંજામ ઘસડાવા લાગ્યો. તેની સાથે સિકંદર બાદશાહનો કિં-મતી પોષાક પણ તણાઈ ગયો. સ્ત્રાબો નામે એક નામાંકિત ઇતિહાસ કર્તા થઈ ગયો, તેણે આ ભયંકર સંકટનું વર્ણન કર્યુંછે. તેનો મતલબ એવોકે, "સેંકડો માણસો ભુખ, થાક અને તાપથી. વ્યાકુળ થઈને માર્ગમાંને માર્ગમાં પડીને મરણ પામ્યાં. એ તેમના જીવ જતી વેળાનું અકળામણ અને હાથ પગ પછાડવા લાગ્યાથી તેમની ભણી નજરે કરી શકાતી નહોતી. તે અરણ્યમાં એક જાતનાં ઝેરી જિંડવાં ઠામ ઠામ ઉગેલાં હતાં, તે ખાવા-થી ભાર બરદારી જનાવરો ટપા ટપ મરણ પામ્યાં. તે ઝાડનો પાલો ખાતામાંજ પહેલાં તે જનાવરના પગ રહી જતા અને તરત મોઢે ફીણ આવીને જીવ નીકળી જતો હતો. ત્યાં વળી બીજા એક જાતના વેલા પથરાયા હતા તે કાકડીના વેલા જેટલા લાંબા ને તેને ગો-ળ ફળ લાગતાં હતાં. તે પગ તળે ખુંદાય એટલે તેમાંથી દુધ જેવો ધોળો પદાર્થ નીક-ળતો અને તેના છાંટા માણસના કે જનાવરના ડોળાને લાગે કે લાગલાંજ તે આંધળાં થતાં હતાં વળી તેમાંના ઝાડ બામટાંની તળેથી સર્પ નીકળતા, તેના ડંખ ખરેખરૂં મોત હતું; એટલે જેને ડંખ લાગ્યા હતા તેમાંનો એકે માણસ જીવ્યો નથી." એવી રીતે તે અ-રણ્યમાં સિકંદર બાદશાહનાં હજારો માણસો મરણ પામ્યાં. રાલિન ગ્રંથકારે એવું કહ્યું છે કે, "સિકંદર બાદશાહે હિંદુસ્તાનમાં એકંદર ૧૨૦૦૦૦ પાયદળ અને ૧૫૦૦૦ સ્વાર એટલું લશ્કર આણ્યું હતું. તેનો ચોથો ભાગે લશ્કર પણ તેની પાસે પાછાં વળતાં રહ્યું નહોતું."

એવી રીતે સાઠ પાંસેઠ દિવસ પ્રવાસ કરીને સિકંદર બાદશાહનું લશ્કર જેડ્રોસિઆ-ની સરહદ ઉપર આવી પહોંચ્યું એટલે તે ફળદ્રુપ પ્રદેશમાં આવી પહોંચ્યો. ત્યાં તેને ખોરાક પાણી પુષ્કળ મળીને સંતોષ પામ્યા. પછી તે કર્માનિઆ પ્રાંતમાં ગયો. તે પ્રાંત-ને હાલમાં કર્માન કહેછે. તે પ્રાંતમાં તેણે લડાઇ, ઘેરા કે કોલકરાર ઇત્યાદિ ઉપર મન ન લગાડતાં, પોતાના લશ્કર સુદ્ધાં ઘણા દિવસ સુધી યથેચ્છ ખાવા પીવામાં અને એશ-આરામમાં નિમગ્ન રહ્યો. એ સમયે પોતે આઠ ઘોડાના રથમાં બેશીને ફરતો હતો અને તેની આગળ પાછળ તેના હાથ તળેનાં સેંકડો લોકોની ગાડીઓ ચાલતી, તથા રસ્તે રસ્તે દ્રાક્ષ રસના મોટાં મોટાં વાસણો ભરીને મૂક્યાં હતાં. ને તેની પાસે પ્યાલાં, પંચપાત્ર એવાં

નાનાં પ્રકારનાં વાસણો ગોઠવ્યાં હતાં; તેથી સિકંદરનાં માણસો જોઇએ તેટલો દ્રાક્ષરસ પીતાં હતાં, તેઓ નાચ રંગમાં છેક ગરક થઇ ગયા હતા. એવી મોજમઝામાં તેણે સાત આઠ દિવસ કાઢ્યા. ક્વિંતસ નામના ગ્રંથકારે એવું કહ્યું છે કે, "તે ઓચ્છવના દહાડામાં સિકંદરના લશ્કર ઉપર જો એક હજાર માણસો મરણીઆ થઇને તુટી પડત, તો તેમણે જે પુરૂષ પોતાને દુનિઆં જીતનાર કહેવડાવતો હતો તેનો અને તેના અગણિત લશ્કરનો નાસવાનો લાગ ન રહેતાં પરાભવ કર્યો હોત." એ વાત ખરી છે. પણ એવું કંઇ ભય ચિન્હ નજરે પડત, તો સિકંદર જેવો પુરૂષ એટલો બેફિકર રહેત નહિ, એ પણ ખરૂં છે.

પેલીમેર વહાણો હંકારવાનો વખત આવી પહોંચતાંજ નિઆર્કસ પોતાના લોકો સાથે સિંધુ નદીના મુખમાંથી જેવો નીકળ્યો તેવો કિનારે કિનારે ઇરાની અખાતમાં હરમુસિઆ નામે બેટમાં આવીને ઉતર્યો. તે બેટને હાલમાં ઓર્મઝ કહેછે. ત્યાંથી સિકંદર બાદશાહની સ્વારી ચાર પાંચ દિવસની મજલ ઉપર છાવણી કરીને રહેલી છે એવી ખબર મળી. તેવારે તે પોતાની જોડે ચાર પાંચ સોબતીઓને લઇને તેને મળવા સારૂ ગયો એટલા વખત સુધીમાં પોતાના અરમારની શી અવસ્થા હશે તેની ખબર પડી નહોતી; તેથી તે અજાણ્યા સાગરમાં બુડી જઇને તેમની દુર્દશા થઇ હશે એમ વારેવારે તેના મનમાં આવીને તે વિષે ઘણો ફિકરમંદ રહતો હતો. એટલામાં નિઆર્કસ ફક્ત ચાર આદમી લઇને આવેછે, એવું તેની નજરે પડ્યું. અને તે પાંચ છ આદમીઓ છેક ફિક્કા અને અશક્ત થએલા તેને દેખાયા. ત્યારે મને જે લાગતું હતું તેજ ખરૂં પડ્યું, અને એ અનર્થમાંથી ઉગરીને સુભાગ્યે એટલા આપણી પાસે આવ્યાછે. એવું તેણે નક્કી માન્યું. તેથી નિઆર્કસ પાસે આવીને બેઠો એટલે તેને સિકંદરે તેનો હાથ પકડીને એક બાજુએ લીધો. અને ધીમે રહીને બોલ્યો જે ઇશ્વરની મેહેરબાનીથી સંકટમાંથી બચીને અહીં આવીને તમે મને મળ્યા તેથી મને ઘણો સંતોષ થાય છે, તથાપિ આપણું આવડું મોટું નૌકાસૈન્ય ડુબીને નાશ પામ્યું તે ઘણું દુઃખદાયક છે, એ સાંભળીને નિઆર્કસે લાગલો જવાબ દીધો. "મહારાજ, આપ એવી શંકા આપના મનમાં કદાપિ પણ લાવશો નહિ. આપણું તમામ અરમાર સહીસલામત છે." એ સાંભળીને સિકંદરને જે આનંદ થયો તે પેટમાં ન માયો તેથી તે ઉભરો આંસુ ધારા રૂપે બહાર પાડ્યો, અને ખુલી રીતે કહી જણાવ્યું કે, "આ સુભ સમાચારથી જે મને સંતોષ થયો તે આખો એશિયાખંડ જીતવાથી થયો નહોતો;" એ પછી નિઆર્કસે પોતાની દરિઆઇ મુસાફરીની સવિસ્તર હકીગત કહી; તે તેણે મન દઇને સાંભળી. અને છેલીવારે ઉતરેલ મુકામે પાછા જઇ યુફ્રેનીસ નદીની વાટે અમારી સ્વારીને ફલાણે ઠેકાણે મળવાનું સુચવીને રજા આપી.

નિઆર્કસની દરિયાઈ મુસાફરીની હકીકત સાંભળીને મારે એક વાર દરિઆઈ મુસાફરી કરવી એવી સિકંદર બાદશાહને ઇચ્છા થઈ. તેથી તેણે એવો વિચાર કર્યો હતો કે, ઇરાની અખાતમાંથી વહાણો હંકારી આરબસ્તાન અને આફ્રિકાને ઘેરો ઘાલી. જીબ્રાલટરની સમુદ્રધુનીમાંથી ભૂમધ્ય સમુદ્રમાં આવવું; પછી કાર્થેજીનીયનોના સમાચાર લેવા; પછી આલ્પ્સ પર્વત ભણી જવું; ને પછી ઇપિરસમાં થઇને માસિડોનિયામાં ઉતરવું એવી

ધારણા કરીને મેસોપોતેમિઆના સુબેદાર તથા સીરિયાના સુબાને લિબાનિન પર્વત ઉપ-રનાં મોટાં મોટાં ઝાડો કાપીને તેના વહાણ બાંધવાની બીજી તૈયારી કરવા સારૂ હુકમ પણ આપ્યો હતો. તથાપિ તેને એટલામાંજ એકાએક અકાળ મોતે ઝડપ્યો. તેથી એ બધા વિચાર મનના મનમાં રહ્યા. માણસ ગમે તેટલી મોટાઈ મેળવે તો પણ મોત આગળ તેનું કંઈ ચાલતું નથી.

અહીંથી તેની સ્વારી કુચ કરીને ઇરાન દેશ માંહેલા પાસારગદામાં આવી પહોંચી. બાદશાહ જ્યારે હિંદુસ્તાન ભણી પ્રથમ ગયો, ત્યારે જેને અહીં સુબેદાર નીમતો ગયો હતો, તે કેટલીક મુદત થયાં મરી ગયો હતો; તેથી જ્યાં સુધી બાદશાહ આવીને કારભારની પ-ક્કી ગોઠવણ કરે ત્યાં સુધી ગરબડ ન થાય માટે એટલા વખત સુધી આરસિનીજ નામે ત્યાંનો સરદાર કારભાર ચલાવતો હતો. એ સરદાર ઘણા ઊંચા કુળનો હતો તથા તેના હાથ-થી બાદશાહનાં મોટાં મોટાં કામો થયાં હતાં. તેને લીધે બાદશાહની તેના ઉપર ઘણી મેહે-રબાની હતી. અને તેથી લોકોમાં પણ તેનો ભારવકર સારો હતો. આ વખત જ્યારે સિ-કંદરની સ્વારી પાસે આવ્યાનું તેણે સાંભળ્યું ત્યારે મોટી તૈયારીથી તે સામો ગયો. અને તેને કિંમતી સામાનવાળા કેટલાએક રથ, પુષ્કળ જવાહીર અને ૪૦૦૦ તાલેન્ટનો નજરા-ણો કર્યો. તેજ પ્રમાણે સિકંદરની સાથે જે અમીરો હતા તેને પણ તેણે યોગ્યતા પ્રમાણે આપવાનું હતું તે મોકલાવી દીધું. તેથી તે ઘણા ખરચમાં આવી પડ્યો. તથાપિ એટલી મેહેનત અને એટલા ખરચનો તેને ફાયદો થવાનો એક બાજૂએ રહીને ઉલટું તેના જીવનું જોખમ થયું! એવી રીતે કે;— સિકંદર બાદશાહ પાસે બાગોસ નામે એક ખોજો હતો. તે ઘણો કપટી, ચાડીઓ, અને મોટાઈ મેળવવાનો લોભીઓ હતો. તેના ઉપર બાદશાહની ઘણી મેહેરબાની હતી. તે એટલે સુધી કે, તેના એકાંતમાં પણ જવાની તેને મના નહોતી. તેનું જોકે એટલું મહત્વ હતું, તો પણ તે ખોજો, નીચ માણસ, તેને રાજી કરવા સારૂ મે-હેનત કરવાનું કામ નીચ છે એવું આરસિનીજને લાગ્યાથી તેણે તેને કાંઈજ આપ્યું નહિ એટલુંજ નહિ; પણ એ બાબત કોઈ જોડે જ્યારે વાત નીકળી જ્યારે તે ખુલી રીતે બોલ્યો કે, "હું બાદશાહના મિત્રોને ઘણું માન આપીશ, પણ તેના ખોજાને કદીએ નહિ આપું." એ બોલો બાગોસના કાન ઉપરે ગયા, ત્યારે તેના પગની જ્વાળા માથે ચઢી. અને ત્યારથી તે આરસિનીજની ખોદણી ખોદવા લાગ્યો. આરસિનીજ મોટા અને નિર્મળ અંતઃકરણનો માણસ હતો. તેને લીધે તેના વિષે બાદશાહના મનમાં ખોટા વિચાર ભરવાને ઘણી થોડી તક મળતી હતી. તથાપિ એવા દાવ આવે ત્યારે તેનો નાશ થવા સારૂ બાદશાહના મનમાં વહેમ ભરવાને ચુકતો નહોતો. એમ કેટલાક દિવસ જતાં બાદશાહના મનમાં આ-રસિનીજ વિષે વહેમ ઉત્પન્ન થયો. તો પણ તે તેણે ખુલી રીતે જણાવ્યો નહિ. ત્યાર પ-છી દ્રવ્ય મેળવવાની ખટપટ કરતાં કોઇએ એવું કહ્યું કે સાયરસની લાસ જે કબરમાં દા-ટેલી છે તેમાં તેની સાથે અપરિમિત દ્રવ્ય દાટેલું છે. એ સાંભળીને લાગલીજ બાદશાહે તે કબર ખોદાવી જોઈ, ત્યારે તેમાંથી તેને કશુંએ જડ્યું નહિ. ઈરાની લોકોમાં મુડદાંની સાથે પોતપોતાની શક્તિ પ્રમાણે પૈસા દાટવાની અસલ ચાલ હતી. તે ઉપરથીએ કબરમાં

થી આપણે ઘણું દ્રવ્ય સાંપડશે, એવું તેને લાગ્યું હતું; તથાપિ તેમાં તે નિરાશ થયો. ત્યારે એ દ્રવ્ય કોઇએ કાઢી લીધું હશે તેની તપાસ થઈ; તેવારે એ કામ સુબેદાર વગર બીજા કોઇથી બની શકે નહિ એવું તેમાં ઠર્યું. પછી શું પૂછવું! અંદરથી તો સઘળી તૈયારીજ હતી એટલે લાગલોજ આરસિનીજ ઉપર મુકરદમો ઉભો થઇને, તેના પગમાં બેડીઓ જડાઈ; અને થોડુંક ઓકર્શીનું ડોળ કરીને તેને ગરદન માર્યો. એવી રીતે બિચારા નિરપરાધી આરસિનીજ બીલકુલ વિના કારણ, માત્ર પેલા નીચ ખોજાની કપટ યુક્તિથી માર્યો ગયો. રાજાની મેહેરબાનીવાળા નીચને દુનીઆના મોટામાં મોટો માનવો જોઇએ, એવું જે કહેવાય છે તે ખરૂંછે.

ઇરાન દેશમાં અસલ એવી ચાલ હતી કે રાજા પરદેશ જિતીને તથા મોટી ફતેહ મેળવીને વતનમાં પાછો આવે, એટલે દેશમાંના દરેક ઘરની મુખ્ય ઘર ચલાવનારીને તેની યોગ્યતા પ્રમાણે એક સોનાનો કકડો આપવો તે ચાલ પ્રમાણે સિકંદર બાદશાહે ઇરાની સ્ત્રીઓને પુષ્કળ દ્રવ્ય વહેંચ્યું. રાજા બહારથી સ્વારી કરીને આવે એટલે ઇરાનમાં તેને મોટો ખરચ કરવો પડતો હતો તેથી કેટલાએક દ્રવ્ય લોભી રાજાઓ તો એક વાર સ્વારી કરવાને નીકળ્યા તે ફરીને પાછા સ્વદેશમાં આવ્યાજ નહિ.

સાયરસની કબર વિષે જે વાત ઉપર કહી છે, તેના ઉપર ઇરાની ભાષામાં એક લેખ કોતરાવ્યો હતો; તેનું ભાષાંતર સિકંદરે પોતાની ભાષામાં કરાવ્યું તેની મતલબ એવી હતી કે;— "અરે માનવી, કોઈ વખત પણ મારા આ રાજ્ય ઉપર આવીશજ, એ હું જાણું છું; માટે મારે તને એટલુંજ જણાવવાનું છે કે, તું કોઈ પણ હો, અને ગમે ત્યાંથી આવ, તેનું મને કશું નથી, પણ હું સાયરસ ઇરાનનાં રાજ્યને સ્થાપન કરનાર છું. તે રાજ્ય બાબત હું કંઈ બોલતો નથી; પરંતુ જે આ સાડા ત્રણ હાથ જમીનથી મારૂં શરીર ઢાંકેલું છે. તેનો તું લોભ કરતો નહિ." એ શબ્દો વાંચતાંજ સિકંદર બાદશાહના અંતઃકરણમાં આ લોકનો ક્ષણભંગુર વાસ અને મૃત્યુ એકદમ ઉભાં રહ્યાં તેથી છક થઇને ક્ષણવાર વિચારમાં સ્તબ્ધ બની ગયો. મોટાના મન મોટા સિવાય બીજાથી વળતાં નથી.

સિકંદર સાથે જે લોકો હિંદુસ્તાનથી આવ્યા હતા તેમાં કાલાનસ નામે એક તે વખતનો તત્વજ્ઞાની હતો. તે હમેશાં નાગો રહેતો. અને નિરંતર પરલોકના વિચારમાં નિમગ્ન હતો તેની ઉમર આ વખતે આશરે પાંસેક સીતેર વર્ષની હતી એટલી ઉમરમાં કોઈ દિવસ તે માંદો પડ્યો નહોતો. તથાપિ ઇરાનમાં આવ્યા પછી તેની પ્રકૃતિમાં બીગાડ થયો. તે ઉતાવળો સુધરી શક્યો નહિ. માટે ચિતા ખડકીને બળી મરવાનો તેણે નિશ્ચય કર્યો. તેમ નકરવા સારૂ સિકંદરે તેને ઘણો ઘણો સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ. ત્યારે બાદશાહે તેની મરજી પ્રમાણે એક મોટી ચિતા તૈયાર કરાવી. તે ઉપર જઇ બેસવા સારૂ કાલાનસ ઘણા ઉમંગથી નીકળ્યો ત્યારે માસિડોનિયન લોકો પાસે વીદાયગીરી માગીને તેમને કહ્યું, "મિત્રો, હવે હું જાઉ છું; મારા ઉપર મેહેરબાની રાખજો; અને આજનો દહાડો એક મોટા તહેવારની માફક તમારા રાજા સાથે ખાઈ પી અને નૃત્ય ગાયન કરી આનંદમાં નિર્ગમન કરજો. હું તમારા રાજાને થોડા દિવસમાં બાબેલન શેહેરમાં મળીશ." એ-

ટલું કહીને પેલી ચિતા ઉપર જઇને નિરાંતે સુતો.* પછી આજ્ઞા પ્રમાણે તેને અગ્નિ સંસ્કાર કર્યો. તે નીચેથી સળગતી સળગતી તેને શરીરે લાગી તોપણ તેણે આંણી પાસનો હાથ આણી પાસ પણ મૂક્યો નહિ. અથવા મોડેથી ચૂંકેચાં કર્યું નહિ.! એ ભયંકર કૃત્ય જોવાને સિકંદર ત્યાં આવ્યો નહોતો. પણ બાકીના હજારો માસિડોનિયનો ત્યાં ભેળા થયા હતા. તેમને એ વાતની મોટી નવાઈ લાગી. એ પછી ઘણે વર્ષે આગસ્તસ સીઝર નામે રોમન બાદશાહની રૂબરૂ આથેન્સમાં હિંદુસ્તાનનો એક બીજો જોગી એવી રીતે બળી મુવો હતો. એમ કહેવાય છે; તેની દેરડીઃ—હિંદુસ્તાનના માણસની, એમ આજ સુધી ઓળખાતી રહી છે; એવું એક ગ્રંથકારે લખેલું છે.

કાલાનસ બળી મુવા પછી તેના કહેવા પ્રમાણે સિકંદર બાદશાહે, સંધ્યાકાળે, મોટું મંડળ જમવા બોલાવ્યું. તે આર્વીને પોતપોતાની જગાએ બેઠા પછી, "જે આ વખતે સૌથી વધારે દ્રાક્ષરસ પીશે, તેને પાંચશેં રુપિયાનો એક ઉત્તમ મુગટ હું ઇનામમાં આપીશ." એવું બાદશાહ બોલ્યો, તે વખતે ત્યાં પ્રોમાકસ નામે એક ગૃહસ્થ હતો. તેણે આ દ્રવ્ય લોભને લીધે આસરે વીસ પચીસ પ્યાલા દારૂ પીધો. અને ઇનામ મેળવ્યું. પણ ત્યાંજ આજારી પડ્યો. અને તરતજ બે ત્રણ દિવસમાં મરણ પામ્યો! વળી એ મંડળમાં દારૂ પીવાનો મહાવરો કરવાથી બીજા એકતાળીસ જણાના જીવ ગયા એવું કહેછે. સિકંદર બાદશાહની કીર્તિ અને રાજ્ય લોભથી લાખો માણસના જીવ ગયા, તેને માટે કંઈ કહેવાનું નથી. કારણ કે ઘણું કરીને સૌ રાજાઓની રીત એવીજ હોય છે. તથાપિ તેની આવી મીજબાનીથી માણસનું મોત થાય એ તેને મોટા લાંછન જેવું છે.

પાસારગદાથી નીકળીને પાધરો પર્સિપોલિસમાં આવી પહોંચ્યો. તે શેહેર તેણે હિંદુસ્તાન ભણી જતાં જીતી લઇને બાળી નાંખ્યું હતું; તેની દુર્દશા જોઇને આ વખતે ઘણું માઠું લાગ્યું તથા પસ્તાવો થયો. પછી ત્યાંથી સુસામાં ગયો તે ઠેકાણે પાસિટિગ્રિજ નદીમાંથી આવીને નિઆર્કસ પોતાના લશ્કર સુદ્ધાં આવી મળ્યો. ત્યાં ઇરાનની લડાઇમાંથી પકડેલા કેદીઓ મુકી ગયો હતો તેને જોયા. તથા તેજ ઠેકાણે તેણે ડરાયસની પરમ રૂપવતી વડી છોકરી સ્તાતિરા સાથે લગ્ન કર્યાં; અને તેની એક બીજી બેહેન હતી તેના લગ્ન પોતાના પરમ મિત્ર હેફિસ્તિયન સાથે કરી આપ્યાં; એ લગ્ન પ્રસંગે બાદશાહે એમ બોલી દેખડાવ્યું કે, "માસિડોનિઆ અને ઇરાન એ બે દેશોની પ્રજાને સગાઈનો સંપ બંધાય એવી મતલબથી મેં આ સંબંધ કરેલોછે; અને એ વગર જેટલા એવા સંબંધ જોડાય તેટલા જોડવા એવી મારી ઘણી મરજી છે." એ ઉપરથી તેના હાથ નીચેના લોકોને તેવાં લગ્નો કરવાને ઉત્તેજન મળ્યું; તેથી તેમણે સાઠ સીતેર ઇરાની છોકરીઓને શોધી કહાડીને તેમની જોડે તેમણે લગ્ન કર્યાં. તેણે કરીને સિકંદરને મહા સંતોષ થયો. એ ઠેકાણે તેણે પોતાના તમામ સરદારોને એક મોટી મીજબાની આપી. તેમાં ૯૦૦૦ માણસો આવ્યા હતા; તે બધાને એક એક સોનાનો પ્યાલો દારૂ પીવા સારૂ આપ્યો હતો, એવું પુસ્તકોમાં લખેલું છે. એટલું

---

* એ ચિતા ઉપર જતી વેળાએ માથે ફુલના તોરા ઘાલીને હિંદુસ્તાની ભાષામાં ગીતાં ગાતો જતો હતો.

કરીને તે એથી રહ્યો નહિ; પણ તેના લશ્કર માંહેના ઘણા સિપાઇઓ કરજદાર થઈ ગયા હતા તેમને દેવામાંથી છોડવાનું તેણે મન ઉપર લીધું. તથાપિ પગાર ઉપરાંત દેવું કેમ કર્યું એવા વિચારથી તેને જણાવતાં સિપાઇઓ ડર્યા. માટે ખરૂં દેવું કેટલું છે તે બતાવી શક્યા નહિ ત્યારે બાદશાહે પોતાના એક કામદારને પુષ્કળ નાણું આપીને હુકમ કર્યો કે દેવાદાર કોણ છે એવું તેને ન પૂછતાં સિપાઇ નામેનું દેવું નીકળે તે પતાવી દેવું. તે પ્રમાણે પેલા કામદારે અમલ કર્યો. તેથી સિકંદરના આવડા મોટા લશ્કરમાં કોઈ દેવાદાર રહ્યો નહિ. એ દેવું પતાવવામાં તેને આસરે ૧૫૦૦૦૦૦૦ રૂપિયા ખરચ થયો! એવી ઉદારતા રાજાઓમાં ક્વચિત્ જ નજરે પડે છે, કરજ ફેડાવાના સંતોષ કરતાં નામો કહેવાની માથાફોડ પતી તેથી સિપાઇઓ વધારે રાજી થયા. એ સિપાઇઓ જ્યારે બાદશાહની મતલબ ઉપર અમથા શંકા લાવીને રકમો કહેવાને આનાકાની કરતા જણાયા ત્યારે તે ઘણા હેતથી સિપાઈઓને કહેવા લાગ્યો. "અરે ભાઇઓ, રાજાએ પોતાની પ્રજા સાથે પોતાના વચનમાં ફરવાનું કામનું નથી; અને આપણો રાજા આપણી સાથે એવા દગો કરશે, એવું પ્રજાએ કદી મનમાં આણવું નહિ." એ બોલવું ખરેખર ઘણું ધ્યાનમાં રાખવા જોગ છે.

સિકંદર બાદશાહ પોતાને વતનથી નિકળીને દેશ જીતતો જીતતો હિંદુસ્તાન સુધી આવ્યો. તેવારે દરેક જીતેલા પ્રાંતો ઉપર પોતાના સુબાઓને નીમતો ગયો. તે સુબાઓ ઘણા હોંશીઆર અને રાજકાજમાં ઘણા ચતુર હતા; તથાપિ તે બધાને નકી લાગતું હતું કે, એ બાદશાહ ટાઢ, તડકો ન જોતાં એકદમ અજાણ્યા દેશોમાં ચાલ્યો જાયછે ત્યાં એકાદવાર આપઘાત કરીને મરશે. એવી તેઓની ધારણા હોવાથી સિકંદરની સ્વારી તેના પ્રાંતમાંથી બહાર પડી કે સ્વચ્છાએ વર્તવા લાગ્યા, અને ન્યાય અન્યાય કાંઈ જોયો નહિ. એવા સુબાઓમાં બાબેલનનો સુબો હરપાલસ મુખ્ય હતો. તેણે પોતાના તાબાની પ્રજાને છેક નીચોવી નાંખીને અપાર દોલત એકઠી કરી હતી. અને તેણી તરફ સિકંદર મરી ગયો એવું સમજીને જેમ મનમાં આવ્યું તેમ વર્તતો હતો. એટલામાં સિકંદર પાસે આવ્યાની તેને ખબર પડી ત્યારે તેનો જીવ ઉડી ગયો. અને બચવા સારૂ પોતાનું અન્યાયથી મેળવેલું અપરમિત નાણું સાથે લઇને નાસવા માંડ્યું. તેણે ઉતાવળા ૬૦૦૦ માણસો ભેળાં કર્યાં અને તેમને સાથે લઇને આથેન્સ શેહેરમાં દાખલ થયો. તે વખતે ત્યાં ફોસિયન અને દિમાસ્થનિસ નામે બે નામાંકિત વક્તા અને શુરા પુરૂષો રેહેતા હતા. તેમાંનો ફોકિયન મોટો તત્વજ્ઞાની હતો. તથા લોકો તેને પૂજ્ય માનતા હતા. તેની પાસે જઇને હારપાલસે પેહેલી સાહ્ય માગી, અને પુષ્કળ દ્રવ્ય આપવા માંડ્યું. તથાપિ તેની માગણી તેણે ના કબૂલ રાખી; કારણ કે તેની વિનંતી માનવી તેને બીલકુલ અઘટતી લાગી એ એક; અને જે દ્રવ્યલોભની આશા આપીને તેને પોતાની ભણી વાળી લેવાનું કરતો હતો, તે દ્રવ્યનો લોભ તેના મનમાં જરાએ હતો નહિ. એ બીજું કારણ હતું. એ તેના નિરલોભિપણા વિષે ફિલિપ રાજાના વખતમાં એવાજ કોઈ પ્રસંગ ઉપરથી સિકંદર બાદશાહ અને લોકોની સારી ખાત્રી થઈ હતી. પણ માણસની વૃત્તિ સ્થિતિ કઈ વેળાએ કેવી થશે એનું નકી કરાતું નથી એવું મનમાં સમજીને સિકંદરે હારપાલસનો દાખલો લઈ દ્રવ્ય લોભમાં નાંખીને પોતાની ભણી

વાળી લેવાનો મનસુબો કર્યો. તે દ્રવ્ય જેણે તેની પાસે આણ્યું, તેને ફોસિયને એવું પૂછ્યું કે, "આટલા આથેનિયન લોકોમાં સિકંદર બાદશાહે આ દ્રવ્ય મારી પાસે શા માટે મોકલ્યું વારૂ!" તેનો પેલા લાવનારાએ જવાબ દીધો કે, "આપના જેવા ન્યાયી અને સદ્‌ગુણી પુરૂષ આખા ગ્રીસ દેશમાં બીજો કોઈ નથી, એવું સિકંદર બાદશાહ જાણેછે, માટે આપને એ દ્રવ્ય અર્પણ કર્યુંછે; બીજું કાંઈ નથી." તેને ફોસિયને કહ્યું, "વારૂ ત્યારે હું ન્યાયી અને સદ્‌ગુણી છું, એવું તમે સમજોછો, એ ખરૂં કરી આપવા સારૂ એ દ્રવ્ય મારાથી લેવાતું નથી. એવું તમે તમારા બાદશાહને કહેજો; અને જેવો છું, તેવોજ સદા સર્વદા મને રેહેવા દેવો, તેમાં કશી અડચણ કરવી નહિ, એ મારી વિનંતી તેને જણાવો; અને આ તેના પૈસા તેને પાછા આપો." એટલુંજ બોલીને તે રહ્યો નહિ. પણ તેણે હારપાલસ ઉપર લોકોમાં ઘણો દ્વેશ ઉત્પન્ન કર્યો. અને તેને કાઢી મુકવાને ઉત્તેજન આપ્યું, તેવારે પોતાનું કંઈ ફાવતું નથી એવું જોઇને હારપાલસ ત્યાંથી નિકળી નાઠો.

પછી ત્યાંથી નાઠેલો હારપાલસ દિમાસ્થનીસની પાસે આવ્યો. તે પણ મોટો વિદ્વાન અને જગત પ્રસિદ્ધવક્તા હતો. તે બોલવા લાગતો કે તે સાંભળનારના અંતઃકરણમાં જે ઉપર બોલે તે રસભર્યું છપાઈ રેહેતું. અને નિર્લોભતા વિષે પણ તે પ્રસિદ્ધ હતો. તથાપિ આ વખતે તેની વૃત્તિ બદલાઈ, હારપાલસે જે દ્રવ્ય તેને આપ્યું અને આપવાને કબૂલ્યું; તેથી તેને વશ થયો. અને તેના પક્ષમાં લોકોનાં મન વાળવાને પ્રયત્ન કરવા લાગ્યો. એવી એકાદ મોટી બાબત લોકોના મનમાં વસાવવી હોય તો તેમને એકઠા કરીને અસરકારક હજારો નાના પ્રકારની તદબીરથી પોતાની વાક્ ચાતુરી વડે પોતાની ભણી કરી લેવાનો તેનો રવૈયો હતો. એવી રીતે ભાષણ કરવાનો તેણે મનસુબો કર્યો. તે લોકોમાં જાહેર પડતાંજ એવું બોલવા લાગ્યા કે દિમાસ્થનીસે ન્યાય અન્યાય ન જોતાં ફકત પૈસાની લાલચે હારપાલસના પક્ષ આસરો આપવા જોગ છે, એવું સિદ્ધ કરી આપવા સારૂ તે ભાષણ કરવાનો છે માટે તે સાંભળવા સારૂ અમે જવાના નથી. એથી દિમાસ્થનીસનો મનસુબો પડી ભાંગ્યો. એટલાથી એ બાબત અટકી નહિ પણ આથેનિયન લોકોએ હારપાલસને શેહેર બહાર કાઢી મૂક્યો. અને દિમાસ્થનીસે તેની તરફેણ પૈસાની લાલચે પકડી, માટે તે પાપકર્મના બદલામાં તેની તપાસ કરવાનો ઠરાવ થયો. એ ઉપરથી ન્યાયાધિશોએ તપાસ કરી તેમાં તે અપરાધી ઠર્યો. અને પાંચ લાખ રૂપિયાનો દંડ થયો! તે દંડ તેનાથી ભરી શકાયો નહિ માટે તેને કેદમાં નાંખ્યો. તેમાંથી તે નાશી જઇને એજીનામાં સંતાઈ રહ્યો. ત્યાંથી તે પોતાની જન્મભૂમિ આતિકા ભણી જોઇને દડ દડ આંસુ પાડતો હતો. અને કોઈ કોઈ વાર તો એકાદિ ના હિંમત બાયડીની માફક બેઠો બેઠો પોકો મૂકીને રડતો હતો. તેના હાથમાં જ્યારે દેશનો કારભાર હતો ત્યારે તે મોટો હિંમતવાન અને આકાશ તુટી પડે તોપણ ન ડગે એવો દૃઢ પુરૂષ ગણાતો હતો. પણ તેવો આ ગુણ આ વખતે લગારે નજરે પડ્યો નહિ. એના જેવાજ નામાંકિત રોમનવક્તા સિસરોને જ્યારે દેશપાર કર્યો. ત્યારે તેની સ્થિતિ પણ એવી થઈ હતી. એમ પુસ્તકો ઉપરથી માલમ પડે છે. એ ઉપરથી જેને લોકો હિંમતવાન અને મોટા સમજે છે, તેને ગમે તેવી અવસ્થા પ્રાપ્ત થાય

તોપણ તે હિંમતવાન અને મોટાજ રહેશે એમ કહી શકાતું નથી. ઉપલો નિયમ સાધારણ રીતે સર્વત્ર લાગુ પડે છે એમ નહિ. પરંતુ સાધારણ રીતે ઉપલી વાત ઘણે ખરે ઠેકાણે લાગુ પડી શકશે. ઉદાહરણ ઉદારપણાની ખરી પરિક્ષા દારિદ્રમાં થતી નથી. પણ શ્રીમંતાઈમાં થાય છે; તેજ પ્રમાણે ધીરજવંતની ખરી પરિક્ષા વારેવારે થતી નથી; પણ સંકટ સમયેજ થાય છે.

પાસાનિઆસ નામે બીજો કોઈ એક વક્તા દિમાસ્થનીસનો પ્રતી પક્ષી હતો. તેણે એક ઠેકાણે એવું લખેલું છે કે, "આથેન્સમાંથી નાશી ગયા પછી હારપાલસને ફિલોક્સેનસ નામના એક માણસે પકડ્યો. અને તેની પાસેથી ક્યા ક્યા આથેનિયને કેટલી કેટલી લાંચ લીધી તે તેને મોડેથી કેહેવડાવવા સારૂ તેના પરાકાષ્ટાના હાલ કર્યા. ત્યારે તેણે કેટલાએક લોકોનાં નામ દીધાં; તથાપિ તેમાં તેણે દિમાસ્થનીસનું નામ મુદલ દીધું નહિ." એ હકીગત દિમાસ્થનીસના કોઈ મિત્ર કે વખાણ કરનારાએ લખી હોત તો તેના ખરાપણા વિષે શંકા લેવાને બની આવત. પરંતુ એ લેખી સાખ તેના ખરે ખરા પ્રતિપક્ષીએ આપી છે. તે ઉપરથી તેના ખરાપણા વિષે શક રાખવાનો નથી.

હારપાલસને આથેન્સમાંથી નાશી ગયાની ખબર સિકંદર બાદશાહને થઈ, તેમાં જે આથેન્સ વાશીઓએ મદદ કરી હશે તેને સજા કરવા સારૂ ઉતાવળા ત્યાં જવાનું ઠરાવ્યું અને તે પ્રમાણે તૈયારી કરવાનો લશ્કરને હુકમ સુદ્ધાં કર્યો. એટલામાં તે લોકોએ તેને પોતાના શેહેરમાંથી કાડી મૂક્યાની તેને ખબર થઈ, એટલે તેણી તરફ જવાનો વિચાર છોડી દીધો. પછી તેને ફરીથી એકવાર સમુદ્ર જોવાની મરજી ઉત્પન્ન થઇ, તેથી સુસામાં રહીને તૈગ્રીસ નદીને રસ્તે તેના મુખમાં ઉતર્યો. ને ત્યાંથી ઓપિસ શેહેરની પાસે હેફીસ્તિયન તમામ લશ્કર સાથે છાવણી કરીને રહ્યો હતો તેને જઇને મળ્યો.

સિકંદર બાદશાહાની સ્વારીનો મુકામ જ્યારે સુસામાં હતો ત્યારે આગળ કરી રાખેલી ગોઠવણ પ્રમાણે ૩૦૦૦૦ જુવાન અને બાહાદૂર ઇરાની સિપાઇઓ લડાઇની કળામાં હોશિઆર થઈ તેના લશ્કરમાં આવીને દાખલ થયા. તે જોઈ બાદશાહને મહાનંદ થયો. એ બધા ઇરાની સિપાઇઓ ઓપિસમાં નદીના કાંઠા ઉપરની છાવણીમાં દાખલ થતાંજ, સિકંદરે માસિડોનિયન સિપાઈ તથા અમલદારોને મનસુબો જણાવવા સારૂ એક જાહેર નામુ પ્રસિદ્ધ કર્યું. તેમાં એવું હતું કે, "જે માસિડોનિયન લોકો જખમી થવાથી, પ્રવાસના કંટાળાથી, અશક્તિથી, અથવા સ્વદેશ વિયોગથી અતિશય ઉદાસ થઇને ગ્રીસમાં પાછા જવાને ચહાતા હશે, તેમને રજા આપવાને અમે તૈયાર છીએ. એવા લોકોને તેમની શક્તિ પ્રમાણે ઈનામો આપવા, તથા સારી પ્રતિષ્ઠિત રીતે તેમને ઘેર પહોંચાડી દેવાની અમારી મરજી છે. માટે વતનમાં જવાની જેમની મરજી હોય, તેમણે નીકળવાની તૈયારી કરવી," માસિડોનિયન લોકો બીજાં કેટલાંએક કારણોથી પેહેલાથીજ ઘણા કંટાળી ગયા હતા. તેમાં આ જાહેરનામું જોઇને ઘણું માઠું લાગ્યું. કારણ કે ઇરાની લશ્કર બાદશાહને આવી મળવાથી હવે તેને આપણી ગરજ રહી નહિ. એવું તેઓ ધારવા લાગ્યા. વળી પારકા લોકો ઉપર તેની એટલી મેહેરબાની જોઇને બાદશાહ પોતાનું મુળ વતન માસિ-

ડોનિયા છોડી દઈને ઘરાનમાં રહેશે કે શું એવી તેમને બીક પેઠી. તેથી શું કરવું તે સુઝે નહિ. તેથી તેઓ ઘણા દુખી થઈને તથા કેટલાએક નારાજી થઈને, એકદમ સઘળા માણસો તેના તંબૂ આગળ એકઠા થયા. અને ઉદ્ધતપણે તેમણે બાદશાહને એવું કહ્યું કે, "આપના મનમાં રજા આપવાનુંજ છે, તો અમે સર્વ માસિડોનિયન લોકોને એકદમ સામટી રજા આપવી; અમે જવાને તૈયાર છીએ; અમે આજસુધી આટલું દુઃખ વેઠીને આપને આટલી ફતેહ મેળવી આપી; તે બધું હવે ફોગટ ગયું, કાંઈ ચિંતા નહિ. આપ દેવ અવતાર છો! આપને શું ઉણું છે? આપને તાજી શક્તિ વાળા નવા લોકો મળ્યા છે. તેને સાથે લઈને આપ જોઈએ તેની સાથે જોઈતી રીતે લઢો. એ બાબત અમારે કશું કહેવાનું નથી. હવે પછી આપની ચાકરી કરવાના નથી એવું અમે નક્કી કર્યું છે; માટે કૃપા કરીને અમને બધાને ઝટ રજા આપવી, એટલીજ અમારી વિનંતી છે." એ સાંભળતાંજ સિકંદર બાદશાહને ક્રોધ ચઢ્યો. તેથી લાગલાજ ત્યાંને ત્યાં તે લોકોના આગેવાનોને પકડાવીને કેદ કરાવ્યા. અને તેમાંના તેર આસામીને સખ્ત શિક્ષા કરી. એ બનાવ જોતાંજ બાકીના બીજા લોકોની ધુન ઉતરી ગઈ. ને માથાં નીચાં ઘાલીને દડદડ આંસુ પાડવા લાગ્યા. હવે તેમણે પોતાની ભૂલ જોઈ તેથી તેમના ચેહેરા ઉપર ખરેખરો પસ્તાવો નજરે પડવા લાગ્યો અને છેક ગરીબ બોકડી જેવા થઈ ગયેલા બાદશાહની નજરે પડ્યા. ત્યારે તેને તેમની ઘણી દયા આવી. તોપણ તે બાબત તેનો ગુસ્સો ઉતરી ગયો નહોતો, માટે તેમને લક્ષીને બોલ્યો, "અરે, તમારા ઉપર મારા બાપ ફિલિપ રાજાએ અને મેં કેટલા ઉપકાર કર્યા છે, તે તમે ભૂલી ગયા કે? તમે સઘળા એકદમ રજા માગો છો એટલુંજ છે કે? ઠીક છે. જાઓ! હું તમને બધાને જતા રહેવાની છુટી આપુંછું! જાઓ, જાઓ; જાઓ, તમે બધા મારી પાસેથી જાઓ, અને આખી દુનિઆને જાહેર કરો કે, અમારા રાજાએ જે નવા લોકો જીત્યા છે, તેમના વિશ્વાસ ઉપર તેને નાંખીને અમે અમારે ઘેર આવ્યા છીએ; અને તે નવા લોકો અમારા કરતાં અમારા રાજા ઉપર વધારે હેત કરે છે!" એટલું બોલીને તે તખ્ત ઉપરથી ઉઠીને ઝટ તંબૂમાં જઈને બેઠો. અને કેટલાએક દહાડા સુધી બીલકુલ કોઈની પણ મુલાકત કરી નહિ. તે જોઈને સર્વ માસિડોનિયન લોકો ઘણા દલગીર થયા. તેથી તેમણે તેના તંબૂ આગળ ઘણી નમ્રતાથી પોતાનો દોષ પોતાના ખોળામાં લીધો અને તેની માફી થવા સારૂ બાદશાહને વિનંતી કરી. તેથી તેનું મન લગારેક શાંત થયું. તેથી બહાર આવીને તેમને લગાર ટાઢા પાડ્યા. ને તેમાંથી જે રહેવાને રાજી હતા તેમને રાખ્યા. અને જેમણે જવાની મરજી કરી તેમને શક્તિ અનુસાર બક્ષીસ આપીને વિદાય કર્યા. એવી રીતે લશ્કરની ગડબડ ભાંગી નાંખી.

સિકંદર બાદશાહ સ્વારી કરવાને નીકળ્યો ત્યારે માસિડોનિયા દેશનો તમામ કારભાર તેણે આંતિપાતરને સોંપ્યો હતો. ને તે સારી રીતે ચલાવતો હતો. તથા તેને અને ઓલિંપિઆસ એટલે રાજ માતાને બનતું નહોતું. એ બાબત પાછળ કહેવામાં આવ્યું છે. તે બાબત બંને જણાના વારંવાર પત્રો આવતા હતા. તેમાં આંતિપાતરનું કહેવું તેને

વધારે વાજબી લાગતું. ને ઓલિંપિઆસના લખવામાં તેને દુરાગ્રહ દેખાતો હતો. તો પણ તેની મરજી સામો તેનાથી એકે શબ્દ નીકળે નહિ. અને તેની મરજી રાખીને ચાલવા સારૂ આંતિપાતરને તેનાથી સમજાવાયો નહિ. ત્યારે તેણે માસિડોનિઆ દેશના રાજ્ય કારભાર ઉપર ક્રેતિરસને નિમ્યો; ને નવું લશ્કર લઇને આવવાનો આંતિપાતરને હુકમ લખ્યો. ક્રેતિરસના તાબામાં આંતિપાતરની પ્રમાણેજ થિસેલી અને થ્રેસ પ્રાંતો પણ આપ્યા. એકવાર રાજમાતા ઓલિંપિઆસે એવું લખ્યું હતું કે, આંતિપાતર પોતે રાજા થવાનો પ્રયત્ન કરે છે. તથાપિ તેના ઉપર સંપૂર્ણ ભરોસો હોવાથી સિકંદરના મનમાં કંઈ આણ્યું નહિ. પણ આ કામથી આપણે આટલી ઇમાન ઇતબારથી નોકરી કરવા છતાં સિકંદરે પોતાને તેના કામ ઉપર દૂર કરેલો જોઈ આંતિપાતરને ઘણો ગુસ્સો ચઢ્યો. તેથી તેણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું. એવા પ્રમાણિક સેવકને આવું અપમાન કરવાનું કામ જેટલું કઠણ છે, તેના કરતાં જનેતાનું મન દુખવવાનું કામ સુશીલ અને કૃતજ્ઞ છોકરાને વધારે અઘરૂં છે. એનો અનુંભવ માતૃભક્ત પુત્રોએ પોતાનામાં જોઈ લેવા જોઇએ.

ઓપિસની છાવણીમાં કેટલાએક દિવસ કાડ્યા પછી તેની સ્વારી મીડિઆ દેશના એકબટાનામાં ગઈ ત્યાં ગ્રીસ દેશથી આવેલા લોકો તેને મળ્યા. તેમાં માત્ર ચડતી જુવાની વાળા ૩૦૦૦ છોકરાઓ હતા! આ મુકામે ફરીથી સિકંદર બાદશાહે પોતાના માણસોને આઠ દશ દહાડા મોજ શોખમાં ગુમાવવાની છુટ આપી; અને ખુદ પોતે પણ નાચ રંગમાં ગુલતાન થયો. એ વખતે તેણે પોતાના સર્વ લોકોને મોટી મીજબાની આપી. તેમાં એક બીજાની ચડાચડીથી બાદશાહને ખુશ કરવા સારૂ લોકોએ અતિશય દારૂ પીધો. તે એટલે સુધી કે તેમ કરવાથી તેના ઘણા માણસો માંદા પડ્યા. ને તેમાંથીજ બાદશાહનો પ્રાણ પ્રિય મિત્ર હેફીસ્તિયન એકાએક દુખણું લાગીને મરણ પામ્યો. તેથી સિકંદરને મહા દુઃખ લાગ્યું. કારણ તેના જેવો તેને માટે મરવાને પણ આઘું પાછું જુવે નહિ એવો બીજો એકે મિત્ર નહોતો, એવું તે જાણતો હતો. તે મોટો વિચારવંત અને સહનશીલ હતો. ને તેના ઉપર બાદશાહની એટલી મહેરબાની હતી કે, તેનો એકે બોલ તેણે હેઠે પડવા દીધો ન હોતો. તેવું છતાં તેને એ બાબતનો લગારે ગર્વ થયો નહોતો. તે જે કંઈ બાદશાહને તસ્દી આપે, તે કોઈના ભલા સારૂજ આપે; પોતાના સ્વાર્થ સારૂ આપતો નહોતો. તેથી તે જ્યારે મુવો ત્યારે લશ્કર માંહેના સર્વ નાના મોટા લોકો, જેમ એકાદ પોતાનો હિતકર્તા વડીલ બંધુ મુવો હોય, તેવી રીતે ખેદ પામ્યા. જેવો હેફીસ્તિયન બાદશાહની મેહેરબાની વાળો હતો, તેવોજ ક્રેતિરસ પણ હતો. તથાપિ તે બંનેમાં થોડોએક અંતર હતો. તે સિકંદર જાણતો હતો. તે ઉપરથી તેના મોઢામાંથી એકવાર એવું નીકળ્યું હતું કે, "ક્રેતિરસ જે મારી ભક્તિ કરે છે., તે હું રાજા છું, માટે કરે છે." અને હેફીસ્તિયન જે મારી ભક્તિ કરેછે તે હું સિકંદર છું માટે કરેછે." એ ઉપરથી તે અંતર વાંચનારાઓના ધ્યાનમાં આવશે.

સિકંદર બાદશાહની સ્વારી બાબેલનની નજિક એટલે ત્રણ ગાઉ ઉપર આવીને દાખલ થઈ ત્યારે ખાલડિયન જોશીઓએ પોતાની મેળે બાદશાહને એવી વીનંતી કરી કે,

આપ એ શેહેરમાં કદી પગ મૂકશો નહિ. કેમકે ત્યાં આપનું મોત છે. ખાલડિયન જોશીઓ જોતિષના કામમાં ઘણા કુશળ છે. એવી બાદશાહની પક્કી ખાતરી હતી, તેથી તેણે તેનું કહેલું ખરૂં માનીને તે શેહેરને એક બાજુ ઉપર મુકી બીજે રસ્તે ચાર પાંચ ગાઉ ચાલ્યા એટલામાં તેને ગ્રીસના વિદ્વાન પુરૂષોએ ખાલડિયન જોશીઓ વિષે નાના પ્રકારની વાતો કહી તેમનું ભવિષ્ય ખોટુંછે એવું સિકંદરના મનમાં ઠરાવ્યું. ત્યારે તે બાદશાહ ત્યાંથી પાછો વળીને ઘણા ઠાઠમાઠ અને સમારંભથી બાબેલનમાં દાખલ થયો. ત્યાં જીતાયના ઘણા ખરા દેશો ભણીથી વકીલો નજરાણા લઇ આવ્યાને વાટ જોતા બેશી રહ્યા હતા. એ વાતની બાદશાહને આગળથી ખબર થઈ હતી. તે ઉપરથી તેને પાછા વાળવાની મરજીને વધારે ઉત્તેજન મળેલું હોવું જોઇએ, એવો કેટલાએક સુજ્ઞ ગ્રંથકારોનો અભિપ્રાય છે. અને તે ઘણું કરીને ખરૂં લાગે છે. કારણ કે સર્વ દેશોમાં પોતાને ચક્રવર્તિ મનાવવાની તથા દેવના જેવું માન મેળવવાની તેને હોંસ હતી. તે ખુલ્લી રીતે પુરી કરવા માટે એ ઠેકાણું તેને ઘણું વગ પડતું હતું. બાબેલન શેહેરમાં તેની સ્વારી આવી પોહોંચ્યા પછી ત્યાં તેણે મોટાં મોટાં દરબારો ભરીને પરરાજ્યભણીથી આવેલા કિંમતી નજરાણા લીધા, તેમના એલચીઓનું બોલવું સાંભળ્યું, તે બાબતો ઉપર પોતાના પ્રધાન મંડળમાં વિચાર કર્યા. અને આખી દુનિઆનું પ્રભુત્વ કેટલાએક દિવસ સુધી નિરાંતે ભોગવ્યું. આ વેળાએ જેવો વૈભવ સિકંદર બાદશાહે ભોગવ્યો, તેવો આજ સુધી આ દુનિઆમાં ઘણા થોડા માણસોએજ ભોગવ્યો હશે, કદાચિત્ત બીજા કોઇએજ ભોગવ્યો નહિ હોય, એવું કહેવાને પણ ફિકર જેવું નથી.

આ ઠેકાણે બીજા વકીલોની સાથે કારિંથ શેહેરના વકીલો પણ આવ્યા હતા. તે કારિંથ શેહેરનું છુટાપણું બાદશાહને અર્પણ કરવા સારૂ આવ્યા હતા. તે કબૂલ કરવા સારૂ તેને જ્યારે તેમણે વિનંતી કરી, ત્યારે, આખી પૃથ્વીના રાજાને આ ભેટ કેટલી નાની અને હસવા જેવીછે, એવું તેના મનમાં આવ્યું હોય એમ તેમના ચેહેરા ઉપરથી જણાવા લાગ્યું. ત્યારે તે વકીલોએ તેને એવું કહ્યું કે, આ છુટાપણામાં જાઝો લાભ તો નથી પણ એક મોટું માન છે; એ માન હર્ક્યુલિસને કારંથ વાશીઓએ આપ્યું હતું. તથા તેણે ઘણી ખુશીથી કબૂલ રાખ્યું હતું. એ સાંભળીને સિકંદર બાદશાહે પણ તેમની વિનતી માની.

આ વખતે પોતાના પ્રાણ પ્રિય મિત્ર હેફિસ્તિયનનું નામ સદાકાળ રહે એવું કરી જવાનું બાદશાહના મનમાં આવ્યું. તે ઉપરથી તેણે તેની કબર બાંધવાનું કામ સ્તાસિક્રેતિસ નામે એક ઉત્તમ કારીગરને સોપ્યું. તે પ્રમાણે તે કારીગરે તેની કબર અને તે ઉપરની ઇમારત ઘણી ઉત્તમ રીતે બાંધી. તે કામ પાછળ જુમલે એક કરોડ હેંશી લાખ રૂપિયાનો ખરચ થયો એવું રાલિન સાહેબે લખેલું છે. એજ કારીગર સિકંદર બાદશાહને એમ કહેતો હતો કે, "થ્રેસ દેશમાં આથોસ નામે જે પર્વત છે તેનું એક ગંજાવર પુતળું બની શકે; ને તેના એક હાથમાં ૧૦૦૦૦ માણસનું શેહેર આવે અને બીજા હાથમાંથી નદી વહે છે એવું દેખાડાવી શકાશે; અને એ કામ જો આપના આશ્રયથી પાર પડશે તો આપનું નામ આખી દુનિઆમાં સદાકાળ કાયમ રહેશે." તે ઉપરથી બાદશાહે જવાબ

દીધો, "*ઝર્કસિઝ રાજાના નામને તે પર્વત ઉપરથી મોટી શોભા મળેલી છે. તે તેની સદા કાયમ રહો. તેની અપેક્ષા હું કરતો નથી; મેં કાકેશસ પર્વત, એક્સાર્તિસ નદી, અને કાસ્પિયન સમુદ્રને ઓળંગીને જય મેળવ્યાછે, એટલીજ મારી યાદગારી મને બસ છે.

સિકંદર પોતાના વહાલા મિત્ર હેફિસ્તિયનની એકલી કબર બાંધીનેજ બેશી ન રહ્યો. પણ તેણે તેને વધારે પ્રકાશિત કર્યો હતો. એવી રીતે કે ઈજીપ્ત દેશ માંહેલા પોતાના સુબા ક્લિઓમિનીસને તેણે એવો હુકમ મોકલ્યો કે, "અલેકઝાંદ્રિઆ તથા ફારોજમાં હેફિસ્તિયનનાં દેવળો સ્થાપવાં એ કામ તમે જો ઘણું સારૂં અને ઉતાવળું કરશો તો, લોકોને વિના કારણે દમીને જે અપરાધ આજ દીન સુધી તમે કર્યા છે, ને કરો છો, તથા હવે પછી કરશો, તે બધાની અમે તમને ક્ષમા કરીશું!" એ હુકમ કેવો ચમત્કારિક છે, તે વિષે વધારે કહેવાની જરૂર નથી. સિકંદર બાદશાહ પોતાને તો દેવનો અવતાર મનાવતોજ હતો; તથાપિ આ સમયે તેણે પોતાના દોસ્તને પણ દેવ બનાવવાનો પ્રયત્ન કર્યો હતો!

સિકંદર બાદશાહ બાબેલનમાં આસરે એક વરસ રહ્યો હતો, તેમાં તેણે વધારે ઉદ્યોગ કર્યો નહોતો તથાપિ જળ માર્ગે આફ્રિકામાં જવું; કાસ્પિયન સમુદ્રની આજુબાજુનોજ પ્રદેશ આપણે હજી સુધી હાથ લાગ્યો નથી, તે શોધી કહાડવો; આરબસ્તાન જીતવું; કાર્થેજના લોકો સાથે લડીને તેમને આપણા પગ નીચે આણવા; અને રહેલા યુરોપના સર્વ દેશોને જીતીને તેનું પ્રભુત્વ મેળવવું; એવા અનેક વિચારો તેના મનમાં ઘોળાતા હતા. બીજા લોકોને મેહેનતથી થાક ચડેછે; પરંતુ સિકંદર બાદશાહને નિરાંતે બેશી રહેવાથી અતિશય કંટાળો આવતો હતો. તેની જય લોભ અને કલ્પના શક્તિ તેને કદીએ નિરાંતે બેસવા દેતી નહોતી. એ આખી દુનિઆં જીતી લીધા પછી, પોતાની હોંસ પુરી કરવા સારૂ એકાદ નવું કલ્પિત જગત તેને ઉભું કરવું પડત એવું એક સુજ્ઞ ગ્રંથકારે લખેલુંછે.

બાબેલન શેહેર યુફ્રેતીસ નદીને કાંઠે હતું. તે નદીની મોટી મોટી છોળોથી એકવાર તે શેહેરનો ઘણો નાશ થયો હતો. તેમાં બાંધેલા બાંધ છેક ભાંગી ગયો હતો. તેને લીધે તેનું પાત્ર એવું ઉતળું થઈ ગયું હતું કે, તેમાં નાની સરખી હોડીઓ પણ ચલાવવાને મોટી અડચણ પડતી હતી. તે જોઇને સિકંદરના મનમાં આવ્યું કે આ જે બાંધ ભાંગી ગયોછે તે પાછો નવો બાંધીને નદીને પૂર્વ સ્થિતીમાં આણવી. એ વાતનો વિચાર કરવા સારૂ કેટલાએક ખાલડીયન લોકોને સાથે તેડી એક નાની હોડીમાં બેશીને તે નદીમાં આમ તેમ ફરવાને ગયો. તેમાં કેટલાએક ખાલડીયન જોશીઓ પણ હતા. તેમને બાદશાહ કહેવા લાગ્યો કે, "તમે મને અમથોજ એકાદી સ્ત્રીની પેઠે બીવડાવ્યો હતો. પણ બાબેલનમાં ઘણા ભભકાથી દાખલ થઈ હું આજ ક્ષેમ કુશળ બહાર આવ્યો કે નહિ, તે જુવો!" તેનો તેમનાથી કંઇએ જવાબ દઇ શકાયો નહિ.

સિકંદરની મરજી પ્રમાણે એ નદીનો બાંધ બાંધવાનું કામ સરૂ થયું. તે કામ ઉપર હજારો માણસો લગાડ્યાં હતાં, એમ કેટલાએક દિવસ સુધી કામ ઘણા ઝપાટાથી ચાલીને કેટલાએક ગાઉ સુધી તે બાંધ તૈયાર પણ થયો. એવીજ રીતે જો તે પુરો ક-

* એ રાજાએ એકવાર તે પર્વતને પોતાની આજ્ઞા મનાવવા બાબત મોટી ધમકીનો કાગળ લખ્યો હતો. એવી બીના પ્રાચીન ઇતિહાસમાં સપ્રિદ્ધછે

રાયો હોતતો તે નદીથી આસપાસના મુલકને જે ભય હતો તે મટી જઈને મોટાં વહાણોની આવજા કરવા જેવી બની ગઈ હોય. તથાપિ તેમાં કેટલીક જગાએ માટી ઘણી અ-રાબ આવવાથી તે કામમાં થોડી ઢીલ થઈ; ને પછી થોડા દિવસમાં સિકંદર બાદશાહ મ-રણ પામ્યો. તેથી સદાનું બંધ પડ્યું. નહિતો ખરેખાત, આ કામથી તેનું નામ અમર થયું હોત. પરંતુ જે થવાનું છે તેના આગળ કોઈનું ચલણ નથી. એ બાંધ બાંધવાનું કામ બંધ પડવાનું મુખ્ય કારણ બાબેલન શેહેરને ખ્રિસ્તી પવિત્ર શાસ્ત્રમાં જે પરમેશ્વરે જે શ્રાપ * દીધો હતો, તે છે એવું પ્રાચીન ગ્રંથકારોનું મત છે. તેમાં એમ લખ્યુંછે.

અ. ૫૦ ને ઓળ. ૩ "લોકો ઉત્તર ભણીથી ચડી આવેલા છે. તે તેની ભુમી ઉજડ કરશે, તેમાં કોઈ રેહેશે નહિ. માણસ તથા પશુ નાશી જશે."

અ. ૫૧ ઓ. ૧. " તેના ઉપર નાશકારક વાયુ ઉઠાવીશ."

બાબેલનમાં બેલસ નામે મૂર્તિનું એક મોટું દેવાલય હતું. તેમાંની મૂર્તિ સેરસ બાદશાહે ભાંગી નાંખી હતી અને દેવાલય ઝર્કસિઝ બાદશાહે જમીનદોસ્ત કરી નાંખ્યું હતું. તે ફરીથી બાંધવાનું સિકંદર બાદશાહના મનમાં આવ્યું. તેથી તે કામ ઉપર તેણે એકદમ ૧૦૦૦૦ માણસો લગાડ્યાં હતાં અને કામ ઘણું ઝપાટાબંધ ચલાવ્યું હતું. પણ તે ઇ-મારતના પથરા અને છારાંનો એવડો મોટો ઢગલો વળ્યો હતો કે, તેને ખશેડીને દેવાલય બાંધવાનું કામ આરંભતાં પેહેલાંજ સિકંદર બાદશાહ મરણ પામ્યો. તેથી તે કામ પડતું રહ્યું.

સિકંદરનો મુકામ બાબેલનમાં હતો, ત્યારે ત્યાં અનેક મનસુબા ચાલ્યા હતા. તેમાં-થી આરબસ્તાન ઉપર સ્વારી કરવાનો વિચાર અગાડી પડ્યો; અને તે કાળની રીત પ્રમાણે તેની તૈયારી કરવાની જિયાફતો ચાલી તેમાં દારૂ પીવાની તો હદ વળી હતી. તે પ્રમાણે એક રાતે સિકંદરે પોતાને ત્યાં તમામ મંડળને જમવા બોલાવ્યું હતું. તેમાં મોડી રાત સુધી મરજી પ્રમાણે મદ્યપાન થયા પછી, બીજા લોકોની સાથે બાદશાહ પણ સુવા જવા સારૂ ઉઠ્યો. એટલામાં મીદિયસ નામે કોઈ એક સરદાર પોતાની કુટુંબ મંડળીને ઉભાં ઉભાં દર્શન આપી જવા સારૂ વિનંતી કરવા લાગ્યો. એ માણસ છેક સાધારણ હતો. તથાપિ હેફીસ્તિયનના મુવા પછી તેનું મહત્વ બગાર વધ્યું હતું. તથા તેના ઉપર બાદશાહની સારી મેહેરબાની થઈ હતી. તેથી તેની એ અરજને પાછી વળાઈ નહિ. ને તેને ઘેર ગયો. પછી જે બન્યું તેની હકીગત બાદશાહની રોજનિશીના પુસ્તકમાં લખી-રાખી છે. તેની મતલબ આ પ્રમાણઃ— "બાદશાહે મીદિયસની સાથે બેશીને મરજી માફક દારૂ પીધો; પછી તે ઉઠ્યો, અને નાહીને પોતાના બિછાના ઉપર જઈને સુતો; વળી ફરીથી ઉઠ્યો. તે મીદિયસની સાથે ખાધું; ને પાછો નાહીને સુતો. પછી તેને તાવ આવ્યો. એવા તાવ વાળાને રથમાં બેસાડીને બાદશાહી મુકામ ઉપર લઈ ગયા. ત્યાં તે-ણે પોતાના નિત્યના ધારા પ્રમાણે દેવની ભકિત કરી. ને રાત પડતાં સુધી પોતાની સ્વા-રીના ચાલતા કામ ઉપર દેખરેખ રાખી. એ સ્વારી સારૂ પગ રસ્તે જનારા લશ્કરને તે દિવસથી ચોથે દહાડે નીકળવું અને અરમારે પાંચમે દિવસે પોતાનાં વહાણો હંકારવાનો

*જુના કરારમાં યર્મયાનો અધ્યાય ૫૦ તથા ૫૧ મા જોવું.

હુકમ કર્યો. પછી તે એક હોડીમાં બેશીને નદીને સામે કાંઠેના એક બગીચામાં જઇને રહ્યો. ત્યાં તે તાવને ન ગણકારતાં દરરોજ સ્નાન કરીને ભજન પૂજન કરતો હતો. ત્યાં તેના દુઃખમાં વધારો થયો. તોપણ પોતાની સ્વારી બાબતના હુકમો આપવાનું કામ છોડી દીધું નહિ. પણ તેની પ્રકૃતિ દહાડે દહાડે વધારે વધારે બગડવાથી તેના માણસોએ તેને તે બગીચામાંથી ડોળીમાં ઘાલીને શેહેર માંહેલા રાજ્ય મેહેલમાં આણ્યો. એવી રીતે સત્તાવીસ દિવસ ગયા." અઠાવીસમે દહાડે તેની જીભ ખેંચાઇ જઇને ધીમે ધીમે બોલાતું બંધ પડ્યું. તેના પેહેલાં કેટલીક વાર આગમચ તેને કોઇએ પૂછ્યું કે આપની પાછળ આપનું રાજ્ય કોને મળે? તેનો જવાબ દીધો કે, જે સૌમાં જોરાવર તેને મળે એવો જવાબ દીધાનું કોઇ કહેછે. અને કોઈ કહેછે કે, જે સૌમાં ડાહ્યો હોય તેને આપવું. એવી રીતે એમાંનો એક જવાબ દીધા પછી જેના નામથી દશે દિશા ગાજી રહી હતી, જેના આગળ મોટા મોટા પરાક્રમી રાજા થરથર કાંપતા હતા; જેના હૃદયમાં ભયનો સ્પર્ષ પણ નહોતો અને બાહુબળના ગર્વવાળા ભૂપતિઓને જે સાક્ષાત મૃત્યુ સરખો લાગતો હતો તે ફિલિપ રાજાનો પુત્ર, ઇ૦ સ૦ પૂ૦ ૩૨૩ મે વર્ષે બાબિલન શેહેરમાં મરણ પામ્યો. તે વારે તે બત્રીસ વરસ ને આઠ મહિનાનો હતો. અને તેણે બાર વરસને આઠ મહિના રાજ્ય કર્યું હતું.

બાદશાહના મરણની ખબર લશ્કરમાં પસરતાંજ જ્યાં ત્યાં હાહાકાર વર્તાઈ રહ્યો. ને જે શૂરા નરોએ લડાઇના મેદાનમાં પરાક્રમો કરીને પોતાને બહાદૂર ગણાવ્યા હતા તેઓ આ વેળાએ શોકાતુર થઇને પોતાની જગા ઉપર પુતળા જેવા સ્તબ્ધ બની ગયા. તેથી હવે શું કરવું, તેની તેમને સુઝ પડતી નહોતી. શરીર માંહેથી જીવ નીકળી ગયા પછી જેવું મુડદું પડેછે તેમ આખું લશ્કર જણાવા લાગ્યું. ને કોઈ કોઇનો ધણી નહિ ને કોઇ કોઇનો ચાકર નહિ એવી અવસ્થા થઇ. તથા બધા જણાએ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે પોતાને વતન જવાની ઉતાવળી તૈયારી કરી તેથી લશ્કરમાં ફાટફુટ થઈ.

સિકંદર બાદશાહ ઘણા દહાડા સુધી માંદો રહી, રીબીરીબીને આખરે મરણ પામ્યો, તેથી તેને કોઇએ ઝેર દીધું હશે, એવો સંશય આવવાને પણ કોઇને કારણ રહ્યું નહોતું. તથાપિ પછી થોડા દિવસમાં તે બાબતની ચરચા થઇ ને રાજ્યમાતા ઓલિંપિઆસે તેની તપાસ કરી. તેમાં તરેહ તરેહના અનેક વહેમો ઉભા થયા. તેમાં આંતિપાતર તથા આરિસ્ટાટલના નામો આવ્યાં હતાં. આંતિપાતરના કારભારમાં ઘણી ગડબડ થઇ હતી; ને તે સિકંદર બાદશાહથી ઘણો ડરતો હતો; તથા તેનો વડો દીકરો બાદશાહના રસોઈ ખાતાનો મુખ્ય કામદાર હતો; એ આંતિપાતરે ઉપર વહેમ લાવવાનાં કારણ હતાં—ને આરિસ્ટાટલે વખતે વખતે સારી સલાહ આપવા સારૂ વિદ્વાન પુરૂષ કાલિસ્થિનીસને બાદશાહની સાથે મોકલ્યો હતો. તેને તેણે સેહેજ કારણ ઉપરથી અથવા બીલકુલ વગર કારણે મારી નંખાવ્યો હતો. તે ઉપરથી આરિસ્ટાટલને તેના ઉપર ક્રોધ આવવો જોઇએ, અને તેથી તેણે બાદશાહને મારવાના કામમાં મદદ કરી હશે. એ રાજગુરૂ ઉપર શક આવવાનાં કારણો હતાં. પણ ખરૂં જોતાં તો એ બંને પુરૂષોના મનમાં એવો અવિચાર કદીએ

આવ્યો નહોતો એવો ઘણા સુજ્ઞ ગ્રંથકારોનો અભિપ્રાય છે.

સિકંદરના મોતથી ઓલિંપિઆસને જે અત્યંત દુઃખ થયું તે કહી શકાય એવું નથી; કેમકે તે તેના પેટનું ફરજંદ હતું; અને તે ફરજંદ કાંઈ જેવું તેવું નહોતું; પણ આખા જગતમાં પોતાના પરાક્રમનો વિજય ધ્વજ ઉભો કરનારૂં હતું. એટલે તેને કેટલું લાગ્યું હશે. તેનું અનુંમાન માત્ર ઘરનો કરતો કારવતો જુવાન છોકરો મરી જવાથી જે માતાનો શોક કોઈ વાર નજરે પડ્યો હશે તેનાથીજ થશે. તેમાં વળી દરેક છોકરો તેની માનો સિકંદરછે એ વાત ખરીછે પરંતુ, દરેક માના નશિબમાં ઓલિંપિઆસના જેવું માતૃ સુખ ભોગવવાનું હોતું નથી. એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ. સિકંદર બાદશાહ આટલો પરાક્રમી, આગ્રહી અને હઠીલો હતો. પણ તેણે પોતાની માનો અનાદર કદી કર્યો નથી. તે પાંચ વર્ષનો હતો ત્યારે જેમ તેની જોડે વર્તતો હતો. તેવોજ રાજ પદારૂઢ થયા પછી પણ તેની જોડે વરત્યો. તેમાં તલમાત્ર ફેરફાર કર્યો નહિ. એતો તેની જનેતાની વાત થઈ. તથાપિ ડરાયસની મા સિસિગ્યાંબિસ પણ સિકંદર બાદશાહના મરણની ખબર સાંભળીને અત્યંત શોકાતુર થઇ ગઈ. તેની પૌત્રી હેફિસ્તિયન જોડે પરણાવી હતી, તે વિધવા થવાથી તેના દુઃખમાં વધારો થયો હતો, તેના દુઃખનો એટલામાં છેડો આવ્યો નથી. પણ તેનો બાપ તેનો ધણી, તથા તેના હેંશી ભાઇઓને એકે દહાડે એકસે ગરદન મારેલા હતા. તે અત્યંત ભયંકર દુઃખ તેણે ખમ્યું હતું. તથાપિ સિકંદરના મરણથી જે દુઃખ થયું તે તેને દુઃસહ લાગ્યું. એટલે તેના મરણના સમાચાર કાને પડતાંજ કલ્પાંત કરીને બોલી, અરે, સિકંદર, કેમ નાંખી ગયા રે? હવે આ મારી છોકરીઓની સંભાળ કોણ લેશે? હે પ્રભુ, અમે અનાથને હવે બીજો સિકંદર ક્યાં મળશે? એ વેળાએ પાસેના લોકોએ તેને ઘણીએ સમજાવી, પણ તે ફોગટ ગયું. ને સિકંદરનું મોત થયાની વાત કાને પડી ત્યારથી તેણે જે અન્ન તજ્યું તે તજ્યું. આખરે અપવાસથી શરીર ક્ષીણ થઇને, જગવિખ્યાત પરાક્રમી રાજા ડરાયસની મા, સિકંદર સિકંદર કરતી મરણ પામી! એ ઉપરથી તે તેની સાથે અને પોતાની મા સાથે કેવો ચાલતો હતો, તેની સેહેજ કલ્પના કરી શકાશે.

સિકંદર બાદશાહ જીવતો હતો ત્યારે દુનિઆની ચારે દિશામાં સિંહની પેઠે ગાજી રહ્યો હતો. તથા તેનું ફક્ત નામ સાંભળીને મોટા પરાક્રમી રાજાઓ કાંપી રહેતા હતા; તથાપિ ચમત્કાર જોવાનો તો એછે કે, તેનો જીવ નીકળી ગયા પછી તેની લાસ તેજ ઠેકાણે કેટલા એક દિવસ સુધી પડી રહી હતી; તેને કોઇએ હાથે લગાડ્યો નહિ. તે મુવાથી ચારેમેર રડારોળ ચાલી અને તેની ગાદીએ કોને બેસાડવો તેની ધોળાવોળ થઈ, તેની ગરબડમાં તેના લાસ ભણી કોઈનું ધ્યાન ગયું નહિ, પણ કેટલેક દહાડે ખાલડી અને ઇજિપ્શિયન લોકોએ ઊંચકી લઈ જઇને પોતાના દેશના રીવાજ પ્રમાણે તેમાં મસાલો ભરીને માસિડોનિયા દેશમાં મોકલાવી દીધી, અને ત્યાર પછી તેને ભૂમીદાહ કરવામાં આવ્યો. એ દાહ તેના મુવા પછી પુરે બે વર્ષે થયો. એક સાધારણ માણસના પ્રેત સંસ્કારને એક બે દહાડાની પણ ઢીલ થતી નથી. ત્યારે પોતાને આખી દુનિઆનો ધણી કહેવડાવનારો જે સિકંદર તેની લાસ બે વરસ સુધી પડી રહેવી જોઇએ? પણ આપણામાં એક કેહેવત ચાલેછે કે,

"કાજીની કૂતરી મુઈ ત્યારે બધું ગામ સ્મશાનમાંને કાજી મુવા ત્યારે કોઈ નહિ" તેવું થયું.

હમણા સુધી જે હકીગત કહી, તે ઉપરથી સિકંદર બાદશાહ કોણ, ક્યાંનો, તેણે શુંશું કર્યું, અને તેનો સ્વભાવ કેવો હતો. એ બાબતો વિષે વાંચનારાઓને શંકા રહી નહિ હોય; એ વાત ખરી છે. તથાપિ, એવા પ્રકારનાં લખાણ હોય છે. તેની આખરે ચરિત્રના નાયકના સ્વભાવનું સામાન્ય વર્ણન કરવાનો ધારો છે. અને એ ધારો ઘણો સારો છે. તેને અનુસરીને સિકંદર બાદશાહના સ્વભાવ વિષે કેટલાએક શબ્દો બોલીને આ ચરિત્ર અમે સમાપ્ત કરીએ છીએ. દુનિઆમાં આજ સુધીમાં જે વિલક્ષણ પરાક્રમી પુરૂષો થઈ ગયા. તેમાંના સર્વોત્તમમાં સિકંદર બાદશાહ ગણાય છે. એ જન્મથીજ બુદ્ધિવંત હતો; અને તેમાં તેના બાપ ફિલિપ રાજાએ ઉત્તમ યોજના કરવાથી તેને આરિસ્ટાટલ ગુરૂ મળ્યો. તેથી તેની બુદ્ધિ પ્રફુલ્લિત થઇને તેવડે નાના પ્રકારનાં નવાઈ જેવાં અનેક કાર્યો બન્યાં. આરિસ્ટાટલના હાથ નીચે વિદ્યાભ્યાસ કરવાનું જો તેને ન મળત તો આટલા દેશ જીતવાને તેને સામર્થ ન આવત એમ અમે કહેતા નથી. કારણ કે, હુમલા, યુદ્ધ ને ઘેરા ઇત્યાદિમાં જે વાતોની તેને જરૂર પડતી ગઈ, તે તેની પાસે શિખ્યો નહોતો. તથા તે વાત કોઈ પાસે શીખવાથી શીખાય એવી નથી. તથાપિ વ્યાકરણ કાવ્યાદિકમાં અભિરૂચિ* લાગીને મોટા મોટા ઇતિહાસ અને દંત કથાના ગ્રંથો વાંચી તે ઉપર વિચાર કરવાની ઉત્તમ ટેવ જે તેને નાનપણથી પડી હતી, તેનું મુખ્ય કારણ આરિસ્ટાટલનું શિક્ષણ છે. તે જન્મથીજ મોટો અભિમાની હોય એવું જણાય છે. તેનાથી કોઇનો ટુંકારો ખમાતો ન હોતો. તથા બુદ્ધિ કૌશલ્યમાં કોઈ આપણા ઉપર સરસાઇ કરે નહિ, એવી તેને ઘણી ઇચ્છા હતી. એ ઇચ્છા એ રીતે ઘણી સારીછે. કેમકે તેથી પોતાની મોટાઈ રાખવાને માણસ નિરંતર જ્ઞાન મેળવવાની ગઢભાંગમાં પડીને વિદ્યા વૃદ્ધિ પામેછે. તે ઇચ્છાના એ સદ્‌ગુણની સાથેજ તેવો એક જોરાવર દુર્ગુણ માણસના અંતઃકરણમાં દાખલ થાય છે. તે એ કે, બધાથી મોટો હું, અને સર્વથી ડાહ્યો પણ હું એવું તેને લાગીને છેક ગર્વાંધ થઈ જઈ, નાના મોટા નજોતાં સર્વને એકસરખા હલકા ગણેછે. એ ઘણો ભયંકર હોયછે. તે જેનામાં પ્રવેશ કરે. છે તેને છેકજ વસ કરી નાખીને તેની પાસે અનન્વિત કર્મો કરાવે છે. અને આખરે તેને મોટા સંકટમાં નાંખે છે. એક મિજબાનીમાં સિકંદર પોતાના પિતા ફિલિપ જોડે કેવા વર્ત્યો. તે બંને વચ્ચે કેવી બોલાચાલી થઈ. તથા મંડળી જો વચ્ચે પડી ન હોત તો ફિલિપના હાથથી સિકંદરની શી અવસ્થા થાત. એ વિષે પાછળ જે અમે કહ્યું છે, તે યાદ કરવાથી અમે જે હમણાં કહીએ છીએ તેનું ખરાપણું ધ્યાનમાં આવશે.

ગાદીએ બેઠા પછી સિકંદર બાદશાહે, બીજા રાજાઓની પેઠે એશઆરામ અને વિષયવિલાસમાં પોતાનું જીવતર કહાડ્યું નથી. તેતો એકદમ લશ્કર એકઠું કરીને દેશો જીતવા પાછળ મંડ્યો; અને તે કામ તેણે મરતા સુધી અખંડ ચલાવ્યું. તેમાં બીજા રાજાઓનાં રાજ્ય લઇને તેની ઘણી સંપત્તિ વડે મોજ મારવાનો વિચાર તેના મનમાં કદિજ આવ્યો નહોતો. અને શૂરાતન અને ડહાપણમાં શ્રેષ્ઠત્વ મેળવવા કરતાં વધારે તેને બીજું કંઇજ

* ભાવ=પ્રસન્નતા.

લાગતું નહોતું. એની સાબીતી એ છે કે જે દેશો તેના સામા થયા અથવા તેના કેહેવાને કબૂલ ન થયા. તેનેજ તેણે ધુળ મેળવ્યા. પરંતુ જે તેને વડીલ માની તેની મરજી પ્રમાણે ચાલવાને તૈયાર થયા, તેને તેણે હરકત કરી નથી. એટલુંજ નહિ પણ ઉલટી તેમની ઇચ્છા પ્રમાણે સગવડ કરી આપી છે. તે ઉપરથી તેને નિર્દય કહી શકાતો નથી.

ડરાયસ બાદશાહ સિકંદરનો મોટો શત્રુ હતો, પણ આખરે તેનું મુડદું જોઇને તેને રડવું આવ્યું હતું એ ઉપરથી તથા તેની અનાથ મા સિસિગ્યાંબિસને તેણે જે ઉત્તમ સંભાળથી રાખી તે ઉપરથી તે ખુલ્લા દિલનો અને ખરેખરો મોટો માલમ પડ્યો છે. ડરાયસના માણસોના હાથથી તેના લશ્કરની ઘણી ખરાબી થઈ હતી. તેથી એકાદ બીજો ધુચ્ચો અવિચારી બાદશાહ તેના કુટુંબનો તો શું પણ તેની લાસ ઉપર પણ વૈર વાળવાને ન ચુકત. તથાપિ તેવું એણે કંઈ કર્યું નહિ. એ તેની મોટાઇની કિંમત જાણવાને ડરાયસ તો રહ્યો નહોતો. પણ સિસિગ્યાંબિસ, સિકંદર, સિકંદર કરતી મોઈ એ ઉપરથી તેનું મોટાપણું કેવી સારી રીતે તેના સમજવામાં આવ્યું હતું. તે શેહેલથી ધ્યાનમાં આવે છે.

કુટુંબમાં ઘણાં માણશો હોય, ત્યારે તે બધાનાં મન પોતાની ભણી વાળી લઇને સંસારનું ગાડું સરળ રીતે ચલાવવું કેટલું અવઘડ ભરેલુંછે, તેનો અનુભવ ઘણું કરીને બધાને છે એને મુકાબલે વિચાર કરી જોતાં, દશ બાર પ્રકારના લોકો જે લશ્કરમાં હતા. અને જે લશ્કર તે લોકોના વતનથી સેંકડો ગાઉ આઘું ગયું હતું. તે સર્વ લોકોને સંભાળીને તથા પોતાના કરી લઇને પારકા રાજ્યો સાથે મહાભારત યુદ્ધો કરાવવાનું કામ, કેટલા ડહાપણ અને કેટલી ચતુરાઈનુંછે· તેનું અનુમાન શેહેજ થશે. એ કામ સિકંદર બાદશાહે સારી રીતે બજાવ્યું હતું. એ ઉપરથી તેનાં વખાણ કર્યા વગર રેહેવાતું નથી. તે પોતાના સિપાઈઓને રાજી રાખવાને ઘણી સંભાળ રાખતો હતો. તોપણ બે ત્રણ વાર તેમાં મોટી મોટી ગરબડ થઈ હતી. તે ગરબડ એવી હતીકે તેની જગાએ બીજો કોઇ થોડી હિંમતવાળો બીકણ બાદશાહ હોત તો તે તે વેળાએ ભયભિત થઈ જાત. પણ આર્જવ કરીને, ધમકી દઈને, પેટમાં પેશીને અથવા બેદરકારી બતાવી, કંઈ વેળાએ આપણા વિફરેલા લોકોના મન કેમ વાળી લેવાં, તે સિકંદર બાદશાહ સારી પેઠે જાણતો હતો. અને તેથીજ તે નિભ્યો, જેણે દેશ જીતવાના હોયછે, તેણે પોતાનું લશ્કર પોતાના સુકનને તાબે રાખવાનું મોટું કામ હમેશાં સાધવું પડેછે. રાજા જાતે મહાશૂરો હોય, પણ જો તેનું લશ્કર તેને અનુકુળ ન હોય તો તેને હાથે કાંઇએ મોટું કામ થશે નહિ. એટલુંજ નહિ પણ એકાદવાર તેને જીવે ખોવો પડે. તેમાં સ્વદેશી લશ્કર પોતાની આજ્ઞામાં રાખવાને રાજાને ઘણી મેહેનત પડતી નથી; પણ બાર દેશના બાર પ્રકારના લોકો એકઠા કરીને તે બધાને રાજી રાખવાની તજવીજ કરવી એ ખરેખરા મોટા શાહણપણાનું કામ છે.

સિકંદર બાદશાહે મોટું લશ્કર સાથે લઇને ઘણા દેશો જીત્યા, તથા ઘણાં યુદ્ધો કરીને હજારો માણસના જીવ લીધા, એવું પાછળ વર્ણવેલું છે. એ માંહેલા કેટલા એક દેશોએ તો ખરૂં જોતાં, તેનો કિંચિત અપરાધ કર્યો ન હતો. અને ઘણાકને તો ક્યાંનો અને કોણછે તેની પણ ખબર ન હોતી; એવા દેશો ઉપર તેણે સ્વારીઓ કરીને

તેની દુર્દશા કરી નાંખી. તથા તેની સર્વ સંપત્તિ હરી લઇને છેક ધુળ ધાણી કરી નાંખ્યા. એ કામ તેણે સારૂં કર્યું? એવો એક પ્રશ્ન છે. એનો જવાબ એવો છે કે, માત્ર શુદ્ધ નીતિ શાસ્ત્રની નજરે જોતાં, એ કામ છેકજ અઘટતું અને પાપી ગણાય. તથાપિ જગતની ઉત્પત્તિ થઈ ત્યારથી અથવા માણસોમાં રાજા પ્રજાનો સંબંધ ઉત્પન્ન થયો ત્યારથી ઘણો ખરો ન્યાયાન્યાય ન જોતાં બાહુબળથી દેશ પરદેશ જીતવાનું કામ રાજાઓને શોભા આપનારૂં છે, એવું માનવાનો ચાલ પડ્યો. એવો ચાલ જો ન હોત તો રાજ્યોમાં ઉથલ પાથલ કદી થાત નહિં. એ રીવાજ સારો છે કે નઠારો તે બાબત વિચાર કરવાનું કામ નથી. પરંતુ એ ચાલથી સિકંદર બાદશાહ તથા તેના જેવા બીજા કેટલાક જણા દુનિઆમાં મહા શૂરવીર ગણાયાછે.

સિકંદર ઘણો ક્રોધી હતો.તેને એકવાર ક્રોધ ચઢ્યો એટલે તે અસભ્ય થઈ કોઈ કોઈવાર ઘણાં માઠાં પરિણામો થતાં હતાં. એ તેનામાં મોટો અવગુણ હતો. એવું કહેવાની ફરજ પડેછે. તેણે કાલિસ્થનીસ સરખા મહા વિદ્વાન પુરૂષને વગર કારણે ફકત ગુસ્સાની ઝુમમાં મારી નાંખવાની કેટલી એક વાતો અમે પાછળ વર્ણવેલી છે. એ તેનો દુર્ગુણ તેને ઘણો નડ્યો. તે એટલે સુધી કે તેજ દુર્ગુણ વડે આટલી ટુંકી ઉમરમાં તે મરણ પામ્યો એવું કહેવાને કંઈ ચિંતા નથી. તે પરદેશમાં નીકળતાં પહેલાં તેની રહેણી લગાર ઠીક હતી. પરંતુ તે સ્વારીમાં બહાર પડ્યા પછી તે પોતાની ઇચ્છાને આધીન થયો. એટલે જે વાત તેના મનમાં આવી તે પાર પાડ્યા વગર તેને નિરાંત ન વળી. એ ઉપરથી મનોવિકારને કબજામાં રાખવા બાબત તેના ગુરૂ આરિસ્ટાટલે તેને ઓછો બોધ કર્યો હશે, એવો વિચાર લાવવામાં ભુલ છે. કેમકે એ સદ્ગુણની કિંમત આરિસ્ટાટલ સારી પેઠે જાણતો હતો. એવું તેના કેટલાક લખાણ ઉપરથી ખુલ્લું જણાઈ આવે છે. પણ શરીરમાં જુવાની તથા રાજ્યાધિકારનો મદ ભરાયો એટલે નાનપણમાં મળેલી સઘળી શીખામણ એક બાજુએ પડી અંતઃકરણમાં જોરાવર ઇચ્છા ફેલાવો પામેલી વારંવાર નજરે પડે છે તેમાંનો એક દાખલો સિકંદર છે.

સિકંદરમાં જે સારા ગુણો હતા, તેમાંના કેટલા એકતો ઘણા વખાણવા જોગ છે. તેમાંનો એક એકે તેણે જેને એક વાર પોતાનો મિત્ર માન્યો. તેને છેકજ ખુલ્લા મનથી પોતાના સઘળા વિચાર કહેતો હતો. અને દોસ્તી બાંધ્યા પછી તે તેની ઉંચી નીચી સ્થિતી બાબી ધ્યાન લગાડતો ન હોતો. તથા તેના કહેવાનો ઘટતો વિચાર કરતો હતો. રાજાના મિત્રો જોવા જઇએ તો જુઠા, ખુશામતીઆ, અને કામ કાડી લેનારાજ જણાશે. અને તેના સહવાસથી તેની દુર્દશા થએલી એવું ઇતિહાસમાંથી ઘણે ઠેકાણે જણાઈ આવે છે. તથાપિ સિકંદર બાદશાહની વાત તેવી ન હોતી. તે એવા લોકોની દોસ્તીમાં ફસાયો ન હોતો. તથા તેણે પોતાની મુખ્ય મતલબ, તે લોકોના ભમાવાથી એક કોરણે મુકી નહોતી. ઉદાહરણ જેમ તરનારો કાચો અને અશક્ત હોય એટલે તેનું શરીર ઘણું કરીને પ્રવાહને સ્વાધીન થઇને તે જેણીમેર જાય તેણીમેર તે ઘસરડાય છે. તથાપિ તેજ તરનારો જો હોંશિઆર અને મજબૂત હોયતો પ્રવાહના વલણને એકમેર રાખી, પાણી કાપીને ઠરાવેલ

ઠેકાણે સામે કાંઠે જઈ પહોંચે છે. તે પ્રમાણે દુનિયામાં માણસની સ્થિતિ છે. વિદ્યાના સંસ્કારથી જેનું મન પ્રફુલ્લિત થયું છે અને વિચારથી જેતામાં ધારેલું કામ કરવાનો દૃઢ નિશ્ચય વધ્યો છે, તેજ માણસ લોકોના નાના મોટા અનેક ફાંદાને વેગળા કરીને પોતાની મતલબ પાર પાડે છે. એ વગરનો એટલે અલ્પ જ્ઞાન વાળો તથા ટુંકી અકલનો જે હોય છે, તે પારકાના ફાંદામાં ફસાઇને પોતાની મુળ મતલબ જઈ બીજી તરેહવાર વાતોમાં વહી જાય છે, સિકંદર બાદશાહ તેવો નહોતો; તે તો પેહેલા કહેલા પ્રકારનો એટલે પ્રફુલ્લિત મનનોં તથા પક્કા ઠરાવ વાળો હતો; એવું તેના સર્વ કામ ઉપરથી જણાઈ આવેછે.

'કામ કરવા વગર લવારો કરવો ફોગટ છે, એ વાત માણસના ધ્યાનમાં આવવાને તથા તે પ્રમાણે ચાલવાને તૈયાર થવા સારૂ તેને ઘણું જ્ઞાન અને ઘણો અનુભવ મળવો જોઇએ. તેમાંથી જ્ઞાનના સંબંધમાં વિચાર કરીએતો તે તેને નાનપણમાં આરિસ્ટાટલનું ઉત્તમ શિક્ષણ મળ્યું હતું, એમ કહી શકાશે. પણ તે ગાદીએ બેઠો અને લક્ષાવધિ સૈન્ય લઇને પરદેશમાં લડાઈ કરવા સારૂ બહાર નીકળ્યો. ત્યારે તેની ઉમર ઘણી નાની હતી. તથા તે વેળાએ તેને સાક્ષાત વ્યહવારનો અનુભવ ઘણો થોડો હતો. એવું આપણે ખુલી રીતે જાણીછીએ. તથાપિ મોટાં મોટાં જીવ સટ્ટાનાં કામો કરવાને તેણે પોતાના સિપાઇઓને કયા ઉપાયે પ્રવૃત્ત કર્યા. તે જોતાં, સેંકડો વરસ સુધી રાજ્ય યુદ્ધાદિકનાં કામો બજાવેલો પુરૂષ તેના ઓડા આગળ કશા લેખામાં નથી એવું લાગે છે. આ મોટી સ્વારીમાં તેણે જે જીવસટ્ટાનાં કામોમાં હાથ ઘાલ્યો હતો, તેનો આરંભ તેણે જાતે કર્યો હતો. ને પછી તેણે તેને હાથ લગાડવાને પોતાના સિપાઇઓને ફરમાવ્યું હતું. એવા બનાવો એના ચરિત્રમાં ઠેકાણે ઠેકાણે નજરે પડે છે. એ સેહેજસાજ બુદ્ધિની વાત નથી. જે કેટલાંએક સંકટનાં કામો તેણે કર્યાં તે તેણે જાતે ન કરતાં બીજા કોઈ સરદારને કરવાને કહેત તો દુનિઆના બીજા રાજાઓની રીતથી કંઈ જુદો તે ન પડત. તથાપિ કોઈ પણ નાનું મોટું કામ પોતે જાતે હાથમાં લીધા વિના તેની જરૂર બીજા લોકોના મનમાં ઉત્પન્ન થવાની નથી. એવું પકું સમજીને તેણે તે રીત પકડી હતી. તેનાં માણસો મુસાફરીથી કંટાળીને સ્વદેશમાં પાછાં વેહેલાં જવા સારૂ ઉતાવળાં થયાં હતાં. તેનું તેણે ગણકાર્યું નહિ માટે તેના ઉપર તે રીસાયાં હતાં, તે વેળાએ તેણે જે ભાષણ કર્યું તેમાં એમ બોલ્યો હતો કે, "અરે, હું જાતે એશઆરામમાં આઘો રહીને તમનેજ દુઃખમાં નાંખ્યા, એવું કોઈવાર બન્યું છે? સંકટ આવ્યું, એટલે પેહેલો હું ને પછી તમે એવી મારી રીત નથી કે?" એ બોલો બીલકુલ ખરા છે. તેથી તરત તેના લોકોના મનમાં પેઠા. અને પોતાની સઘળી રકઝક મુકી દઇને તેના હુકમ પ્રમાણે ચાલવાને તૈયાર થયા. એજ જો સિકંદર બાદશાહનું આચરણ નહોત તો, તેનાથી એમ બોલાત નહિ. અને એમ બોલાત નહિ તો કદાચિત્ કોઈ બીજો બનાવ બનીને જુદું ફળ થાત.

સિકંદર બાદશાહ સ્વભાવે ઘણો ઉદાર હતો. તે પૈસાની બીલકુલ દરકાર રાખતો નહોતો. તેથી પોતાના મિત્રો તથા સિપાઇઓને રાજી કરવા સારૂ મોટાં મોટાં ઇનામો તથા મોટી મોટી જિયાફતો વારંવાર આપતો હતો. તેણે સ્વારી પાછી વળતી વખત એક મુકામે પોતાના લશ્કર

રના તમામ માણસોનું દેવું પોતાની ગીરોના પુષ્કળ પૈસા ખરચીને આપ્યું એ અમે પાછળ વર્ણવેલુંછે. તેને માટે કોઈ એમ કહેશેકે તેની પાસે ઘણીદોલત હતી તેથી એમ કરે તેમાં શી નવાઈ? પણ તેને અમે પૂછીએ છીએ કે સુલતાન મહમુદ ગજનીવાળાની પાસે શી ઓછી દોલત હતી; તેણે પ્રાણ જતી વેળાએ પોતાના દ્રવ્યનો ઢગલો પોતાની આંખ આગળ અ-ણાવી, તે મુકીને જવું પડ્યાનું મનમાં આવવાથી દડપડ આંસુ પાડ્યાં; ને કોઇને કંઈ ન આપતાં માત્ર દ્રવ્ય સંગ્રહ કરીને પ્રાણ છોડ્યો. એ ઉપરથી સિદ્ધ થશે કે પૈસાની છુટથી કાંઈ ઉદારતા ઉભી થતી નથી. વળી સાધારણ વ્યહવારમાં એમ જણાય છે કે માણસને જેમ જેમ વધારે સંપત્તિ મળે છે, તેમ તેમ તે વધારે કૃપણ બને છે. તથાપિ સિકંદરનું તેમ નહોતું. તેને તો જેમ જેમ વધારે સંપત્તિ મળતી ગઈ, તેમ તેમ વધારે વધારે ઉદાર થતો ગયો. એ ગુણ ખરેખરો સ્તુતિપાત્ર છે.

જે બુદ્ધિમાન પુરૂષે આરિસ્ટાટલ સરખા મહા વિદ્વાન ગુરૂ પાસે અનેક વિષયોનું જ્ઞાન મેળવ્યું હતું. અને તેથી તેને સર્વ ગુણમાં સારો નિવડવાની સંપૂર્ણ આશા હતી. તે તેની જુવાનીમાં ખાવા પીવાનું નિયમિત્તપણું મુકી દઇને ઓકારી આવે ત્યાં સુધી ખાવું, તથા પ્રાણાંતિક અવસ્થા સુધી મદ્યપાનના દુર્વ્યસનમાં ડુબી જવાની વાત ઘણી અસંભ-વિત લાગે છે. પણ તેવો પ્રકાર સિકંદર બાદશાહમાં જણાયો છે. આહાર, નિદ્રા, અને સુખેચ્છા ઇત્યાદિને તૃપ્ત કરવાને જેમ જેમ મેહેનત કરીએ, તેમ તેમ તેની તૃષ્ણા વધ-તી જઇને પછી તે કબજામાં ન રેહેતાં માણસનો નાશ કરવાને કારણ ભૂત થાય છે. એ-વું જે ઘરડાઓ કહેછે તેનો અનુભવ દરેકને થોડો ઘણો થયો હશે. તેમાં સિકંદર બાદ-શાહનું ઉદાહરણ ઘણું પ્રકાશિત છે. વખત બેવખત પેટ તણાય ત્યાં સુધી ખાવું. અને વખત બેવખત વારે વારે નહાવાની આખરે સિકંદરને આદત પડી હતી. તેના છંદમાં જે એકવાર તેને તાવ ભરાયો, તે તેને લઇને ગયો. તે એટલું ન ખાત અને સંભાળીને ચાલત તો મરત કે નહીં એ વિષે ખાતરીથી કહી શકાતું નથી; પણ તેના એ આ-ચરણો બીલકુલ નાદાનીનાં હતાં ને તે આવા પૃથ્વીપતિને શોભતાં નહોતાં એમ તો કહેવું જોઇએ. વળી તેનો સ્વભાવ ઘણો ક્રોધી હતો, તથા તેની મરજી વિરૂદ્ધ જરા કોઈ બોલે તો તેને શત્રુ ગણીને તેનાં છીડાં શોધતો, એ બાબતની કાલિસ્થિનીસની વાત ઉપર-થી સર્વની ખાત્રી થઇ હતી, તેથી 'તમે ખોટું કરો છો,' એવું કહેવાને છાતી ચાલતી ન-હોતી, અને માન સ્વભાવના સાધારણ નિયમ પ્રમાણે (વાંસોને વાંક પોતાનો કોઇને સુ-જતો નથી) તેમ તેનો દોષ તેને દેખાયો નહિ. તેથી તે દુર્ગુણો વધી જઈ આખરે તેનો જીવ લીધો. એ ઊપરથી માત્ર રાજાઓએજ નહિ પણ સાધારણ માણસે પણ ઘણી સંભાળથી ચાલીને, તથા પોતાના મિત્રો પોતાના દુર્ગુણ આપણે ઘણી ઉલટથી કહે એવી રીતે તેમની જોડે વર્તવું લાયક છે. વળી એ કામમાં શત્રુથી આપણને સારો ફાયદો થાય છે. પરંતુ તે જે આપણા અવગુણ ગણીને બહાર પાડે, તે બધા અવગુણ નથી પણ ગુણજ છે, એવું માત્ર જબરદસ્તીથી માની લેતાં સંભાળ રાખવી જોઇએ.

સિકંદર બાદશાહે નાની ઉમરમાં ઘણાખરા ત્રણે ખંડોનું ધણીપણું મેળવ્યું હતું. એ તેની હિંમત અને શૂરાતનને અત્યંત શોભા આપનારૂં છે. તથાપિ એટલો મહાભારત પ્ર-

યત્ન કરીને જે એવડું રાજ્ય મેળવ્યું હતું તેનો ઉપભોગ કરવાનો અવકાશ તેને મળ્યો નહિ. તે જોઇને આપણને લગાર માઠું લાગે છે. તેનું મુખ્ય વલણ ઇરાની રાજ્ય ભણી હતું. તે રાજ્ય સ્વાધિન થયું એટલે ત્યાંથી પાછો ફરીને વતનમાં જાત તો તેને કેટલોક વખત સુખમાં રહેવા સારૂ મળત; પણ તેની મહત્વાકાંક્ષા ઘણી વિલક્ષણ પડી! તે તેને પાછો વળવા ન દેતાં નાના પ્રકારના સંકટમાં નાંખતી ઘસરડીને હિંદુસ્તાન સુધી તેડી ગઇ. ત્યાંસુધી તેના સર્વ દહાડા ફિકર અને ધાંધલમાં ગયા; તે જ્યારે પાછો ફર્યો ત્યારે તેનું આયુષ્ય ખુટ્યું. એ ઉપરથી એક શીખામણ લેવા જેવી છે. તે એકે, ખેડુતે પોતાની આખી ઉમર જમીન ખેડવામાં કહાડવી નહિ. પણ જેટલી જમીન પોતાથી વવાય અને લણાય તેટલી જમીન ખેડવી. એવો તેણે આગળથી વિચાર કરવાની જરૂર છે. સિકંદર બાદશાહ વહેલો મરી ગયો એ વાત જુદી છે; પણ જો એ બીજાં કેટલાંએક વરસ જીવત તો તેનાથી આવડુ મોટું રાજ્ય સંભાળી શકાત કે નહિ, તેની શંકાછે. ઘરડાઓ કહેછે કે સંપત્તિ મેળવવાનું કામ સેહેલું છે. પણ તેનું રક્ષણ કરીને ઘટતી ગોઠવણ કરવાનું કામ ઘણું કઠણ છે; એ બોલ બોલ ખરૂં છે. સિકંદર બાદશાહ ગમે તેટલો બુદ્ધિમાન હતો, તોપણ તે માણસ હતો તેનામાં કાંઈ ઇશ્વરી શક્તિ નહોતી. એ વાત ઉપર પ્રાચીન કાળથી આજ દીન સુધીના સર્વ રાજ્યકરતાઓના ઇતિહાસની તપાસ કરીને વિચાર કરીશું તો ખાતરીથી કહી શકાશે કે. એવડું મોટું રાજ્ય સિકંદરથી સંભાળી શકાત નહિ અને એથી જેમ ખુની અલાઉદીનના ઘડપણના દહાડા દુઃખમાં ગયા હતા તેમ એને પણ ઘડપણમાં અનેક બખેડા ઉત્પન્ન થઇને કદાચિત ઘણા અપમાન ભરેલું દુઃખ ભોગવવું પડત એમ લાગેછે. તેના કરતાં તે નાની ઉમરમાં પોતાને આજી કહેવડાવીને પછી પાજી કહેવડાવવાનો વખત આવતાં પહેલાં મરી ગયો એ તેના નશીબનું પરિણામ છે. ફજેતીમાં પડીને ઘરડા થઇને મરવા કરતાં આબરૂદારમાં ગણાઇને જુવાનીમાં મરવું સારૂંછે.

પુષ્કળ દેશો જીત્યા પછી તથા આપણે મોટા પરાક્રમી છીએ એવું સિકંદર બાદશાહને લાગ્યા પછી તે પોતાને લોકો પાસે દેવ કહેવડાવવા લાગ્યો. એ તેના જેવા આરિસ્ટાટલના શિષ્યને બીલકુલ શોભતું નથી. તે તે વેળાનાં બીજાં બધાં માણસો કરતાં પરાક્રમી હતો એ બાબત તલમાત્ર શંકા નથી. તથાપિ પોતાને દેવ કહેવડાવવા જેવાં કાંઈ દેવતાઈ કામો તેનાથી થયાં નહોતાં. જેમ હાથની આંગળી ગમે તેટલી સુજીને મોટી થાય તોપણ ડુંગર જેવડી મોટી થવાની નથી; તેજ પ્રમાણે રાજા ગમે તેવડાં મોટાં પરાક્રમ કરે તોપણ દેવપણું કદી મળવાનું નથી. રંક અને રાજા વચ્ચે જે અંતર છે, તેનાથી લાખ ઘણું અથવા તો અનંતઘણું અંતર રાજા ને દેવ વચ્ચેછે. કિંવા તેને મુકાબલે જોવાનું પણ અઘટિત છે. કેમકે પ્રસંગોપાત રંક છે તે કેટલાક અકસ્માત કારણોથી રાજા થએલોછે. ઇતિહાસમાંથી કોઇ કોઈ વાર નજરે પડેછે. પરંતુ રાજાને દેવપણું આવેલું આજસુધી એકે ઉદાહરણ બન્યું નથી, ને બનવાનું પણ નથી. દેવ સર્વ શક્તિમાન છે. અને આખું જગત તેની માત્ર મરજી ઉપર ચાલેછે. એવો સિદ્ધાંત દુનિઆનાં બધાં ધર્મશાસ્ત્રોમાં છે; તો આસિડોનિયન લોકોના ધર્મશાસ્ત્રોમાં હોવો જોઇએ. તે ધ્યાનમાં ન રાખીને તથા દેશ

જીતતાં પોતાને જે દુઃખો ભોગવવાં પડ્યાં હતાં, તે દેવતાઈ લક્ષણ નહિ પણ માણસપણું છે તે ભુલી જઇને સિકંદરે પોતાને દેવ કહેવડાવવાની હામ ભીડી હતી. એ તેના અહંકારની નિસાની છે.

હવે તેના સ્વભાવનું વર્ણન કરતાં આરિયને જે આખરે કહ્યું છે, તેની મતલબ અહીંઆં ઉતારી લઇને આ વિષય બંધ કરીએ છીએ. તે મતલબ આ પ્રમાણે:—"જે કોઇ સિકંદરની યોગ્યતાનું વર્ણન કરેછે, તેણે તેના દુર્ગુણો યાદ કરીને તે ઉપર ચરચા કરવા બેશી ખોટી થવું નહિ. પણ તેનાં સર્વ મહત્કૃત્યો મનમાં લાવીને તથા આટલી નાની ઉમરમાં જેનું નામ બંને ખંડોમાં ગાજી રહ્યું હતું,* તથા તે વૈભવરૂપી પર્વતની છેક ટોચે જઇને બેઠો હતો,તે કેટલો મોટો ને પરાક્રમી હોવો જોઇએ; તથા તેને મુકાબલે આપણે કેવા અલ્પ છીએ તે ધ્યાનમાં આણવું ઘટારત છે. સિકંદર બાદશાહ હજી જીવતો હતો ત્યારે તેના નામથી અજાણ્યો એવો એકે દેશ નહોતો,એકે શેહેર નહોતું અને ઘણું કરીને એકે માણસ નહોતું. એ વિષે ખુદ મારો અભિપ્રાય તો એવો છે કે, સિકંદરને પરમેશ્વરે કાંઇ વિશેષ ઉદ્દેશથી આ દુનિયામાં પેદા કર્યો હતો. તેના જેવડો બીજો રાજા જગતની ઉત્પત્તિથી આજ સુધી કોઇ થયો નથી, અને હવે પછી ઉત્પન્ન થવાનો સંભવ દેખાતો નથી. ખરેખાત, દુનિઆમાં આજસુધી જે વિલક્ષણ બુદ્ધિના પુરૂષો થઇ ગયા. તેમાંનો કોઇ રાજ્યકાર્યમાં, રાજ્ય મહત્વમાં, પરાક્રમમાં, અને વૈભવમાં સિકંદરની બરાબરી થયો નથી. તેનામાં અવગુણ હતા, તેમજ ગુણ પણ હતા. તેનું બ્યાન પાછળ થયેલું છે તેમાંથી અવગુણ ભણી ધ્યાન લગાડતાં મનને લગાર ખોટું લાગે છે ખરૂં; પરંતુ, તેની માતૃભક્તિ, અચળ, ધૈર્ય, વિલક્ષણ શુરાતન અને અતુળ વૈભવનો વિચાર કર્યાથી તેના વિષે વિસ્મયપૂર્વક સ્તુતિના ઉદગાર આપોઆપ બહાર નીકળેછે."




* એણે જીતેલા યુરોપ તથા એશિયાના દેશોના બે જુદા જુદા નકશાઓ આ સાથે સામેલછે તે તરફ નજર કરવાથી માલમ પડશે કે એણે કેટલા બધા દેશો જીત્યા હતા.